# કાવ્યવિલાસ—પુસ્તક ૧લું

(ઘટતી શુદ્ધિવૃદ્ધિ સહિત)

આવૃત્તિ બીજી ઇ. સ. ૧૯૩૧

શ્રી

# કાવ્યવિલાસ.

## પુસ્તક પહેલું—આવૃત્તિ બીજી.

(મૂળની પૂરવણી-રૂપ વધારાના બીજા બે વિલાસસહિત.)

રચી

પ્રસિદ્ધ કરનાર

**ભગવાન શિવશંકર ભટ્ટ**

"ગુજરાતી વ્યાકરણનાં મૂળતત્ત્વ"ના કર્ત્તા.

માજી ગુજરાતી શિક્ષક, મિશન હાઇ સ્કૂલ,

સુરત.

હાલ નિવાસ : રાંદેર—અંગ્રેજી મહોલ્લો

સુરત :

આઇરિશ મિશન પ્રેસમાં

આર. એસ. ડીકીએ છાપ્યું.

કિમ્મત રૂ. ૧-૦-૦. ઇ. સ. ૧૯૩૧.

# અર્પણપત્રિકા.

પરમસ્નેહી માન્યવર

રેવ. આર. એસ. ડીકી સાહેબ

## વસંતતિલકા.

જેની સહાય મુજને અતિ લાભકારી,
દીસે સદાય પ્રીતિભાવ વધારનારી;
જેના પ્રયાસ પ્રતિદિન થતા સુખાળા,
તે કંઠ અર્પણ કરૂં ગૂંથિ કાવ્યમાળા.

આપે ઈ. સ. ૧૯૨૨ માં સુરત આઈ. પી. મિશન હાઇ સ્કૂલના મેનેજર સાહેબનું પદ ધારણ કર્યું, જે વખતે હું એ સ્કૂલમાં ઉપલાં ધોરણોમાં વર્નાક્યુલર શિક્ષક તરિકે કામ કરતો હતો. એ વખતે આપનો ગુજરાતી સાહિત્ય પ્રતિ આગ્રહપૂર્વક લક્ષ તથા અભિરૂચી જોઇ મને ઘણો આનંદ થતો હતો. તેમજ આપનાં ધર્મપરાયણતા, એકનિષ્ઠ નિર્મલવૃત્તિ, વગેરે સદ્‌ગુણોને લઈને આપની મારા પ્રતિ સપ્રેમ લાગણી થઇ. પરંતુ કમનસીબે મારી દૃષ્ટિમાં ઝાંખાશ શરૂ થવાને લીધે મારે મારી નોકરી પરથી નિવૃત્ત થવાની જરૂર પડી. તે સમયે તેમજ મારાં અમુક અમુક કાર્યોમાં મને સહાયભૂત થવાને આપે ચાલતા પ્રયાસ કરવામાં ઉણપ રાખેલી નહિ. આવા આપણા બેની વચ્ચે બંધાયલા ગાઢ સંબંધના સ્મરણાર્થે, આ મારા "કાવ્યવિલાસ" નામના પુસ્તકની બીજી આવૃત્તિ આપને અર્પણ કરૂં છું તે સ્વીકારી મને કૃતકૃત્ય કરશો એવી સંપૂર્ણ આશા છે.

## ગીતિ.

અતિ વહાલી વસ્તુથી, આપ સદા છો વિશેષ મુજ વ્હાલા ;
સપ્રેમ સ્વીકાર કરશો, આદરસહ આ કાવ્યકુસુમમાળા.

રહે જે સદા ખીલેલી, જે તે સમયે જોઈ હર્ષ થાશે ;
અર્પેલી કદી ઉત્તમ, પુષ્પમાળ તે જરૂર કરમાશે.

મુજ પ્રતિ મમત્વ જેવું, રાખો હૃદયે વિમલ વૃત્તિ ધારી ;
અર્પણ આ પુસ્તકનું, સ્વીકારી કરશો કર્તા ઉપકારી.

આપનો સ્નેહાધીન,

માસ્તર ભગવાન શિવશંકર ભટ્ટ,

જાન્યુઆરી, ૧૯૩૧. રાંદેર–અંગ્રેજી મહોલ્લો.

# કાવ્યવિલાસ—પુસ્તક પહેલું.

## આવૃત્તિ બીજી.

## પ્રસ્તાવના—મૂળની પૂરવણી.

કાવ્યવિલાસ પુસ્તક પ્હેલાની પ્રસ્તાવનામાં તેમાં આવેલા બે વિલાસ વિષે પૂરતું વિવેચન આવી ગયું છે.

આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતાં એજ પુસ્તકમાં બીજા બે વિલાસનો સમાવેશ કીધો છે.

આ પ્રમાણે આ બીજી આવૃત્તિમાં તૃતીય વિલાસમાં વ્યાવહારિક તથા પારમાર્થિક કાવ્યકૃતિયો છે; અને ચતુર્થ વિલાસમાં એક કલ્પિત સામાજિક વાર્તા છે.

શાલોપયોગીને ઉદ્દેશે પ્હેલા બે વિલાસને અનુસરી ફુટનોટ તેમજ પાછળથી ટીકા વગેરે જોઇતાં રાખ્યાં છે.

આ પ્રમાણે ત્રીજા ચોથા વિલાસને જુદા રાખી ન્હાનાં ન્હાનાં બે ત્રણ પુસ્તક નહીં બનાવતાં, પુસ્તક પહેલાનું આ બીજી આવૃત્તિરૂપે ચાર વિલાસવાળું એક આખું પુસ્તક કરી બહાર પાડયું છે; જે વાંચકની સેવામાં વિચરે છે.

### દ્રુતવિલંબિત.

અતિ વિશાલજ કાવ્યપ્રદેશમાં,<br>
રસિક વાસિત કાવ્યતરૂ ઘણાં;<br>
નહિ શકે કરી તે તણી તૂલના,<br>
લઘુક નિરરસ કાવ્યવિલાસ આ.<br>
તદપિ તે મહિં કાંઇક યોગ્યતા,<br>
રહી હશે– નહિ જન્મ ધર્યો વૃથા;<br>
સહજ ભાવિ થવાનુંજ તે થશે,<br>
જરૂર જે ભગવાન નિર્મ્યું હશે.

### ગીતિ.

વિદ્વદ્વર વિરલાજન કાવ્ય રસારૂઢ ધરતા શુદ્ધ મતિ;<br>
કૃતાર્થ કવિપદરજને કરશો ધારી કર આ કાવ્યકૃતિ.

કવિપદરજ,<br>
માસ્તર ભગવાન શિવશંકર ભટ્ટ,<br>
રાંદેર.

# મૂળની પ્રસ્તાવના.

## દોહરા.

કાવ્યપ્રદેશે વિલસવા, ઉપજ્યે ઉર અભિલાષ;<br>
યોગ્ય સંધિ આવી મળે, પ્રગટે કાવ્યવિલાસ. ૧

પૂર્ણ પ્રભુ ને પ્રભુકૃતિ, અપૂર્ણ જનકૃતિ સર્વ;<br>
જગમાં જે માન્યજ છતે, મિથ્યા તેનો ગર્વ. ૨

તોપણ કંઇ ઉદ્દેશથી, કાર્ય કરે સહુ કોય;<br>
રૂચિકર થાય રસજ્ઞને, સાર્થક તે શ્રમ હોય. ૩

---

આવા એક કાવ્યગ્રંથને પ્રસ્તાવનાનું ઘણું અગત્ય નહિ, તથાપિ એના ઉદ્ભવ વિષે કંઈક પ્રસ્તાવનાના રૂપમાં કહેવામાં આવે તો તે અનુચિત તો ન કહેવાય.

મૂળથી કવિતાપ્રતિ રૂચિ હોવાને લીધે—કવિ શ્રી નર્મદાશંકર લાલશંકરના મરણસમયે, તેમની સાથેના કંઇક સંબંધાનુસાર, તેમના મરણની લાગણી થઇ આવવાથી, પ્રથમ એક લલિતવૃત્ત સહજ લખાયું. તે થતાં પિંગળ તરફ દૃષ્ટિ ગઈ અને તેનું અવલોકન થયું. પછીથી સામાન્ય વ્યવહારી વિષયો પર પ્રસંગોપાત કંઇ કંઇ કાવ્યકૃતિઓ થઈ માસિકપત્રોમાં જતી થઇ. વળી ભાગવત, રામાયણ વગેરે કાવ્યગ્રંથો વાંચતાં, તેમાંના કોઈ પ્રસંગોપર પણ કાવ્યરચના થઇ. આમાં કહિં કહિં ઋતુઓના કોઇ કોઈ દેખાવોનાં વર્ણનના ભાસ થતાં, વરસ ત્રણચારેકની વાતપર, એક 'ઋતુવર્ણન' લખાવું શરૂ થયું.

આ દરમ્યાન મહારાજાધિરાજ કૈસરેહિન્દ એડવર્ડ ૭માનું 'રાજ્યાભિષેકગીત' વાંચતાં, અને 'ગ્રાફિક' નામના એક અંગ્રેજી ચોપાનિયામાં તેમનું જન્મવૃત્તાન્ત અવલોકન થતાં—તેમનું પુર્વવૃત્તાન્ત તેમજ ચાલતા રાજ્યાભિષેક પ્રસંગની ધામધુમ લક્ષમાં હોવાથી, એક નાનું સરખું પુસ્તક થાય એટલું કાવ્ય, તે સંબંધી રચાયું. આ નિરર્થક રખડી ન જાય એ વિચારે યોગ્ય મદદથી છપાઇ, 'મિ. એ. ડી. ગ્રીન, આઇ. સી. એસ., ઍક્ટિન્ગ કલેક્ટર અને પોલિટિકલ એજન્ટ, સુરત,' એઉ સાહેબની પરવાનગીથી સુરતમાં મળેલા 'કોરોનેશન દરબાર'માં સર્વ મંડળમાં વહેંચાયું.

પશ્ચાત્, પૂર્વે શરૂ થયલું 'ઋતુવર્ણન' સંપૂર્ણ થતાં, સહજ સ્ફુરણા થઇ કે વર્તમાન રાજ્યકર્ત્તાનું 'પૂર્વવૃત્તાન્ત અને રાજ્યાભિષેક મહોત્સવપર્વ' તેમજ 'ઋતુવર્ણન' જેવું વર્ણનરૂપ કાવ્ય—શાળાઓમાં શિખવાય વંચાય તો વિદ્યાર્થી તેમજ શિક્ષકવર્ગને, નવા વિષય હોવાને લીધે, કંઇક વિશેષ રૂચિકર ને આનંદદાયક થઇ પડે ખરાં. ઇ. સ. ૧૯૦૬માં એ બે વિલાસ એક નાનકડા પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યા.

ઉપર કહેલે ઉદ્દેશે—આ લઘુ ગ્રંથ પ્રસિદ્ધ થઇ 'કાવ્યવિલાસ પુસ્તક ૧ લું'—એવું નામ ધારણ કરી વિદ્વાનવર્ગની સેવામાં અનુગ્રહને માટે વિચરે છે. શાળોપયોગી થવાને યોગ્ય ગણાવું એ—આ ગ્રંથ પોતે જેવી છાપ પાડે તેના પર રહેલું છે. અમુક અંશે સાક્ષરમંડળમાં માન્ય થયે, ઉદ્દેશ સાર્થક છે, અને કર્ત્તા કૃતકૃત્ય છે.

લેખનશુદ્ધિ વગેરે—ગુજરાતી શબ્દોની જોડણી—ઉચ્ચાર પ્રમાણે, કેળવણીખાતાના કેટલાક નિયમો તથા નર્મકોષને અનુસરતી રાખી છે; તેમજ શુદ્ધ સંસ્કૃત શબ્દોની મૂળ જોડણીજ રહે એમ લક્ષ રાખ્યું છે. અને તેમ થતાં કાવ્યરચનાની સુગમતાને માટે જરૂર પડે ત્યાં સર્વમાન્ય લઘુ ગુરૂ ચિહ્નનો ઉપયોગ લીધો છે.

હકારને માટે—'લહાવા, બહોળાં, કહેવું' અને એવા શબ્દોમાં—કાવ્યસરળતાને માટે, જ્યાં હકાર પાછો મૂળમાં ભેળી બોલાય ત્યાં તેનો લોપ બતાવવાને—કવિતામાં ચાલતા નિયમ પ્રમાણે, તેમની ઉપરના કાનો, માત્રા વગેરે, પૂર્વ વ્યંજનની સાથે જોડી, તેના ઉપર (') આવું લોપચિહ્ન રાખ્યું છે.

શુદ્ધોચ્ચારની ખાતર—શુદ્ધ સંસ્કૃત શબ્દોમાં 'અ' (જેના ઉપરના અનુસ્વારનો ઉચ્ચાર, સ્વાભાવિક, પાછળના વ્યંજનના સ્થાનના અનુનાસિક જેવો થાય છે તે) સિવાયના સ્વર—એટલે—આ-ઇ-ઉ વગેરેની ઉપર અનુસ્વાર ન લખતાં, ઘણે ભાગે તેને, પછીના વ્યંજનની સાથે—સંસ્કૃતના નિયમ પ્રમાણે—તેના અનુનાસિક રૂપમાં, જોડેલો રાખ્યો છે. [આવા હેતુથી કે—'કાન્ત, ઈન્દુ, કુણ્ડ' વગેરે શબ્દોને અનુસ્વાર વાપરી લખતાં, ઉધરતા વિદ્યાર્થી અને પરદેશીઓ, 'કાંતવું, ઇંડું, કુંડું' આવા ગુજરાતી શબ્દોમાં જે અનુસ્વારનો સામાન્ય પ્રાકૃત ઉચ્ચાર થાય છે તેવા ઉચ્ચારથી વાંચે છે, તેમ (કાંત, ઇંદુ, કુંડ) ન વંચાય].

પ્રત્યેક પાનાની નીચે, ટિપ્પણ કરી, અંક પ્રમાણે, મચડેલા અને અસાધારણ શબ્દોના મૂળરૂપ, અર્થ વગેરે આપ્યું છે. અઘરા શબ્દોની વ્યુત્પત્તિ, અર્થ-સમજુતી, પદચ્છેદસૂચના, સમાસ, અલંકાર વગેરે વિશેષ બાબતો જુદી રાખી છે.

શિક્ષણવ્યવસ્થા—પ્રથમ વિલાસમાં, વર્તમાન રાજ્યકર્ત્તા 'મહારાજાધિરાજ કૈસરેહિન્દ એડવર્ડ છમાનો હિન્દરાજ્યાભિષેક મહોત્સવપર્વ' છે, તે એન્ગ્લોવર્નાક્યુલર ત્રીજા, તેમજ ચોથા ધોરણમાં—જ્યાં વર્ષોનાં વર્ષ થયાં 'પદ્માવતિની વાર્ત્તા,' કે વખતે 'હુન્નરખાનની ચઢાઈ' અને 'શામળભટના છપ્પા' એજ શિખવ-

વામાં આવે છે તેને બદલે—વધારે નહિ તો તેટલીજ ફતેહથી શિખવી શકાય. દ્વિતીય વિલાસમાં—'ઋતુવર્ણન' છે. એમાંથી હાલની રૂચિ પ્રમાણે વિદ્યાર્થીઓનું સૃષ્ટિસૌન્દર્ય તરફ પણ જરા વળણ થાય, અને વર્ણનરૂપ હોવાને લીધે, ઉપલાં ધોરણોને માટે છૂટાછૂટા સંબંધ વગરના કટકાઓ વાંચ્યા શીખ્યા કરતાં, એ કંઈ ઓછું અનુકૂળ અને લાભદાયક નહિ થાય. કોઈ પણ ગદ્યપદ્ય ગ્રંથને અમુક અંશે રૂચિકર અને આનંદદાયક કરવો એ શિક્ષકવર્ગના વિવેક ને શિક્ષણ ઉપર આધાર રાખે છે, એટલે તે સંબંધે વિશેષ સૂચનાની જરૂર નથી.

---

## ગીતિ.

કાવ્યવિલાસી જન સૌ, કાવ્યવિલાસે વિવેક વાવરશો;
કાવ્યકણિકા લઘુ આ, ધારી કર કૃતકૃત્ય કવિ કરશો.

કવિપદરજ,

**ભ. શિ. ભટ્ટ.**

શ્રી

# કાવ્યવિલાસ.

## ઈશ્વરપ્રાર્થના.

### ગીતિ.

વિશ્વેશ્વર વિભુ તુંમાં, થઇ વિશ્વાસી વિલંબ કાં રાખું;
વર દે વરદાતા તું, કાવ્યવિલાસે વિમળ વાણી ભાખું.

### ભુજંગી.

અહો ! આદિ તું ઇશ્વરા[1] એક દિસે,
ત્રિગુણાત્મ તું રૂપ ત્રિ ભિન્ન મિષે;
નથી એહ મિષે જુદી વસ્તુ એ તું,
સ્વયંભું સ્વતઃ આદિ છે દેવ તે તું. ૧

લઈ ભાવ તારો ભજે જેહ[2] જેને,
તદા તેહ[3] રૂપે તું છે એક તેને;
લહે બુદ્ધિ[4] ટૂંકી જુદાં રૂપ એ તું,
સ્વયંભું સ્વતઃ આદિ છે દેવ તે તું. ૨

સદાકાળ દેશે બધે એક તું છે,
જુદાં નામ સંજ્ઞા અનુસાર[5] જુદે;

---

૧. ઇશ્વર (સંબોધન.) ૨. જે. ૩. તે. ૪. ટુંકી બુદ્ધિ=ટુંકી બુદ્ધિવાળા માણસો. ૫. જુદે અનુસારે=જુદાં જુદાં કારણે કરીને.

અરે ભેદ એથી શું છે વસ્તુ એ તું ?
સ્વયંભુ સ્વત : આદિ છે દેવ તે તું. ૩

રહ્યો એક રૂપે વસી સર્વ ઉરે,
તથાપિ અહંભાવ જ્યાંત્યાંજ સ્ફૂરે ;
નહીં કોઇને કોઇ લેખે, હશે શું !
સ્વયંભુ સ્વત : આદિ છે દેવ તે તું. ૪

ટળી 'આત્મવત્સર્વભૂતેષુ'[1] હેતુ,
દ્વિધાભાવથી હર્ષ તે થાય છે શું ?
ભગુ યાચતો ટાળ એ ભાવ 'હું તું',
સ્વયંભુ સ્વત : આદિ છે દેવ તે તું. ૫

## શાર્દૂલવિક્રીડિત.

આ બ્રહ્માણ્ડતણી અગાધ રચના દિસે અતિ ગૂઢ જે,
યોજે જેહ વિચાર,[2] વિસ્મિત થઇ રે' છે[3] બની મૂઢ તે ;
આ અદ્ભુત અગમ્ય તંત્ર રચવા સત્તા નહિ અન્યને,
એવો એક અનંત શક્તિપતિ તે સાચે સદા વંદ્ય છે. ૧

વંદું દેવ મહેશ વ્યાપક પ્રભુ જ્યાં જોઉં ત્યાં તુંજ છે,
તારી શક્તિ અપાર પાર નહિ કો પામે મહા યોગી જે :
કાર્યો સર્વ વિષે સહાયભૂત તું દિસેજ જ્યાં ત્યાં યથા,
ભાવી આ ભગવાન રંકશિશુનું સુધારજે સર્વથા. ૨

---

૧. આખી સૃષ્ટિને વિષે પોતાપણાનો ભાવ રાખવો તે--જેવો હું તેવાંજ સર્વ. ૨. વિચાર યોજે=વિચારમાં ગુંથાય. ૩. રહે છે.

# प्रथम विलास.

## હિન્દમહારાજા શ્રી એડવર્ડ ૭ મા
## નું
## હિન્દરાજ્યાભિષેક-મહોત્સવપર્વ.

### अभिषेकमुहूर्त.

### દોહરા.

આજ દિવસ આનંદનો, પાષ્ટિક પોષજ માસ;
મંગળકારી સ્થાનમાં, ધનરાશી[1] રવિવાસ. ૧

સામાન્યે તૃતીયા તિથિ, મંગળ મુહૂર્ત મનાય;
સર્વારંભે શ્રેષ્ઠમાં, ગુરૂ એ વાર ગણાય. ૨

વરસ વડું વિક્રમતણું, ઓગણી ઓગણસાઠ;
એફીએ આવ્યું દિસે, સુખદ સહજ તે માટ. ૩

અંગ્રેજી ગણના વિષે, ઇસવીસન એ રીત;
ઓગણીસેં ત્રણ ઓપતું, એફી આવ્યું અમિત. ૪

જાન્યુઆરી જગ જાણિતો, પે'લો[2] માસ પ્રમાણ;
વર્ષ ઇસુનું બેસતાં, પ્રથમ દિવસ શુભ જાણ. ૫

દિવ્ય તખ્ત દિલ્લીતણે, સૂર ઉગમતે આજ;
વિધિ[3] અભિષેકતણો સજે, હિન્દપતિ મહારાજ. ૬

---

૧. ધનરાશીમાં સૂર્યનો વાસ-સ્થિતિ-સ્થાન. ૨. પે'લો=પહેલો. ૩. અભિષેકનો વિધિ=ગાદી ઉપર બેસવાની શાસ્ત્રોક્ત ક્રિયા.

સૃષ્ટ વસ્તુ શોભી રહી, દિવ્ય દિસે દિગંત;[1]
ઉઠયા જન આળસ તજી, પ્રેમપૂર ઝીલંત.[2] ૭

અવનિવિષે આ લોકમાં, વેગે ચાલી વાત;
હિન્દપ્રજા પ્રેમી બની, રાજ્યભક્તિ રળિયાત. ૮

આનંદાર્ણવ[3] ઉલટયો, હિન્દે હર્ષ ન માય;
વિધવિધ વિનયવિવેકથી, વફાદારી વર્ષાય. ૯

ડંકો વાગ્યો દેશમાં, વિજયવાદ્ય[4]સહ આજ;
સુખ સંપત્તિ સદા સજો, આર્યભૂમિ અધિરાજ. ૧૦

પ્રભુના પ્રેમપ્રસાદથી, પામો મહીતલ[5] માન;
સાર્વભૌમપદ[6] ભોગવો, ભરતખંડ ભગવાન. ૧૧

## शुभ जन्मसमय.

### દોહરા.

ઇસુનું વર્ષ અઢારસેં, અને એકતાળીશ;
નિર્મળ માસ નવેમ્બરે, નઉપમ નવમો દીસ.[7] ૧

પ્રાતઃ સમય વટી થતાં, કોમળ કાળ મધ્યાન;
બાર કમી અગિયારમાં, અંગ્રેજી દિનમાન.[8] ૨

શુભ માંગલ્ય મુહૂર્ત તે, મંગળ રૂડો વાર;
જન્મ્યા રાજ્યશિરોમણી, વર્ત્યો જયજયકાર. ૩

બકિન્ગહામ પ્રાસાદ[9]ના, ભાગ્યતણો શો પાર;
એડવર્ડ જ્યાં અવતર્યા, આંગ્લજન[10]આધાર. ૪

---

૧. દિશાની હદ. ૨. ઝીલંત=ઝીલતા–પ્રેમના પૂરમાં ઝીલે છે. ૩. આનંદનો સાગર. ૪. ફતેહના નાદ–અવાજ સહિત. ૫. પૃથ્વીના તલમાં–પૃથ્વી ઉપર. ૬. રાજાધિરાજની પદવી ૭. દીસ=દિવસ. ૮. દિવસના વખતના માપ પ્રમાણે. ૯. મહેલ. ૧૦. ઈન્ગ્લાન્ડના લોકોને આશ્રયરૂપ એવા.

## राज्याभिषेक समारंभ.

### ભુજંગી.

ભૂમિ ખંડ આકાશ ભુવંન[1] જેમાં[1]
દિસે જીવ આત્મા સુહર્ષિત તેમાં[2];
ભલું ભાગ્ય જેનું દશો દિશ ગાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧

ધરા સર્વ સ્થાને સુધાન્યે ભરેલી,
દિસે સૃષ્ટિ સંતુષ્ટ સર્વે થએલી;
સુખાકારી શિશિરમાં શાન્તિ છાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨

રચ્યાં ડોલી સૌ વાટિકાકુન્જવૃક્ષો,
જડે[3] રાજ્યભક્તિતણાં ચિહ્ન લક્ષો;
નમે કર્ણો તે ભર્યાં ધાન્ય તાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે, ૩

### महाराजाश्रीनुं पूर्व वृत्तान्त.

કહું ટૂંક વૃત્તાન્ત વાંચ્યું સુણ્યું તે,
જરા કૌતુકી[4] કાવ્યમાં લાગશે એ;

---

૧. ભુવંન=ભુવન. ૧ લી—ભૂમિખંડ=પૃથ્વિપરના ખંડો એટલે આ લોક, અને આકાશભુવન=ઉપરના લોકો, જેમાં—૨. જીવ અને આત્મા=મનુષ્યાદિ પ્રાણીમાત્ર સારી રીતે આનંદ પામેલાં છે–આ સામાન્ય દેખીતો અર્થ છે. તેમજ (અંકસંજ્ઞા પ્રમાણે)—૧. ભૂમિ=૧, ખંડ=૯, આકાશ = ૦. અને ભુવન = ૩ એટલે ૧૯૦૩નું વર્ષ, જેમાં—૨.—જીવ=૧ (પહેલો મહિનો જાન્યુઆરી) અને આત્મા=૧ (પહેલી તારીખ) એ સારી રીતે હર્ષ પામેલાં દેખાય છે.

૩. જડે=જડમાં–જડ પદાર્થોમાં. ૪. કૌતુક જેવું-અજાયબ જેવું.

તથાપિ હશે લક્ષી કો જાણવા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪

સુચિહ્નો સજી ભૂમિમાં જન્મ લીધો,
પિતામાતનો કોડ સંપૂર્ણ કીધો;
ખરી સાવધાની તજી ઉછર્યા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે, ૫

કહો પુણ્યનો શો લહો[1] પાર એનો,
થયો રાજ્યકુળે જયી જન્મ જેનો;
બિતાબો હકે[2] જન્મથી ધારતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૬

ખરૂં પુણ્ય શું આપ્તવર્ગે[3] જણાતું!
લહ્યો જન્મ વિક્ટોરિયા જેવી માતુ;
સુશિક્ષિત આલ્બર્ટ થૈ[4] છત્ર[5] છાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૭

વળી લેવું સુભાગ્ય એ શ્રેષ્ઠ માની,
અલૌકિક અર્ધાંગના રાજ્યરાણી;
વિનોદી, વિવેકી, વિલક્ષી સ્વકાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૮

ઘણા સ્તુત્ય ગુણો નહાની વયેથી,
ભવિષ્યે લહે પાત્રતા જંન[6] જેથી;
દીપે દિવ્ય એવા ગુણોએ ભર્યા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૯

---

૧. લહો=લેઓ-ગણો. ૨. હકે=રાજ્યકુળમાં જન્મ્યાના હકથી. ૩. સગાં-સંબંધીઓ. ૪. થૈ=થઇ. ૫. ઢાંકણ-પિતા. ૬. જંન=જન-માણસ.

કદી જીવ કોને કશું માઠું લાગે,
દિસે બાળચેષ્ટા વિષે સદ્ય ત્યાગે;
ભલી ભાત ભૂખ્યાતણી ભૂખ ભાંજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૦

કદી દિલ મો'ડું[1] કરે કો કશામાં,
ખરો ઉર આનંદ ઉદારતામાં:
નહીં કોથકી હારવું ધારણા જે,[2]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૧

પિતામાત ભાણ્ડુ વિષે સ્નેહ ધારે,
લઘુવેશમાં લાઘવી લક્ષ સારે;[3]
અનુકારી ઇચ્છા વિષે ઓપતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૨

ધરે શીખવે[4] તીવ્રતા ઠીક તાજી,
ગુરૂ માતપિતા રહે જેમ રાજી;
વિવેકી બન્યા કાળ વે'વાર[5]માં જે:
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૩

રૂડું જ્ઞાન ભાષાતણું પ્રાપ્ત કીધું,
યથેચ્છા કળાશાસ્ત્રનું સાર લીધું:
બધી વાતમાં બુદ્ધિશાળી બન્યા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૪

ધરી યોગ્યતા અશ્વ આરૂઢવામાં,
શિકારે બન્યા શ્રેષ્ઠ નિશાનવામાં;
દીપે દેવી કો લશ્કરી ઠાઠમાં જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૫

---

૧. મો'ડું=મહોડું. ૨. ધારણા જે=જેની ધારણા. ૩. સારે લક્ષે=સઘળા લક્ષમાં. ૪. શીખવે=શીખવવામાં. ૫. વેવાર=વ્યવહાર.

ફર્યા દેશદેશાન્તરે ધર્મ[1] ધારી,
ખરી માહિતી સર્વ વાતે વધારી;
પ્રજા–ઉન્નતિમાં થતી પુષ્ટિદા[2] જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૬

કર્યા પૂર્ણ પ્રેમે પ્રવાસો વિદેશે,
નવી[3] દુનિયાના અનેકો પ્રદેશે;
ઇસુભૂમિ[4]ને હિન્દ ભાવે ફર્યા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૭

ફર્યા હિન્દમાં યોગ્ય સ્થાને પધારી,
કરી રાજ્યસંસ્થાનની ભેટ[5] સારી;
ઉમંગી પ્રજા દેખી આનંદતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૮

રહે રક્ષપાળો ઝુમી ચો દિશાએ,
રથારૂઢ થૈ મધ્ય પોતે પળાએ;
નમે નેત્રનિમેષ સત્કાર કાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૯

બની રાજ્યરૂએજ સત્તાધિકારી,
ઘણાં માનપત્રો સહર્ષે સ્વીકારી;
નહીં લેશ દંભી દિલે દિસતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૦

સમે અલ્પ જીવોતણી ભેટ કીધી,
કૃપાપાત્ર કોની ભલી ભાળ લીધી;

---

૧. ધર્મ ધારી=પોતાની ફરજ ધારીને. ૨. પુષ્ટિ આપનારી–ઉત્તેજન આપનારી. ૩. નવી દુનિયા=અમેરિકા. ૪. પાલેસ્ટાઇન—જેરૂસલમ. ૫. ભેટ કરી=મુલાકાત કીધી–મળ્યા.

ભળ્યા ક્યાંહિ દેશોન્નતિ શુભ કાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૧

યુવાનીતણો યોગ્ય નિયોગ[1] કીધો,
યથાશક્તિ સુકાર્યમાં ભાગ લીધો ;
સદા શાન્તિદા શબ્દમાં બોલતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૨

પ્રજાલાગણીમાં પૂરૂં લક્ષ એનું,
જુઓ એક દૃષ્ટાન્ત હું ટાંકું તેનું ;
નકી[2] નીતિ·એ નેક રાજ્યે નવાજે,[3]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૩

અભિષેકનો દિન ધાર્યો સ્વદેશે,
હઠા'વો[4] પડ્યો માંદગીને પ્રવેશે ;
દિલોજાની દર્શાવી શું દેશદાઝે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૪

પ્રજામાત્રને લાગતું એક એનું,[5]
નહીં નિજ નુકસાનમાં ચિત્ત જેનું ;
કયમે[6] ભાવી નિર્મ્યું બને અન્યથા તે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૫

કદી દૈવી સિદ્ધાન્ત મિથ્યા ન થાએ,[7]
તથાપિ મુઝાયા ઘણું મંન[8]માંહે ;
પ્રજામાફી માગ્યે નહીં લેશ લાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૬

---

૧. નિયોગ=ઉપયોગ. ૨. નકી=નક્કી. ૩. નવાજે=શોભે. ૪. હઠા'વો=હઠાવવો. ૫. એનું લાગતું=એમની માંદગી વિષે લાગણી થતી. ૬. કયમે=કેમે-કોઈપણ પ્રકારે. ૭. થાય. ૮. મન.

પ્રજાપ્રેમ પ્રત્યે પૂરૂં ધ્યાન જેનું,
તપો રાજ્યગાદીતણું પુણ્ય એનું ;
વફાદારી વર્ષાવવા વેળ આજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૭

## મહોત્સવસમારંભ.

હવો[1] હિન્દમાં હર્ષ પ્રત્યેક ઠામે,
પુરી શે'ર[2] કસ્બા અને ગામગામે ;
વદે વા'લ[3]નાં વેણ એકે અવાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૮

સમારી ગૃહોને રૂડાં રંગી દીધાં,
વિવિધાકૃતિ ચિત્રવિચિત્ર કીધાં ;
બની રોશની ચંદ્રભા[4] જેથી લાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૯

દિસે દૂરથી દીપમાળો બની જે,
શકે[5] હોય શું હાર તારાતણી તે ;
જઈ પાસ દૃષ્ટિ ડરે ઝાંખતાં જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૦

લચ્યાં તોરણો બારણે લે'કતાં[6] જે,
બહુ પુષ્પ ગાળે[7] ધર્યાં બે'કતાં[8] તે ;
રચ્યાં છે કમાનો ભર્યાં પત્ર તાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૧

દિસે આંગણે સાથિયા કોક ધામે,
ચતુરાઇથી ચિત્તવૃત્તિ વિરામે ;

---

૧. હવો=થયો. ૨. શે'ર=શહેર. ૩. વા'લ=વહાલ. ૪. ચંદની. ૫. શકે=જાણે કે. ૬. લહેકતાં. ૭. ગાળે=ગાળામાં. ૮. બહેકતાં.

પૂર્યા રંગ નાનાકૃતિ શોભતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૨

કહું[1] બાળકોની બની ખેલ સારી,
કહું[1] ગાયકોનો મચ્યો ઠાઠ ભારી;
અળાપે લઈ તાન ઊંચે અવાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૩

અહીં હસ્તચાતુર્યના ખેલ ખાસા,
તહીં[2] ગોઠવ્યા તંત્રીઓએ[3] તમાશા;
પ'ણે[4] મિષ્ટ વાદિત્રના વાદ્ય વાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૪

પ્રજા સર્વમાં પૂજ્યવૃત્તિ પ્રવેશી,
હિંડે ડોલતા મગ્ન થૈને સુવેશી;
મળે મા'જનો[5] મો'ટમો'ટા સમાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૫

મળી ચર્ચતા ચે'ન[6]માં સૌ સુખાળા,
વદે રાજ્ય બ્રિટિશની બોલબાલા;
બહુ ધન્યવાદ્યોતણા ઘોષ ગાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૬

રચ્યા મંડપો ઓપતા અગ્રભાગે,[7]
સજ્યા રંગસાહિત્યથી રમ્ય લાગે;
ઉડે વાવટા ખૂબ નિશાન ઝાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૭

---

૧. કહું=કોઈ ઠેકાણે. ૨. તહીં=ત્યાં. ૩. તંત્રીઓ=તંત્રખેલ કરનારા-વાદીગરો. ૪. પણે=પેલી જગ્યાએ. ૫. મા'જનો=મહાજનો. ૬. ચે'નમાં=ચહેનમાં. ૭. આગલા ભાગમાં-ચોગાનમાં.

મળ્યા માનમેળાવડા[1] મુખ્ય ધામે,
ઠરે સર્વ શાળા[2] મળી એક ઠામે;
ધુમે અર્ભકો[3] હર્ષઘેલાં બન્યાં જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૮

ખરે ખેલ ખેલી ખુશીમાં જણાતાં,
મધુરે સ્વરે કાવ્યના છંદ ગાતાં;
મિઠાઈ મળે[4] મગ્ન કેવાં થતાં જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૯

અનાશ્રિત અર્થે રચી અન્નશાળા,
ધસે તેભણી દોડતા સૌ ભૂખાળા;
પમે તૃપ્ત થૈ પેટ પંપાળતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૦

નિમ્યા કાર્યકારી[5] વિવેકી જનો જે,
વ્યવસ્થા કરે ખાસ પ્રત્યેક સ્થાને;
નહીં નિજ કર્ત્તવ્યમાં[6] ભૂલતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૧

જુઓ ચોકસી કેવી પ્રત્યેક કામે,
સભાસ્થાન દિસે રચ્યાં સર્વ ઠામે;
રૂડી યોજનાઓ[7] રચી રાચતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૨

ભર્યાં ખાસ દર્બાર[8] મો'ટાં સ્થળોમાં,
પ્રજાવર્ગ ને નામદારો મળે ત્યાં;

---

૧. માન–મેળાવડા = માન આપવાને મળેલા સમાજો. ૨. નિશાળો. ૩. બાળકો. ૪. મળે=મળ્યે–મળ્યાથી. ૫. કાર્યકારી=ખાસ કામોને માટે નિમેલું કામ કરનારૂં મંડળ. ૬. કરવાનું કામ. ૭. યુક્તિ–ગોઠવણી. ૮. દર્બાર=દરબાર.

રૂડો રાજ્યરીતિ તણો રંગ રાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૩

પ્રમાણો[1] દઈ પ્રેક્ષકો ત્યાં પ્રવેશે,
સભામંડપે શોધી આસંન[2] બેસે ;
સસત્કાર[3] અન્યોન્ય આનંદતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૪

ફરે શસ્ત્રધારી ચહુમેર ફેરા,
દિસે દોડતા સ્વાર થૈને ઘણેરા ;
અધિકારી ઈલ્કાબથી[4] ઓપતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૫

પ્રમુખો મુખે રાજ્યશૈલી પ્રબોધે,
નવી આણ વર્ત્તાવી આનંદ તો લે ;
સુણે શાન્તિથી સર્વ ભેળા મળ્યા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૬

કહીં ખાસ મેળાવડે સ્ત્રી મળે છે,
મૃદુ મિષ્ટ માધુર્ય મુખે વદે તે ;
સ્ત્રીવર્ગે સદાચાર સંબોધતાં[5] જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૭

રચ્યો રાત્રિએ કોક મેદાનમાં તો,
રૂડો દારૂખાનાતણો ઘાટ ખાસો ;
દિસે લોક ઘેલા બન્યા દોડતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૮

---

૧. સાબિતી-નિમંત્રણ-પત્ર. ૨. આસંન=આસન. ૩. સસત્કાર=સત્કારસહિત-એક બીજાને સત્કાર કરીને. ૪. ખિતાબ-ચાંદ વગેરે મળેલા તે વડે. ૫. સારી રીતે બોધ કરતા.

કરી સુસવાટા ઉડે છે હવાઇ,
ફુટે કૈંક ગોળા ઘણા રંગ માંહીં ;
ઘણો ગાજતો ઘોર ગેબી અવાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૯

દીપે ખૂબ નાટ્યાલયોનો દમામ,
રૂડી રોશની ઝગૂઝગે ઠામ ઠામ ;
જતા આવતા લોકના થોક બાઝે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૦

કહું ગાય સ્ત્રીઓ ઘણી રાગ તાણી,
વદે વા'લ[1] વિવેકની પૂજ્ય વાણી ;
કરે હાસ્ય વિનોદ કો રૈ'[2] મલ્લાજે,[3]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૧

જુઓ ગ્રામ્યલોકો ધરી મંન માન,
સજે છે ઘરોઘેર મિષ્ટાન્ન પાન ;
દિસે રંગ ને તાનમાં ડોલતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૨

મળી મુર્ખાઓએ કર્યો ઠાઠમાઠ,
કરે વિપ્ર દેવાલયે સ્તોત્રપાઠ ;
રૂડી રાત્રિએ રંગીલાં ગાન ગાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૩

રમે રાસડા અન્ય ધંધાર્થીઓ કો,
દિવાના બન્યા દિસતા સર્વ લોકો ;
કુદે જોસમાં ગાઇ મો'ટે અવાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૪

---

૧. વા'લ–વહાલ. ૨. રૈ'–રહી. ૩. મલાજે–મ્હોલાજે=દાબમાં.

દિશે કે'વી તલ્લીનતા રાજ્યમાંહીં,
લહે સ્વર્ગનાં સુખ શું સર્વ આંહીં;
રહ્યો આપ આનંદ રેલાઈ આજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૫

## दिल्हीनो दिव्य देखाव.

અહો દિલ્હી શું ભાગ્ય તારૂં હું ભાખું,
વસ્યું તું સ્થળે આવી શું વિશ્વ આખું;
પૂરાં પુણ્યશાળી દગો[1] દેખી રાજે,[2]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૬

દિસે દિલ્હીમાં દિન દિવાળીકેરા,
મચ્યા ધામધુમે મનુષ્યો સવેળા;
દશો દિશમાં દિલ્હીડિણ્ડિમ[3] વાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૭

લઇ સૈનિકો શ્રેષ્ઠ ને પાદપાળા,
સહુ સાથમાં અશ્વ હસ્તી રૂપાળા;
મળ્યા રાવરાણા સરંજામ સાજે,[4]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૮

ઠર્યા ઠક્કરો કો રચી અન્ય ઠામ,
પડાવો પડેલા વસ્યાં હોય ગામ;
ખરો દેખવાજોગ દેખાવ આજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૯

સ્થળો સૂચવે ચિત્ર લેખો[5] વિરંગી[6],
ઊડે છે ધ્વજો ઓપતા રંગરંગી[7];

---

૧. આંખ. ૨. રાજી થાય. ૩. દિલ્હીડિણ્ડિમ=દિલ્હીનું ડિણ્ડિમ એટલે ડંકો = દિલ્હી દિલ્હી એમજ વાત ચાલી રહેલી તે. ૪. સાજે=સાજસહિત. ૫. ચિત્રવાળાં રાજા કે ઠાકોરોનાં નામના લેખો. ૬. વિશેષે રંગથી શોભતા. ૭. તરેહ તરેહના રંગના.

સજ્યાં તોરણો દ્વાર સુવર્ણ સાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૦

જવું દિલ્લી એ ઝંખના ઉર જાગી,
જઇ જોઇ ઇચ્છા થવા પૂર્ણભાગી;
ભૂલ્યાં ભાન એ તાનમાં કૈંક આજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૧

બહુ તર્કવિતર્કમાં મંન ડોલે,
રચ્યા કૈંક ત્યાં દિલ્લી દેખાવ તોલે;
વળી કૈંક એકેકની ભૂલ ભાંજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૨

વિનાસાધને[1] કૈંક તો એમ ભાખે,
શકે પક્ષી થૈ પેખવા હોંસ રાખે;
પૂર્યાં વાસ પે'લાં, ધનિકો ખરા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૩

ધરૂં પૂજ્ય પાદામ્બુજે રંક સેવા,
પ્રભૂ પ્રાર્થતો પૂર્ણ કૃપાળુ રે'વા;
લહો લાભ લા'વા[2] પરિવાર રાજે,[3]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૪

કવિ નામનો ભટ્ટ કક્કાવટંકી,[4]
લખું નામસંજ્ઞા ભણું છે ઉમંગી;
ચિરાયુ ચહે ચક્રવર્તિ ભલા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૬૫

---

૧. સાધનવગરના હોવાને લીધે. ૨. લા'વા=લહાવા. ૩. છોકરાંછૈયાંમાં અને રાજ્યમાં. ૪. કક્કાવટંકી='કક્કા' એવી છે અવટંક-અટક જેની.

## દિલ્લીપદ.

### મનહર છંદ.

દિલ્લીપદ પૂર્વ સ્થાન, તવારીખે જેનું માન,
જહાં ભલા સત્તાવાન, આરૂઢયા જણાય છે;
મા'ભારતે[1] મળે વાત, સર્વ સૃષ્ટિમાં સુજ્ઞાત,
હસ્તિનાપુરી વિખ્યાત, સ્થાન એ ગણાય છે;
પ્રાચીન પ્રસિદ્ધ નામ, પાંડવો જે પૂર્ણહામ,[2]
કૃષ્ણે રાખી જેની મામ,[3] કીર્ત્તિ વખણાય છે. ૧

યુધિષ્ઠિર શ્રેષ્ઠ જાણ, જેની ફરી ધર્મ આણ,
ચક્રવર્તિમાં પ્રમાણ, એહનું અણાય છે;
સાર્વભૌમ એ ભૂપાળ, ભોગવી ભૂમિ વિશાળ,
જેહ પદે ચિરકાળ, રહેલા મનાય છે.
તેજ પદે ધર્મરાજ, આઙ્ગ્લભૂમિના આજ;
એડવર્ડ મહારાજ, હિન્દપતિ થાય છે. ૨

દિલ્લી-દરબાર ખીલે, પ્રજા પ્રેમપૂરે ઝીલે,
મંડળીકો મો'ટે દિલે, મંન મલકાય છે.
રાજ્ય ભક્તિતણું સ્ફૂર,[4] સહજન્ય સ્નેહ શૂર,
પ્રજામાં પ્રેરીત પૂર, પ્રેમ પરખાય છે.
સિંહાસન દીપી નૂરે, આવેશી[5] આનંદ-પૂરે;
ધર્મપાદ લેવા ઉરે, સ્નેહે છલકાય છે. ૩

વિકટોરિયાતણા સુત, કુલદીપક સુપુત્ર;
દેખી દિલ્લીરાજ્યસૂત્ર,[6] હિન્દ હરખાય છે.

---

૧. મા'ભારતે = મહાભારતમાં. ૨. હામપૂર્ણ. ૩. ટેક. ૪. સ્ફૂર-સ્ફૂરવું.
૫. આવેશી=આવેશીને-જોસમાં આવીને. ૬. રાજ્યમંડળની પદ્ધતિ-વ્યવસ્થા.

ધન્ય ભાગ્ય દિલ્લીતણું, દેશમાં ગણાઓ ઘણું;
જેમાં એડવર્ડતણું, અભિષેક થાય છે.
ભાગ્યવાન ભલા ભૂપ, વૈભવ અતિ અનુપ;
ભોગવો એ સુખરૂપ, ભગવાન સા'ય[1] છે. ૪

## आशिष.

### શાર્દૂલવિક્રીડિત.

ધારો વંશપરંપરા હકતણી, સત્તા પૂરી હાથમાં,
પામો પૂર્ણ પ્રતાપ આપ[2] પ્રસરી, પ્રીતિ સહુ સાથમાં:
થૈ નિર્વૈરિ, નિશંક, ન્યાયનીતિમાં, પાળો પ્રજા સર્વને,
દેવી ભોગ અનુભવો ક્ષિતિતલે,[3] યાવત્ શશિસૂર્ય છે.

### ગીતિ.

યાવત ઉદધિ વારિ, આ લોકે સ્થિત રહે ભૂતલધારી:
તાવત રાજ્ય સુકીર્તિ, રહો સર્વદા પ્રવાહ પ્રસ્તારી.

## वृतान्त उपसंहार—आशिष लापिका.

### છપ્પા.

મળ્યું જેહ[4] બહુ માન, રાજ્યપદ મળતાં પે'લાં,
હામ ધરી હિય[5] ધીર, વીર વિદ્વાન બનેલા,
રાખ્યુંજ નિજ કુળ નામ, વિમળ વાણી વર્ષાવી,
જાગવિયું જગ માન, ન્યાય નીતિ દર્શાવી,
ધિક્કારજ મિથ્યા માનમાં, નિર્માને જેની મતિ,
રાજ્યે પણ રૂડા ઓપશો, એડવર્ડ ઉર્વીપતિ. ૧

---

૧. સહાય. ૨. આપ પ્રસરી=તેજ ફેલાઈને. ૩. પૃથ્વીની સપાટી ઉપર.
૪. જેહ=જેને. ૫. હિય=હૈયે.

જગજાહેર લક્ષણો, કહું એમાં જે દિસે,
નેક રહી નહિ કરે, અહિત કોનું કંઇ મિષે,
પરજન સ્વજન સમાન, કટુતા નહિ જિહ્વામાં,
રહે નિત્ય રળિયાત, રંકને રીઝવવામાં,
મહતા માનીને મન વિષે, સજ્જે તત્પરતા સર્વથી,
કૃતકૃત્ય કરે જનપાત્રને, એડવર્ડ ઉર્વીપતિ. ૨

પાર લહે સંપૂર્ણ, ગુહ્ય વાતોના મર્મ,
વાચા મન ને કર્મ,[1] વર્તતા ધારી ધર્મ,
નયન વિષે નરમાસ, નિત્ય નિયમમાં રે'વું,
પ્રજા પાળવા પ્રતિ, પ્રેમથી લક્ષજ દેવું,
ભુજબળથી ભૂભય ભાંગવા, અંતર આતુરતા અતિ,
જીવ્યું સાર્થક છે જગતમાં, એડવર્ડ ઉર્વીપતિ. ૩

સકળ ફરી સંસ્થાન, નિહાળ્યાં નિપુણજ થાવા,
દાખવી પૂરી હામ, અવર દેશોમાં જાવા,
સુમતિ પત્નિ-રત્ન, પ્રવાસે સાથે લીધાં,
ખીલવિયું[2] વિલાત, હિન્દ હરખાતા કીધા,
રાખો આ વિશ્વ વિષે અચળ, નૃપવર એ નિર્મળમતિ,
નમી આપ માગું ભગવાન હું, એડવર્ડ ઉર્વીપતિ. ૪

સમાપ્ત.

---

૧. કર્મે. ૨. ખીલવ્યું.

# દ્વિતીય વિલાસ.

## ઋતુવર્ણન.

## વર્ષાકાલ.

### ( वर्षा–शरद्. )

### ઇન્દ્રવજ્રા.

આકાશમાં અભ્રઘટાવ થાતો,
આનંદ ઉર્વી ઉર ઉભરાતો,
દિશા દશે સુન્દરતા છવાઇ,
વર્ષાઋતુકેરી રૂડી વધાઇ. ૧

અભ્રો અતિશે ગતિમાન દિશે,
વેગે વહે નિર્મિત કાર્ય મિષે,
ધંધાર્થીઓ જેમ જણાય જાતા,
પ્રેરિત કાર્યે પ્રીતિથી પળાતા. ૨

સુજ્ઞો નિહાળી ધરતા સુઆશ,
છાયા ઘડીમાં ઘડીમાં પ્રકાશ,
જેથી ઘણો છાદિત તાપ ત્રાસે,
વર્ષાઋતુકાળ સમિપ ભાસે. ૩

સુઆશમાં ત્રાસતણો ન ભાસ,
આનંદતાં સૌ અવનિઅવાસ,
હિંસારતાં ત્યાં પશુ આદિ પ્રાણી,
કર્ણે પડે મીઠી વિહંગવાણી. ૪

ઝાઝો કઠે વાદળીતાપ તાતો,
પ્રત્યેક વેળે વધતો જણાતો,

'ઓ આ પડયો' આશથી જ'ન જોતે,
આતુરતામાં નવ લેખતાં તે. ૫

ક્ષીણો કંઠે ઉગ્ર રવિતણાં તો,
આકાશ અંગાર ભર્યો જણાતો;
ગાત્રે વહે સ્વેદજવારિધાર,[1]
વર્ષાઋતુ વેગથી આવનાર. ૬

વાયુતણું રૂન્ધન રે'તું[2] છાઇ,
પીળાશ ભાસે રવિઅસ્ત માંહિ;
ધાતુતણાં પાત્ર કટાઇ જાય,
ભેજેલ ભૂમિ અહિં ત્યાં[3] જણાય. ૭

ઊંચે દિસે મેઘધનુષ્ય તાણ્યું,
સૃષ્ટિજનોએ શુભ ચિન્હ જાણ્યું;
સુશોભતું સૂચવતું સુઆશ,
વર્તુલ છે ઇન્દુની આસપાસ. ૮

ભીની હવા થૈ[4] ગતિમાન થાતી,
થોડીક વારે ગરમી સમાતી;
વાતાબ્ધિમાં[5] કયાં મૃદુ વાદ્ય વાજે,
દેવાલયે ઘંટ–ધ્વનિ[6] શું[7] ગાજે! ૯

ક્ષીણો જરા કોમળતા ધરે છે,
સંતુષ્ટ થૈ સર્વ હરે ફરે છે;
નૈરૃત્ય વાયુ નિકળ્યો સુખાળો,
વર્ષાતણો કાળ સમીપ ભાળો. ૧૦

---

૧. પરસેવાના પાણીના રેલા. ૨. રે'તું=રહેતું—છાઈ=છવાઇ. ૩. ઠામઠામ. ૪. થૈ=થઇ. ૫. વાનો દરિયો-વાતાવરણ. ૬. ધ્વનિઘંટ=ઘંટધ્વનિ-ઘંટનો અવાજ. ૭. જાણે કે.

આચ્છાદતાં અભ્ર અદિતિતંન,[1]
વિદ્યુતવાદ્યો[2] ગજવે ગગંન[3];
મંડુક મોરો અતિ મલ્લકાતા,[4]
વર્ષાઋતુકેરી શકે[5] વિધાતા. ૧૧

કીડી મકોડાજીવજંતું જ્યાં ત્યાં,
દેખાય સંખ્યાવધિ ઉભરાતાં;
આળોટતાં પક્ષી પસારી છા'ર[6],
વર્ષાઋતુ વેગથી આવનાર. ૧૨

કીટાદિ જીવો કરી વેગ ધાતા,
લેઈ કણિકા દરમાં ભરાતા;
પંખી ગ્રહી તૃણ રચે અવાસ,
સુસ્તી જનોને સૂચવે પ્રયાસ. ૧૩

પ્યાસો પપૈયો પિયુ પિયુ ભાખે,
'ઓ આ પડે' એમ૦. નિત્ય ઝાંખે;
વિહંગમો શુષ્ક વને વિમાસે,
વારિ વિનાના દ્રહ દેખી ત્રાસે. ૧૪

છે વાદળોનું દળ મો'ટું ભારી,
જાણે સજી સુરનૃપે સવારી;
ફાટી પ્રભા વિદ્યુ[7] દિસે સમિપે,
જાણે અરિશસ્ત્ર-પ્રકાશ દીપે. ૧૫

શૃંગો ગિરિના નભ ચુમ્બતાં જ્યાં,
ઉણ્ડાણમાં નાદ ઘણો ઉઠે ત્યાં;

---

૧. અદિતિતંન=અદિતિતન-સૂર્ય. ૨. વિજળીના કડાકા. ૩. ગગંન=ગગન. ૪. મલ્લકાતા=મલકાતા. ૫. શકે=જાણે કે. ૬. છા'ર=છહાર ૭. વિદ્યુ=વિદ્યુત-વિજળી.

કોપિત કો કેસરી શું બરાડે,
કે કો ગિરિશિખર તોડી પાડે. ૧૬

મો'ટા કડાકા કકડે ઇશાન,
ફાટયું શકે ભાસતું આસમાન;
એબ્યાકુળા થાય મનુષ્ય માત્ર,
ગર્ભિણીના હોય ગલિત ગાત્ર. ૧૭

પશ્વાદિ પ્રાણી ભયભીત થાતાં,
ઊંચાં કરી પુચ્છજ દોડી જાતાં;
પાડે બરાડા બહુ જોર માંહે,
જાણે નિરાધાર સહાય ચાહે. ૧૮

વંટોળવાયુ ધ્રુધવે ઘણેરા,[1]
કંપે ઘણાં મુદ્દતી ઢંઢિયેરા,
કો જીર્ણ સ્થાનો ગતપૃથ્વી[2] થાતાં,
ઊંચે ઉડીને અટવાઇ જાતાં. ૧૯

આશ્ચર્યતા અન્ય ક્ષણે જણાય,
ગંભીર દેખાવ બધે છવાય;
ધીમેધીમે શાન્તિ પ્રસાર પામે,
વાયુતણો વેગ વળી વિરામે. ૨૦

ફુર્‌ફુર[3] છાંટી પડતી જણાતી,
વ્યાકુળ વૃત્તિ બદલાઇ જાતી;
થાએ[4] શિશુશબ્દ ઘણા રસીલા,
હિંસારતાં ગોમહિષી હઠીલાં. ૨૧

---

૧. ઘણેરા=ઘણો. ૨. ગતપૃથ્વી=પૃથ્વીગત. ૩. ફુર્ફુર=ફુરફુર-વરસાદની ઝીણીઝીણી ફણગીઓ-છાંટીઓનું પડવું (અનુકરણ શબ્દ.) ૪. થાએ=થાય.

વર્ષી કહિ સેંજંજ થંભી જાતો,
વાધે વળી ધામથી હુકળાટો ;
આજાત અંગે બનતા અતિશે,
એશુદ્ધ જેવા બહુ જીવ દિસે. ૨૨

જો જોતજોતે પડી મેઘધારા,
લક્ષી[1] સમારે ઘર સૌ બિચારા ;
નાળાં તળાવે જળ ઉભરાયાં,
ક્ષેત્રો પ્રતિ ખેડુતવૃંદ ધાયાં. ૨૩

સંતૃપ્ત આશા અવનિજનોની,
સુર્ખી[2] ફરી ઉદ્ભિજ કાનનો[3]ની ;
ચેત્યાં સહુ ચિત્તનિવૃત્તિ ટાળી,
વર્ષાઋતુ વેગથી આવી ભાળી. ૨૪

ઉત્સાહીઓ હર્ષથી ઝટ્ટ જાગ્યા,
એદીતણા તો અતિ ભોગ લાગ્યા ;
ઉદ્યોગીઓ ઉદ્યમયુક્ત રે'તા,[4]
કો આળસુ દુ:ખ રહેજ સે'તા.[5] ૨૫

પંકે દિસે પૂરિત માર્ગરેખા,
રસ્તે જતાં કો પડી થાય બેઠાં ;
સંગાથીને[6] હાસ્ય હવુંજ[7] ભારી,
જાણે ન તેની પણ તેજ વારી. ૨૬

માયાતણા પંક વિષે વિધે એ,[8]
જીવો ઝપોઝપ્પ ફસી પડે છે ;

---

૧. લક્ષી=લક્ષીને-ધ્યાન દઇને. ૨. સુર્ખી=સુરખી. ૩. વન. ૪. રે'તા=રહેતા. ૫. સે'તા=સહેતા. ૬. સાથે ચાલનાર. ૭. હવું=થવું. ૮. વિધે એ=એ વિધિએ.

સ્થાપિતપાદી[1] શુધ સંચિ[2]ત્રાળા,
કો અંશીઓ તેજ રહે નિરાળા. ૨૭

હેલી કરે છે પરજન્યધારા,
ત્રાસે જનો હીકળથી બિચારા ;
જુના અવાસો[3] ગગડી પડે છે,
પ્રાણી વનોનાં ટઢી[4] થર્થરે છે. ૨૮

વાટે જતા[5] વારિ શકે ન ખાળી,
વિરામતા વૃક્ષ વિશાળ ભાળી ;
પૂર્ણોપકારી તરૂરાજ કા'વે,[6]
પંડે પિડી[7] આશ્રિતને બચાવે. ૨૯

વૃષ્ટિતણો પૂર્ણ પ્રભાવ થાતાં,
અભ્રો હઠીને અછવાઇ જાતાં ;
વર્ષે વળી કાંઇક માંહિમાંહ,[8]
ચાલ્યોજ વર્ષાઋતુનો પ્રવાહ. ૩૦

હર્ષી ધરા મેઘપતિ પધારે,[9]
તાપે તપેલી બની શાન્ત જ્યારે ;
વિરૂપતા અંગથી આધી કાઢી,
શોભી રહી નૂતન વસ્ત્ર ધારી. ૩૧

જાણે સુટેકા સતી કોઇ પોતે,
વિયોગતાપે વિરૂપાઙ્ગી તો જે ;
સંયોગસુખે ખીલી નિજ અંગે,
શૃંગાર સોળે સજીને સુરંગે. ૩૨

---

૧. ઠરેલ પગવાળા. ૨ શુધ સંચિતવાળા = શુદ્ધ જેનાં સંચિત-પૂર્વનાં કર્મો હોય તેવા. ૩. અવાસ = આવાસ. ૪. ટઢી = ટઢાઈને. ૫. વાટે જતા = રસ્તે જનારા. ૬. કા'વે = કહાવે-કહેવાય. ૭. પિડી = પિડાઇને. ૮. માંહિ માંહ = માંહે માંહે-ગાળેગાળે. ૯. પધારે = પધાર્યે—ભૂતકૃ૦ નામ.

અંકુર ફુટી તૃણ ઉપસે જે,
દેખી પશુઓ મન ઉલ્લસે તે;
ચારો ચરી પેટપિડા વિરામે,
ગો–ભેંસકેરાં પય વૃદ્ધિ પામે. ૩૩

તાજી બને શુષ્ક તરૂનો કાય,
પત્રાઙ્કુરે પૂર્ણ ભર્યાં જણાય;
આનંદતો વંન[1]પ્રદેશ ડોલે,
પંખી અવાસે પ્રમુદી કલોલે. ૩૪

ખેડુત કામે વળગ્યા જણાતા,
વાવેતરો માટ[2] વિલક્ષી થાતા;
માતેલ મર્દોનીજ આવી વારી,
ધોકકાર જ્યાં રોપણી ચાલી ભારી. ૩૫

ભૂમિ વિષે હોળ-અણીજ ધારી,
ક્ષેત્રાકર્ષીએ[3] ક્ષેત્ર દીધાં સમારી;
ચિત્રાકર્ષીઓથી[4] ચઢતી સવાઈ,
ચાસોની રેખાતણી ચાતુરાઈ. ૩૬

ચોખુણ ચોકી વિણુ શંકુ પાટી,
વિચિત્ર ચિત્રેલ દિસે સપાટી;
અત્યંત યુકિત રચી યોજતો જે,
ક્યારીતણી કારિગરી જુઓ તે. ૩૭

નીચાં નમાવે શીશ હોળધારી,[5]
ઉથાપવી પૃથ્વી વિશેષ ભારી;
લાચાર થૈ પાગ પસારી દેતા,
અંકુશ-એડે[6] અમળાઇ રે'તા. ૩૮

---

૧. વંન = વન. ૨. માટ=માટે. ૩. ચાસનારાઓ. ૪. ચિતારાઓ.
૫. બળદો. ૬. પરાણાના ઓદાથી.

ગર્જાળુ ખેડુ[1] થબડાવતો જે,
'પોહ્યસ બાપુ' કહી હિસતો તે ;
છોડી જરાવાર વિરામ લેતો,
ખાઈ ખવાડી વળી જોડી દેતો. ૩૯

વાવેલ બી અંકુરી નિકળ્યાં જ્યાં,
શોભે ઘણા ચાસ સમાન્તરી ત્યાં ;
શું સાથિયા પોપટવર્ણકેરા,
પાડ્યા દિસે પૃથ્વીપટે[2] ભલેરા.[3] ૪૦

સે'ડે[4] સુડે[5] બાવળવૃક્ષ એ'ક,
લીલાં તૃણોમાં જળકુણ્ડ[6] લે'ક ;
ઢોરો ચરાવે મળી ગોપગોપી,
ચેષ્ટા કરે કોઇક લાજ લોપી. ૪૧

વૃક્ષો તળે કો મૃદુ વેણુ વાતા,
કો રાગ તાણી બની મસ્ત ગાતા ;
કો સાનથી સાદ કરે પશુને,
તારૂણી કો ખેલવતી શિશુને. ૪૨

કોમાં દિસે ખેલતણીજ નિષ્ઠા,
કો રંગી દિસે મયપ્રેમચેષ્ટા[7] ;
આ ઘાટમાં ક્ષેત્રીસમુહ ઘેલો,
ક્ષેત્રોતણાં કાર્ય વિષે મચેલો. ૪૩

સામાન્ય પક્ષે જન એમ જાણે,
વર્ષાતણો કાળ પવિત્ર માને ;

---

૧. ગર્જાળુ ખેડુ=ગરજાળુ ખેડુત. ૨ પૃથ્વીપટે = પૃથ્વીનાપટ-સપાટી ઉપર. ૩. ભલેરા=ભલા. ૪. સે'ડે=સેહેડે. ૫. સુડામાં-ખેડયા વગરની જ્યાં ઘાસ ઉગે તે જગ્યામાં. ૬. તળાવડી. ૭. મયપ્રેમચેષ્ટા=પ્રેમચેષ્ટામય.

વર્ષે ગણ્યા દ્વાદશ માસ દિસે,
વિભાગ તેના ત્રણ કાળ વિષે. ૪૪

શીતોષ્ણવર્ષા[1] ત્રણ ભિન્ન નામ,
તે માંહિ વર્ષા પૂર પુણ્યધામ;
પ્રત્યેક કાળે વર્ણી ચાર માસ,
તોએ કહ્યો એજ ચતુરમાસ.[2] ૪૫

પ્રાધાન્ય આ કાળતણું ગણાય,
પૂરો પ્રતાપી જનમાં મનાય;
શ્રદ્ધાળુ સેવે ગણી શાસ્ત્રવાણી,
આસ્તા થકી ઉર ઉમંગ આણી. ૪૬

કો નિત્ય પોતાનુંજ નીમ ધારી,
પાળે ખરૂં અન્ય ઉપાધી ટાળી;
કો લક્ષતા વૃત્ત નિમિત્તદ્વારા,[3]
કો સે'જ[4] નીમે સુખ માનનારા. ૪૭

કો સ્નાનદાને દૃઢ ટેક લેછે,
કોઈ નિરાહાર નિવૃત્ત રે'છે;
મિથ્યાપ્રમાદી હીનપુણ્ય[5] જે જે,
પ્રવૃત્તિમાં પૂર્ણ નિમગ્ન તો તે. ૪૮

દેવાલયે ઘંટ-ધ્વનિજ થાતા,
કો દોડીને દર્શન કાજ જાતા;
વ્યાકુળવેશી બહુ ઠામ ઠામે,
દેખાય ધાતા[6] નિજ ઇષ્ટધામે. ૪૯

---

૧. શીતોષ્ણવર્ષા=શીત-ઉષ્ણ-વર્ષા-શીતકાળ, ઉષ્ણકાળ, વર્ષાકાળ-શિયાળો, ઉનાળો, ચોમાસું. ૨. ચતુરમાસ=ચાતુર્માસ- ૩. નિમિત્તદ્વારા=કોઇ કોઈ નિમિત્ત કરવાનાં એવાં વૃત્ત. ૪. સે'જ = સહેજ-સહજ. ૫. હીનપુણ્ય= પુણ્યહીન. ૬. ધાતા=દોડતા.

સંન્યાસીઓ આશ્રમનીમ લેતા,
એક સ્થળે ચાતુરમાસ રે'તા;
વિરાગીઓ મંન શીતોષ્ણવારિ,[1]
લેખે ન લેતા સમદૃષ્ટિ ધારી. ૫૦

ધ્યાનસ્થ બેઠા કહિં મંન મારી,
આકર્ષી વૃત્તિ સ્થળ એક ધારી;
રેખા[2] બધી જેમ મળી સમાએ,[3]
વર્તૂલના મધ્યજ બિન્દુ માંહે. ૫૧

વાસી વનોના અનુરાગીઓ[4] ને,
ખેડુ મજુરો હિણુસાધનો[5] જે;
જોરાવરી[6] આશ્રમ માંડી રે' જે,
આપત્તિ નાનાવિધ તો સહે તે. ૫૨

જીવો અનેકો હિણભાગી આવા,
રૂડી રતોના શું લહેજ લા'વા;
ભાવીતણો ભેદ અતીશ[7] ભારી,
છે કર્મકેરી ગતિએજ ન્યારી. ૫૩

પૂર્વે કર્યાં જેહ સુકૃત્ય સારાં,
સંસ્કારયોગે સુખ માનનારા;
આ લોકમાં ધર્મપરાણ[8] રે'તા,
થૈ વૈભવી ભોગવિલાસ લેતા. ૫૪

પ્રાત:સમે તેલ ફુલેલ મર્દી,[9]
ના'તા[10] રખે અંગ ધરે ન શર્દી[11];

---

૧. ટહાડ-તડકો ને વરસાદ. ૨. લીટીઓ. ૩. સમાએ=સમાય. ૪. ગૃહસ્થાશ્રમી-છોકરાં છૈયાંવાળા. —ને=અને. ૫. હિણુસાધનો = સાધનવગરના-ઘરબારવગરના. ૬. મુશિબતથી. ૭. અતિશય. ૮. ધર્મપરાણ-ધર્મપરાયણ=ધર્મ-નીતિપ્રમાણે વર્ત્તનારા. ૯. મર્દી=મરદીને-ચોળીને. ૧૦. ના'તા=નહાતા. ૧૧. શર્દી=શરદી.

નાનાવિધિ પાક જમી રસીલા,<br>
ફેરા ફરે તે કરી વસ્ત્ર ઢીલાં. ૫૫

ઝૂલે હિંડોળે ધરી પાદ હેઠે,<br>
પ્રસ્તારતા[1] કો કર નિજ પેટે;<br>
તંબોળ કો પત્નીકરેથી લેતા,<br>
પ્રેમી પ્રિયાને સ્મિતદાન[2] દેતા. ૫૬

કો મોહકારી મૃદુ વાદ્ય વાતા,<br>
કો તાન દૈને[3] મધુરુંજ ગાતા;<br>
કો બાળકો સંગ કરેજ લીલા,<br>
ચોપાટ[4] કો માંડી રમે રસીલા. ૫૭

કો પુસ્તકોમાંહે નિમગ્ન દિસે,<br>
કો ચિત્ત ધારે વિભુભક્તિ વિષે;<br>
કો એદી તુર્તે[5] કરતા પથારી,<br>
ધોરે ઘણું અંગ પિછોડી ધારી. ૫૮

કોદી[6] અચિન્તી[7] જળવૃષ્ટિ થાતાં,<br>
રસ્તે જનો સૌ અકળાઇ જાતાં;<br>
કો પુરુષો વસ્ત્ર ઊંચાં દબાવી,<br>
દોડે ભરી દોટ દિશા ગુમાવી. ૫૯

કો બાળમાતા શિશુ કેડ સો'તી,[8]<br>
ધીમી હિંડે છાંયજ જોતી જોતી;<br>
કો મુગ્ધ[9] મો'ટી ગતિમાં ત'રેથી,[10]<br>
પોકારતી માત મૃદુ સ્વરેથી. ૬૦

---

૧. ફેરવતા. ૨. સામું જોઇને પ્રેમથી મ્હોં મલકાવવું તે. ૩. દૈને=દઈને. ૪. સોકઠાંબાજી, સેત્રંજ વગેરે. ૫. તુર્તે=તુરત-તરતજ. ૬. કોદી=કોઇ દિવસ. ૭, અચિન્તી=ઓચિન્તી-એકાએક. ૮. સો'તી=સોહતી-સ્હોતી-સોહાવતી=લઇને શોભતી. ૯. મુગ્ધ=મુગ્ધા-સ્ત્રોવેશમાં આવેલી છોકરીઓ. ૧૦ ત'રે=તહરે-રોપ, લટકો.

કો પૂર્ણ શૃંગારેરી સ્વકાય જોતી,
નેત્રે નિહાળી નિજ રૂપ મો'તી ;[1]
સંકોચતી સે'જ સમારી સાડી,
પાદામ્બુજે પ્રેરતી દૃષ્ટિ આડી.[2] ૬૧
એવે થતાં થંભન વૃષ્ટિકેરૂં,
માર્ગો વિષે નીર વહે ઘણેરૂં ;
જ્યાં દોટ દેતો શિશુસાથ ધાતો,
અત્યંત ચેષ્ટા કરતો જણાતો. ૬૨
વૃષ્ટિતણું વારિ વહીજ જાતાં,
નીકો વિષે નીર ભરાઇ રે'તાં ;
તેમાં ધરી કાગળકેરી હોડી,
આનંદતાં અર્ભક[3] દોડી દોડી. ૬૩
મંડૂક ને મીન તડાગતીરે,
નાચે કુદે હર્ષ ધરીજ ઉરે ;
આનંદી દીસે જયમ માતૃઅંકે,
વિહારતાં બાલ શિશુ નિશંકે. ૬૪
કો કો સમે જાય અખંડ ધારા,
વ્યોમે ન ભાસે રવિચંદ્રતારા ;
ગંભીર ગર્જે[4] જન સર્વ ત્રાસે,
જ્યાંત્યાંજ વારિમય વિશ્વ ભાસે.[5] ૬૫
રાત્રીતણું વર્ષવું ઘુઘવાટે,
વાયુ વહે તે સહ સુસવાટે ;
તે માંહિ બોલે તમરાં ઘણું જે,
ગંભીર બિહામણું લાગતું તે. ૬૬

---

૧. મો'તી=મોહતી. ૨. આડી નજરે પોતાના પગની પાની જોતી. ૩ અર્ભક=બાળકો. ૪. ગર્જે=ગર્જનાથી. ૫. પૃથ્વી પર સઘળે પાણી-પાણીજ દેખાય.

વેગે વહે વારિ કરી પ્રવાહ,
વિવિધ વસ્તુ ધસડાઇ જાય;
ઝાડોતણાં ઝુન્ડ વિષે ભરાતાં,
મૂળેથકી ઉખડી તે તણાતાં. ૬૭

આવ્યાં નદીએ પૂર તો જણાય,
વૃક્ષો વનોનાં વળમાં તણાય;
જો કોઇ તેમાં ઉપયોગી દિસે,
નાવિક લૈ લે તરણી[1] વિષે તે. ૬૮

એવાજ જીવો જગમાં જણાતા,
આ વિશ્વવારિવળમાં તણાતા;
તે માંહે જે યોગ્ય સુપાત્ર સોમાં,
ધારે વિભુ નીજ પ્રસાદ નૌકા[2]. ૬૯

નીરે ભરી ક્યારી સીમા વિષે જે,
નિમજ્જતાં[3] ત્યાં તરૂઓ દિસે છે;
ઊંચા કરી ડોક દબાઇ જાય,
ડુબ્યા જનો જેમ ચહે સહાય. ૭૦

કાંઠે દિસે કો કરી ડોક વાંકી,
ધ્યાનસ્થ બેઠા બગ મત્સ તાકી;
આ વિશ્વમાં એ વિધ ફંદ ધારી,
સ્વાર્થી જનો દંભ કરેજ ભારી. ૭૧

ઓછું થયું જ્યાં બળ વૃષ્ટિકેરૂં,
ખેડુતણું લક્ષ વધ્યું ઘણેરૂં;
નીંદી[4] સમાર્યાં નિજ ક્ષેત્ર હામે,
ચાસે પડી તૃણ[5] વિશુદ્ધિ પામે. ૭૨

---

૧. તરણી=નાવ=હોડી ૨. પોતાની કૃપારૂપી હોડીમાં. ૩. ડુબકાં ખાતાં. ૪. નીંદીને=નીંદામણ-નકામા છોડ વગેરે ઉખેડી સાફ કરીને. ૫. નહાના છોડ.

પોષ્યાં[1] તરૂ પૂર્ણ પ્રફુલ્લ થાતાં,
પત્રે ફુલે ઘટ્ટ ભર્યાં જણાતાં ;
ફાલ્યાં દિસે કૈક[2] ઋતુ-ફળેથી,
આનંદતા જીવ અનેક જેથી. ૭૩

ક્યારેક ગંભીર ગગન છાતો,[3]
પુષ્પોપરે[4] વાસિત વાયુ વાતો ;
પત્રે ભરેલી તરૂશાખ ડોલે,
નાનાવિધિ નાદ સનંન[5] બોલે. ૭૪

આનંદતા સારસ હંસ માતા,
ફાળે ચઢયાં કો મૃગજૂથ જાતાં ;
વિહારતાં વ્યોમચરો ઉલાસે,[6]
પાંખો પ્રસારી ગતિમાન ભાસે. ૭૫

ક્યારેક વર્ષે ટીપટીપ વારિ,
પત્રે અસંખ્યો જળબિન્દુ ધારી ;
મુક્તાતણો ચોક પૂર્યોજ સાચે,
ભક્તો લીલા બ્રહ્મનો જોઇ રાચે. ૭૬

એવે અચિન્તો નભવાયુ[7] વાય,
કંપાવતો વંનતરૂની કાય ;
પત્રેથી બિન્દુ ખર્તી પૃથ્વી આવે,
મુક્તાફળે શું વસુધા[8] વધાવે. ૭૭

ક્યારેક ખર્તાં[9] અવિલંબી[10] તારા,
વે'મી[11] જનોને શક લાવનારા ;

---

૧. પોષ્યાં = પોષાયાં-પોષાયલાં. ૨. કૈક=કોઈએક. ૩. છાતો=છવાતો.
૪ પુષ્પોપરે=પુષ્પ ઉપર થઇને. ૫. સનંન = સનનન (અનુકરણવાચક).
૬. ઉલાસે=ઉલ્લાસે. ૭. આકાશેથી ઉતરતો પવન. ૮. વસુધા=વસુધાને-પૃથ્વીને.
૯. ખર્તાં=ખરતા. ૧૦. અવિલંબી=લીશોટા થતાં. ૧૧. વે'મી=વહેમીલોકો.

'આ સૃષ્ટિમાં કાંઇ અનિષ્ટ થાય,
અંશી જનો કો તજી પ્રાણ જાય.' ૭૮

ખિલ્યો દિસે પુષ્પતણો સુબાગ,
પ્રસ્તારતો સર્વ દિશે[1] પરાગ;
સુવાસ જે અન્ય તરૂ ધરેછે,
વિચિત્રતા વિસ્મય તો કરેછે. ૭૯

કાસાર[2] પૂરી રહી પદ્મપંક્તિ,[3]
ભુલાવતી ભાન અગમ્ય યુક્તિ;
કુઞ્જે[4] કરે કેલિ કીરો[5] અપાર,
પંખીતણા સુસ્વર સુખકાર. ૮૦

વિલાસીઓ સે'જ ગણી નિહાળે,
સૌન્દર્ય તે માત્ર વિલક્ષી ભાળે;
વિવેકીઓ ત્યાં વિચરે ઉલ્લાસે,[6]
બુઝ્યાં દિસે બુદ્ધિવિલાસમાં[7] તે. ૮૧

જાણીજ એ પૂર્ણ પ્રભુપ્રતાપ,
આસ્તા ધરે ઇશ્વરમાં અમાપ;
પૂરા સુભાગી પથી[8] ક્ષેત્રકાર,
દુર્ભાગ્ય જેનાં વિચરે ન બા'ર.[9] ૮૨

થાતી જરા નિર્મળ ભૂમિ ભાસે,
વ્યોમે રવિઇન્દુ ઠરી પ્રકાશે;
વારિધિમાં[10] સ્વાતિકવૃષ્ટિ[11] થાતી,
ઉત્પત્તિ મુક્તાતણી તે મનાતી. ૮૩

---

૧. દિશે=દિશાએ. ૨. સરોવર-તળાવની ઉપર પથરાઈ રહી. ૩. કમળની હાર. ૪. ઘણાં વેલા-ઝાડોનો ઘટ્ટ સમૂહ. ૫. પોપટો. ૬. ઉલાસે=ઉલ્લાસથી. ૭. બુદ્ધિપૂર્વક વિચાર કરવામાં. ૮. પ્રવાસી-મુસાફર. ૯. બા'ર=બહાર. ૧૦. સમુદ્ર. ૧૧. સ્વાતિક નક્ષત્રનો વરસાદ તે સમુદ્રમાં પડવાથી તેના છાંટાનાં મોતી પાકે છે એમ મનાય છે.

જળાશયે નિર્મળ વારી થાતાં,
આપત્તિ આલોકતણીજ જાતાં;
પ્રેમાર્દ્ર[1] ના પૃથ્વીહ્રદે સમાતો,
પેખી પ્રીતે નિજ પ્રદેશ માતો. ૮૪

સર્વે સ્થળોમાં સુખશાન્તિ દેખી,
સંપૂર્ણ પોતાતણું આપ[2] પેખી;
વિશેષ–વેશી[3] વસુધા વિરાજે,
જોતો સુભાગી ભગવાન આજે. ૮૫

---

૧. પ્રેમાર્દ્ર=પ્રેમનું ઝરવું. ૨. આપ=રૂપ–શરીર. ૩. વિશેષવેશી હમેશના જેવી નહિ, પણ ખાસ દેખાવવાળી.

## શીતકાળ.

### ( હેમંત-શિશિર. )

### ઇન્દ્રવજ્રા.

વર્ષાતણો કાળ વ્યતીત થાતાં,
સુશોભતા સૃષ્ટિપદાર્થ ભાતા ;[1]
આકાશ ઉર્વી[2] ફરી સ્વચ્છ થાય,
દિશા દશે નિર્મળતા જણાય. ૧

ભાનુ પ્રકાશે કરી ક્ષીણ તાતાં,
પૃથ્વીપટે પંક સુકાઇ જાતા ;
થાતાંજ વર્ષાન્ત-શીતાદ-યોગ,[3]
ઉપદ્રવે[4] નિર્મિત શર્દી રોગ. ૨

આ દેહ ભૌતિક[5] અનાત્મ[6] જાણી,
તેમાં અહંભાવ ધરે ન જ્ઞાની ;
અજ્ઞાની આતુર બન્યા જણાતા,
સુખોપચારે સપ્રયાસ થાતા. ૩

વ્યાપારીઓ વ્યગ્ર વિશેષ રે'છે,
ગ્રામાન્તરે ગોઠવણી કરે છે ;
સૌકો સમારે નિજ સાધનો જે,
સામુદ્રિકો[7] તે જળવાહનોને. ૪

લાદી પશુ કો નિકળ્યા પ્રવાસ,
ચિત્તે ધરે વૃદ્ધિતણીજ આશ ;

---

૧. ભાતા=ભાસે છે, દેખાય છે. ૨. પૃથ્વી. ૩. વર્ષાકાળનો અંત અને શીતકાળનો આદિ એ બેનો યોગ=ચોમાસું પુરૂં થતાં અને શિયાળો બેસતાં. ૪. ઉપદ્રવે છે=લોકોને હેરાન કરે છે. ૫ પંચમહાભૂતનો બનેલો. ૬. આત્માથી જુદો. ૭. સમુદ્રમાં ફરનારા હોડી વહાણ વગેરેના માલીકો.

વ્યાપારને શ્રેષ્ઠ ગણી ઘણાએ,[1]
નાનાવિધિ કાર્ય પ્રવૃત્ત થાએ. ૫

સૂર્યે કર્યો માર્ગ સુલક્ષ ધારી,
અભ્રોતણાં આવરણો નિવારી;
જાણે સુભક્તે નિજ વાટ ભાળી,
માયાભ્ર[2] કેરાં પટ દૂર ટાળી. ૬

સૂર્યાસ્તવેળા સુપ્રસન્ન સારી,
વાયુ લહેરી સુખશાન્તિકારી;
આકાશ ભોમે અડતું દિસે જ્યાં,
નેત્રો ઠરે ભાસ નિહાળતાં ત્યાં. ૭

આભાસ ઝાઝા જુજ ફેર જેમાં,
વર્ણો દિસેછે અગણિત તેમાં;
ચિત્રાઙ્કિઓનું ચિત ધારી થાકે,
આળેખવામાં[3] અતિ લક્ષ માગે. ૮

આહીર 'ઓ આ' કરતો જણાતો,
લૈ ગાડરાં ઘેરભણી[4] પળાતો;
દોડે અજાજૂથ ડરી અગાડી,
બેં બેં કરી બાળ ધસે પછાડી. ૯

પશ્ચાદિ જાતાં પૂર પાટ[5] દિસે,
સંગે લઘુ વત્સ અતિશ હિસે;
ગોવાળ વેગે ધરી પૂઠ ધાતો,
હોકારતો વ્યગ્ર જણાય જાતો. ૧૦

---

૧. ઘણાય-ઘણાએ=ઘણાઓ ૨. માયારૂપી વાદળાં. ૩. ઉતારવામાં, ચિતરવામાં. ૪. ઘેરભણી = ઘરભણી. ૫. પૂર પાટ=પૂર પાટે=પૂરા જોસે કરીને.

નાચે કળાધારી[1] કળા કરીને,<br>
'ટેહૂક ટેહૂ' સ્વર ઉચ્ચરીને;<br>
પંખીતણી હાર જણાય જાતી,<br>
શું પાયગા હોય પળાણ[2] થાતી. ૧૧

કેવો કળાનાથ[3] કળા[4] કરેછે,<br>
કાન્તિ નિશાનારીની સુધરેછે;<br>
બિહારી જેને અવલોકી રાચે,<br>
કંદર્પ[5]નો મિત્ર શશાઙ્ક[6] સાચે. ૧૨

ઉજાસવાળી અતિ ચાંદનીમાં,<br>
ગીતો મધુરાં નરનારી ગાતાં;<br>
કો બાળનો સાથ રમે રૂપાળો,<br>
વાર્તા વિષે વૃદ્ધ નિમગ્ન ભાળો. ૧૩

બેસે અગાસી ચઢી કો પ્રભામાં,[7]<br>
નાનાવિધિ પાક જમે મઝામાં;<br>
માતાપિતા હર્ષથી ઉભરાતાં,<br>
પેખી પરિવાર પ્રસન્ન થાતાં. ૧૪

ચંદ્રાનના[8] કો નિજ મુખકાન્તિ,<br>
ધારી શશાંકે સરખાવી જોતી;<br>
દેખી પડયું લાઞ્છન નિશનાથે,[9]<br>
ગર્વિષ્ટ થાતી અતિ મંન[10] સાથે. ૧૫

વિયોગિની કો વહવેદનાથી,[11]<br>
વિચારમાં વ્યગ્ર વળી જણાતી;

---

૧. મોર-કળા કરીને એટલે પીછાં પ્રસારીને. ૨. પળાણ થાતી=જતી-કુચ કરતી. ૩. ચંદ્ર. ૪. કળા કરેછે = પ્રકાશે છે. ૫. કામદેવ. ૬. ચંદ્ર. ૭. ચાંદરણામાં. ૮. ચંદ્રના જેવા મહોડાવાળી સ્ત્રી. ૯. નિશનાથ=નિશાનાથ-ચંદ્ર. ૧૦. મંન=મન. ૧૧. વહવેદના=વિરહવેદના-ધણીના વિયોગનું દુઃખ.

ચિબુકમાં[1] અંગુલીઅગ્ર ધારી,
વિમાસતી તે વનિતા બિચારી. ૧૬

કો જ્ઞાનીના જ્ઞાનવિચાર ધાતા,
જે એકમાંથી અગણિત થાતા;
બ્રહ્માણ્ડમાંહી ફરી સર્વ ઠામે,
પાછા વળી એક થઈ વિરામે. ૧૭

જે વિધ[2] સાધેલ સમંત્ર[3] બાણ,
અત્યંત રૂપે કરતું પ્રયાણ;
માર્ગે અસંખ્યે વિચરી વિશેષે,
પાછું સ્વરૂપે[4] થઇ ઠામ બેસે. ૧૮

થાતી પ્રજા ઉદ્યમયુક્ત એ'ળી,
દીધા અવાસો લિપી રંગી ધોળી[5];
પૂરી[6] સમાર્યો ગૃહઅગ્રભાગ,
રાગીતણે મંન વિશેષ રાગ. ૧૯

વિરાગીઓ રાગ વિશેષ ટાળે,
આ વિશ્વને વિસ્મયયુક્ત ભાળે;
કર્તાતણી કીર્તિજ નિત્ય ગાતા,
તલ્લીનતામાં સ્વરૂપે[7] સમાતા. ૨૦

દેવાલયો દિવ્ય બન્યાંજ ખાસાં,
આસ્તિકને ઉર અધિક આશા;
રે' દેવકાર્યે મચી નિત્ય ભક્ત,
શ્રદ્ધાતણું સ્નાયુ[8] વહેજ રક્ત.[9] ૨૧

---

૧. દાઢીમાં મધ્યભાગે જે સહજ ખાડા જેવું છે, તે ભાગમાં-આંગળીની અણી અરકાડીને. ૨. જે વિધ=જે વિધિએ. ૩ મંત્ર સહિત. ૪. હતું તેવું-એક થઇને. ૫. ધોળીને=ચુનો લગાડીને. ૬. પૂરીને=ખાડા ખબાચીઆં પૂરી દઇને. ૭. સ્વરૂપે સમાતા=દેહનું ભાન ભુલીને તદ્દરૂપ થઇ રહેતા. ૮. સ્નાયુમાં=રગોમાં. ૯. રક્ત=લોહી.

દીપોત્સવીના[1] દિન દુઃખહારી,
આ લોકને તે અતિ હર્ષકારી;
નાનાવિલાસે[2] નરનારી સર્વ,
ઉદ્યુક્ત ઉત્સાહો પૂરિતગર્વ.[3] ૨૨

શું બાળમાતાતણું જોર વાધ્યું,
બાળેક[4] માટે શુભ ટાણું લાધ્યું;
મીઠા પદાર્થો કરી ખૂબ સાંચે,
જે ખાઇને અર્ભક[5] ઉર રાચે. ૨૩

રાત્રે રચી રાજતી દીપહાર,
શું દિવ્ય દીપે ઉડુ[6] ઠારઠાર;
તેજોમયી કો દીપ પાસપાસે,
આવી વસુધા શશિસૂર્ય વાસે. ૨૪

નિશામુખે આતસબાજી ફૂટે,
આકાશ આચ્છાદિત ધૂમ્રગોટે;
વિકાર વાતાવરણે વસે જે,
આથી વિશુદ્ધિ થતી સંભવે તે. ૨૫

અંધારી રાત્રિતણું વ્યોમ કેવું,
દૈવી રૂડો મંડપ હોય તેવું;
દીપે ઉડુ તેજ કરી નિરાળા,
શું રાત્રિરાણીતણી મુક્તમાળા. ૨૬

શું સાથિયામંડળ આંગણામાં,
પ્રાણી પદાર્થોતણી છાપ જેમાં;
વિચિત્ર વર્ણાકૃતિથી[7] સુશોભે,
વિલોકવા લોચન દેખી લોભે. ૨૭

---

૧. દિવાળીના. ૨. જાતજાતની મોજમજા. ૩. પૂરિતગર્વ=ગર્વ-પૂરિત=ગર્વભરેલા.
૪. બાળેક=બાળક. ૫. બાળક. ૬. તારા. ૭. વર્ણાકૃતિ=રંગ અને આકાર.

ક્ષેત્રો વિષે ક્ષેત્રપતિ ઉલ્લાસે,
ક્ષેત્રોત્સવો[1] પૂર પ્રવૃત્ત ભાસે ;
ખાડો ખણી લૂણ મહિંજ નાંખે,
માનીજ ધાન્યો લૂંણપેર પાકે. ૨૮

જે રંગરાગે રળિયાત દિસે,
સર્વે જતા હોંસથી એક મિષે ;
સંભાવના[2] સર્વ ઉરેજ એ'વી,
ભાવીતણી હોય ગતિ ન તેવી. ૨૯

કોકોક ધાન્યો પરિપક્વ થાય,
કો પૂર જોસેથી વધ્યાંજ જાય ;
વાવેતરોમાં રસ વૃદ્ધિ પામે,
ખેડુ જરાવાર જપી વિરામે. ૩૦

ઊભા તરૂ ધાન્યતણા ઝમેલા,
જે શીર્ષ છે કર્ણથી નમેલાં ;
જાણે શું વંદે નમી વિશ્વનાથ,
જોઈજ જાતે નિજ જન્મ સાર્થ[3]. ૩૧

ઓળાશ કો ધાન્યતરૂ ધરે છે,
પીયૂષથી[4] કર્ણ તો ભરે છે ;
પોવાઇ પોં'કી[5] કણ પુષ્ટ થાય,
જે રક્ષવા ખેડુ ફૂલાઇ જાય. ૩૨

કો કર્ણો જે કજળાઈ જાતાં,
માઠું લહીને મનમાં મુઝાતાં ;

---

૧. ક્ષેત્રોત્સવ=કારતક શુદિ ત્રીજને દિવસે ખેડુતો ખેતરમાં જઈને કુલડીમાં મીઠું ભરીને એક ખુણે દાટેછે ને ખાઇ પી આનંદ કરેછે તે દિવસ. ૨. મનની કલ્પના. ૩. સાર્થ=અર્થસહિત-સફળ. ૪. અમૃત-દૂધ. ૫. પોં'કી=પહોંકાઈને.

નિર્બિજ ન્યાળી વપુ નિજ ત્રાસે,
વૃથા ધર્યો જન્મ ગણી વિમાસે. ૩૩

જે વિધ આ વિશ્વ વિષે અબુધ,
સૃષ્ટિક્રમે સે'જ ન જેહ શુદ્ધ;
એવા અપુત્રો બહુ છત્ર બાળી,
વિમાસતાં અન્ય કૃતાર્થ ભાળી. ૩૪

ક્ષેત્રે શમી[1] બાવળને સમારી,
માળો કર્યો ત્યાં તરૂશાખ[2] ધારી;
ઊભા રહી ત્યાંથી ગલોલ તાકે,
ઉપદ્રવી પ્રાણી નિહાળી નાંખે. ૩૫

પંખીતણાં વૃંદ વળ્યાંજ જાય,
ત્યાંથી ઉડી ત્યાં પડતાં જણાય;
'હા હા' ધણી રક્ષકકેરી ઝામે,
અન્યોન્ય સાદો કરતાજ સામે. ૩૬

ઉરાડતાં પંખો અસંખ્ય ખાંતે,
થાકે બરાડી પૂર જોસમાં તે;
માળેથી હેઠે ઉતરી વિરામે,
અંગેઠી[3] ફૂડી રચી જેહ ઠામે. ૩૭

અંગેઠીએ વિંટી રહ્યા ભૂખાળા,
હોત્રીજને[4] શું રચી યજ્ઞશાળા;
અંગાર સિંચ્યો પ્રજળે સમીપે,
કુણ્ડે ધર્યો શું સમિધાગ્નિ[5] દીપે. ૩૮

---

૧. સમડી કે બાવળના ઝાડને સરખું કરીને. ૨. ઝાડની ડાળી—ડાળાંઓ. ૩. પહોંક પાડવાને જરા ઉંડો ખાડો ખેતરમાં કે સેહેડે બનાવે છે તે. ૪. હોમ કરનારાઓ. ૫. સમિધ સળગાવીને કરેલો અગ્નિ.

હોત્રાગ્નિમાં તો હુતદ્રવ્ય[1] સીઝે,
વહ્નિ ગ્રહીને બલિદાન રીઝે ;
શેષાન્ન જે પાછળથી રહેછે,
હોતા પ્રસાદી ગણી તે ગ્રહેછે. ૩૯

અંગેઠી–અગ્નિ[2] હુતવસ્તુ લે જે,
ભક્ષ્યાવિના તે અણતૃપ્ત રે'છે ;
આ હોત્રીઓ[3]ની કૃતિ તો અનાડી,
આહુતીને કર્ષણ લેજ કાઢી. ૪૦

ભૂલે ગણી યજ્ઞપ્રસાદ તો તે,
હર્ષે ઘણી હોંસથી મંન પોતે ;
આરોગે અજ્ઞાનથી તેજ હોંસે,
ઉચ્છિષ્ટ અન્ને ઉદરાગ્નિ[4] પોષે. ૪૧

છે રંકને પો'કત્વખાદ્ય સારી,
પૌષ્ટિક એ ઔષધિ ગુણકારી ;
ખાદ્યાથકી વીર્ય વિશેષ વાધે,
માત્રાથકી જે નહિ કામ સાધે.[5] ૪૨

ખેડુતણા ખાસ ઘણું:ક લે'રી,
સેવે ભલી મોસમ પોં'કકેરી ;
કો મોળૅલા મોજમસેજ આવે,
નાનાપદાર્થો[6] નિજ સાથ લાવે. ૪૩

બાગાયતી તૂલ બહુ રસાળું,
સુરમ્ય ક્ષેત્રોમહિં ક્યાંહિ ભાળું ;
શોભે સુરંગી રસથી ભરેલી,
ક્યારી વિષે શેરડીઓ ઝમેલી. ૪૪

૧. હોમેલા પદાર્થો. ૨. અંગેઠીમાંનો દેવતા. ૩. પહોંક પાડનારાઓ.
૪. પેટમાંનો જઠરાગ્નિ. ૫. સાધે=સધાય. ૬. ચટની-છાસ-સેવ-ખરશી વગેરે.

જ્યાં જ્યાં જણાતો જળવૃષ્ટિટાંચો,[૧]
દિસે રચ્યો ત્યાં કૂપવારિસાંચો ;[૨]
પૂરે પ્રયત્ને મથી પાણી પાતાં,
જેથી રહે રક્ષાઇ તૂલ માતાં. ૪૫

સંક્રાન્તિ[૩] થાતી મકરે[૪] રવિની,[૫]
દારૂણ છે શીત અમિત જેની ;
માને વડું પર્વ જ પુણ્યધામ,
દે અન્નવસ્ત્રાદિ અનેક દાન. ૪૬

જો માઘવૃષ્ટિ[૬] અણચિન્તી થાતી,
કો ધાન્યને વિઘ્નરૂપી જણાતી ;
કોકોકને પુષ્ટિપ્રદાનકારી[૭],
લોકો તથાપિ ગણતા અકારી. ૪૭

કેવો તપે વાદળી તાપ તાતો,
ખેડુ સરીખો અકળાઇ જાતો ;
સ્થુલાઙ્ગીઓને[૮] દમતો ઘણેરૂં,
તો શું ગજું કોમળ-અંગી કેરૂં. ૪૮

જ્યાં જોરમાં ભુખરવાયુ[૯] વે'છે,
ઝંખી[૧૦] ત્વચા શુષ્ક બનીજ રે'છે ;
વિરૂપતાએ ગ્રહ્યું શામવાન,[૧૧]
છે ગૌરગાત્રીનું મુકાયું માન.[૧૨] ૪૯

---

૧. વરસાદની ખોટ. ૨. કુવાનું પાણી કાઢીને તૂલને પાવાનો સંચો–કોશ. ૩. સંક્રમણ-સાથે જવું, સંયોગ. ૪. મકર રાશીમાં. ૫. સૂર્યનું મકર રાશીમાં જવું-સંયોગ, જેને મકરસંક્રાન્તિ કહે છે તે. ૬. માવઠું–માહ મહિનાનો વરસાદ. ૭. પુષ્ટિ આપનારી. ૮. સ્થુલ-જાડાં શરીરવાળા. ૯. ઉત્તર તરફનો પવન. ૧૦. ઝંખી=ઝંખવાઇને. ૧૧. કાળું શરીર કદરૂપુ થયું. ૧૨. ગોરાં શરીરવાળાંનું માન મુકાયું છે.

પારાંજળી[1] પિત્તત્વચા વિકારી,
પીડા કરે તે તતડીજ ભારી;
ચીકાશ ચોળી કરતા સુંવાળી,
મુશ્કેલીથી તે નરમાસવાળી. ૫૦

કો મર્દતા માખણ નિજ અંગે,
સાબુવડે સ્નાન કરે સુરંગે;
ચોળી સુગંધો ધરતા સુવાસ,
છે વૈભવે નિત્ય નિમગ્ન આશ. ૫૧

કો પૂરપૈસે બહુ પાક સોહે,[2]
ઘી સાકરોમાં મચી મંન મોહે;
નાનાવિધિ મેળવી સ્વાદુ[3] મેવા,
પોષે પ્રીતે પિણ્ડ[4] પ્રફુલ્લ રે'વા. ૫૨

આ ઋતુમાં અન્નરુચિ વધે છે,
જાગૃત સૌનો જઠરાગ્નિ રે'છે;
મિષ્ટાન્નપાને મચી ચિત્ત આપી,
સામગ્રી નાનાવિધિ સજ્જ રાખી. ૫૩

શીતાર્ત્તિ[5] હેમંત શિશિર કેવી,
જીવો પશુ પંખી ટલાય તેવી;
છે સાધને પૂર્ણ મનુષ્ય તો જે,
હારી જતાં હિમપીડાથી સો તે. ૫૪

ઉર્ણાતણાં વસ્ત્ર ધનાઢ્ય ધારે,
જોરાવરી ટાઢ ખરે નિવારે;

---

૧. પારાંજળી=પરાંજળી-પિત્તવિકારવાળી ચામડી. ૨. સોહે=સોહાવે-ઉપભોગ કરે. ૩. સ્વાદુ=સ્વાદિષ્ટ. ૪. શરીર. ૫. ટહાડની પીડા.

નિર્વિત્ત[1] જીવો વિણઆશ્રયે[2] જે,
લાચારીએ ટાઢ સહે શ્રમે તે. ૫૫

કો રાત્રિ થાતાં ભીડી દ્વાર બેસે,
કો ઘટ્ટ આચ્છાદનમાં પ્રવેશે;
કો કંપને[3] ના ગણતા લગાર,
બેસે ઘણુઓ મળી એકઠાર. ૫૬

અંગાર લે પાવકપાત્ર[4] માંહિ,
સંકોચી વર્ત્તુલ વળેજ ત્યાંહિ;
વાર્ત્તાવિનોદી ભળી એમ ભાવે,
આનંદમાં અર્ધનિશા ગુમાવે. ૫૭

માર્ગિક કો બા'ર પડેલ વાટે,
અગ્નિતણી હુંફથી રાત કાઢે;
કો યોગીઓ આગ્રહ નીમ ધારી,
રે'તા પ્રવેશી નિત શીત વારિ. ૫૮

ભારી સમી શીત શિશિરકેરી,
આનંદકારી સુરખી ઘણેરી;
લ્હ્યાં ઘણું લોક બની સુખાળા,
થોડીક હુંફે બનતા હુંફાળા. ૫૯

શીતોષ્ણુતાનું[5] સમભાવો[6] થાતું,
ભૂગોળ તે ભવ્ય બન્યું જણાતું;
સત્તાધિકારી[7] ઋતુરાજ[8] રાજે,
થાતો સુભાગી ભગવાન આજે. ૬૦

---

૧. પૈસા વગરના. ૨. આશ્રય વગરના. ૩. ટહાડની ધ્રુજારી ૪. દેવતાનું વાસણ-સગડી. ૫. ટહાડ અને ગરમીનું. ૬. સરખાપણું. ૭. રાજા-સૃષ્ટિસૌંદર્યનો સત્તાધીશ. ૮. ઋતુઓમાં શ્રેષ્ઠ-વસંતઋતુ.

# ઉષ્ણુકાળ.

## (વસંત-ગ્રીષ્મ.)

### ઈન્દ્રવજ્રા.

સામર્થ્ય શીતાર્ત્તિતણું વિરામ્યું,
આહ્લાદ[1] આ લોકનું મંન પામ્યું ;
સે'જે થતાં કોમળ સર્વ ગાત્ર,
વિશ્રાન્તિમાં હોય મનુષ્યમાત્ર. ૧

ખેડુ ધણાકો વનવાસીઓ જે,
છાંઈ મ'ડુલી વનમાંજ રે'છે ;
લેતાં ખરી સેંજત સુખકારી,
આરોગ્યતામાં શ્રમ દે વિસારી. ૨

વાધ્યો દિસે જેમ વસંત તે જ્યાં,
દીપી રહે થૈ તરૂ શોભતાં ત્યાં ;
શોભા વધી વાટિક[2] કુઞ્જ આગે,
સૌન્દર્ય સૃષ્ટિનું સુરમ્ય લાગે. ૩

વાયુ ગ્રહી પુષ્પપરાગ[3] આવે,
આનંદ ઉરે અતિ ઉપજાવે ;
ધારી ગળે કો મૃદુ પુષ્પમાળા,
સુગંધથી ઘ્રાણ[4] કરે સુખાળા. ૪

જ્યાંત્યાં ખિલેલાં વનપુષ્પ દિસે,
વિહંગમો[5] સુસ્વર કાઢી હિસે ;
એ'થી સુવાસિત સમીર[6] વાતો,
વાતામ્બુધિમાં[7] પ્રસરી સમાતો. ૫

---

૧. આનંદ. ૨. વાટિક=વાટિકા-વાડી. ૩. ફૂલમાંથી નીકળતી સુવાસ.
૪. વાસ લેવાની ઈન્દ્રી-નાક. ૫. પક્ષી. ૬. પવન. ૭. વાતાવરણ.

વેલી વનોની ભરી પત્રફૂલે,
નીચી નમી અંગ નિહાળી ઝૂલે ;
જાણે નવોઢા[1] ચપલાક્ષિ બાળી,
નીચું નિહાળે ઝુકી આંખ ઢાળી. ૬

જોજે જળે પૂર્ણ તડાગ[2] પેલું,
જોડું તીરે સારસનું ઊભેલું ;
કેવા કરે કલ્લ શબ્દ માતા,
એકેકથી તે અળગાં ન થાતાં. ૭

શું પ્રીતિ એની જગમાં જણાય,
જોડી તુટે[3] અન્યથી ના જીવાય ;
છે માહરી તો મૂઢ મનુષ્ય રીતિ,
ખંડીત થૈ અન્યવિષે શું પ્રીતિ. ૮

હુતાશની[4] કાળ સમીપ આવ્યો,
દીપાવળી[5] પર્વ સમાન ભાવ્યો ;
ભેળા ભળી ભૂજન લાભ લેતા,
વિનોદહાસ્યે[6] વિધિયુક્ત રે'તા. ૯

ઉકાળીને કિંશુકપુષ્પવારિ,[7]
અન્યોન્ય છાંટે નળીયંત્ર[8] ધારી ;
સુવસ્ત્ર રંગીત બને ભિંજાઈ,
ગુલાલથી વાદળ રે'તું છાઈ. ૧૦

હર્ષિત ઘેલાં બહુ બાળ બાળા,
કોટે ધરે ખાંડબિઆંની[9] માળા ;

---

૧. સ્ત્રીના વેશમાં આવતી છોકરી. ૨. તળાવ. ૩. તુટે=તુટયે—સારસને માટે એમ કહેવાય છે કે એ નરમાદા સાથેજ રહે અને એકનું મોત થાય તો બીજાનું જીવેજ નહિ. ૪. હોળી. ૫. દિવાળી. ૬. હાસ્યવિનોદને માટે જુદી જુદી યુક્તિઓ કરે છે. ૭. કેસુડીના ફૂલનું ઉકાળેલું પાણી. ૮. પીચકારી. ૯. હારડા.

હસ્તે ગ્રહી ગુચ્છ ગુલાબકેરા,
જ્યાં ત્યાં ફરે અર્ભક થૈ ઉંચેરાં. ૧૧

સંગીત નૃત્યાદિ શુભોત્સવો ત્યાં,
વાજે રૂડાં વાદ્ય[1] ઘરેઘરોમાં[2];
આળાપતા કો બહુ રંગમાતા,
સુકંઠથી હોરી વસંત[3] ગાતા. ૧૨

આંબે રૂડો મોર હરિત[4] ડોલે,
ટૌકા કરી કોકિલ[5] ક્યાંહિ બોલે;
મોરે ભરેલી તરૂશાખ માંહિ,
સાંચે મધુ[6] ત્યાં ભ્રમરો ભરાઇ. ૧૩

કો કૂપમાં દિસતી રેંટમાળા,
ચાકે ચઢે છે ઘટ તે બિચારા;
જીવો ન જંપે વ્યવહારવેઠે,
ચાકે ચઢ્યા જે ભવકૂપરેંટે.[7] ૧૪

ધાન્યાદિનો પાક નવો સમારી,
સંચે સુખી ખેડુ ભવિષ્ય[8] ધારી;
વિશેષનો વિક્રય[9] તો કરે છે,
નાણાં લઇ ન્યાલ થઇ ફરે તે. ૧૫

જે તે જઇ માલ પિઠે[10] ધરે છે,
સાટાં સહુ વસ્તુતણાં કરે છે;
દેશાન્તરે માલ વણોજ જાતો,
વેપારીનો વર્ગ વિશેષ માતો. ૧૬

---

૧. વાજાં. ૨. ઘેરેઘેર. ૩. વસંત રાગ. ૪. લીલો. ૫. કોકિલ=કોકિલા. ૬. મધ. ૭. આ સંસારરૂપીકુવાની રહેંટમાળ–સંસારની ખટપટ. ૮. ભવિષ્યનો વિચાર કરીને. ૯. વેચાણ. ૧૦. અનાજ વગેરેનાં જ્યાં સાટાં થાય છે તે જગ્યા.

દેવીપૂજાના[1] દિન પ્રાપ્ત થાતાં,
ઉપાસકો ઉદ્યમમાં જણાતા ;
દેવી વિષે છે દૃઢ જેહ ભક્તિ,
પૂજે ઘણા પ્રેમથી આદ્યશક્તિ. ૧૭

કો કુળદેવી ગણી સ્થાપી તેને,
રે'તા ફળાહાર-વ્રતી[2] બનીને ;
આરાધતા આસ્તિક નીમ[3] પાળે,
નિવૃત્તિમાં તે નવરાત્રિ ગાળે. ૧૮

વેગે વહે ઋતુ વસંત સારો,
જામે ઉનાળો અકળાવનારો ;
કીધી વસંતે સઘળી સજાઇ,
દેખી ટૂંક ગ્રીષ્મતણી ચઢાઇ. ૧૯

કો વૃક્ષ દીપે નવ પલ્લવોએ,
પુષ્પો અને મિષ્ટ મૃદુ ફળોએ ;
આનંદતા જેમ જનો દિસે ત્યાં,
પ્રાપ્તિ કરી અંગી[4]તણીજ થાતાં. ૨૦

રૂડાં રસીલાં ફળ દેખી વૃક્ષે,
લોભી જનો લાલચથી વિલક્ષે ;
પકવાન્ન[5] જંબૂ[6]ફલ દ્રાક્ષ આદિ,
સેવે સહર્ષ જન જે સુસ્વાદી. ૨૧

સૂર્યાગ્નિની તીવ્ર પીડાથી તાતા,[7]
સંતપ્ત[8] સૌ માનવીઓ જણાતા ;

---

૧. દેવીપૂજાના દિન =નવરાત (ચૈત્રી)-અશ્વિનમાં પણ દેવીના નવરાત કરે છે. ૨. ફળાહારવૃતિ=ફળ ખાઈને વૃત્ત કરનારા. ૩. નીમ=નિયમ. ૪. સગા, સ્વજન. ૫. પાકી કેરી. ૬. જાંબુ. ૭. તપેલાં. ૮. ખૂબ તપેલા-બળ્યા બળ્યા થતા.

હાંફે ઘણુકો અવિલંબી[1] કાય,[2]
જાણે જશે જીવ ક્ષણેક માંહ્ય.[3] ૨૨

એવે કદાપિ શીળવાદળાં[4]થી,
સંતુષ્ટ કોની ચિતવૃત્તિ થાતી ;
જ્યાં દીપ્ત[5] દિવાકર મુક્ત થાતો,
વહ્નિતણો વેગ વધ્યો જણાતો. ૨૩

કો પુષ્ટ–અંગી ઉકળે બિચારા,
અંગે ઝરે સ્વેદ[6]જવારિધારા ;
વ્યાકુળતા થાતી અસહ્ય ભારી,
વસ્ત્રોતણી હોય ઘણી ખુવારી. ૨૪

કોવેળ ધીકે અરૂણાગ્નિ તાતો,
ધીકયો બળ્યો જંનસમૂહ થાતો ;
વેઠે વપુ[7]એ વિહ્વળતા અપાર,
યોજે ઘણા થંડક ઉપચાર. ૨૫

કોકોક પંખો ગ્રહી વાયુ ખાતા,
તોએ ન ટાઢા પડતા જણાતા ;
તપ્તાંગી[8] કો ચંદન લેપી અંગે,
ફિંડોળી ટાઢા પડતા ઉમંગે. ૨૬

બેસી બગીચે બહુ વાયુ લેતા,
ફૂટે ફુવારા સુખશાન્તિ દેતા ;
શીતામ્બુધારા[9] સજે અંગ સારે,
અસ્વસ્થતા અંગતણી નિવારે. ૨૭

---

૧. અવિલંબી=લંબાવીને-લાંબા થઇ સુઇ જઇને. ૨. કાય=કાયા-શરીર. ૩. માંહ્ય-માંહિ-માં. ૪. શિયાળામાં વાદળાંને લીધે તડકો નહિ પડે ત્યારે. ૫. પ્રકાશેલો. ૬. પરસેવાના રેલા. ૭. વપુએ=શરીરે. ૮. તપેલાં શરીરવાળા. ૯. ટાઢા પાણીની ધાર-છંટકાવ.

વ્યાકુળવેશી જન જેમ તેમ,<br>
અત્યંત યુક્તિ રચતાજ એમ ;<br>
આવા દિસે વ્યગ્ર બનેલ ભોગી,<br>
પંચાગ્નિ સેવે કહું હઠયોગી. ૨૮

વાયુ વિષે ઉષ્ણ અતિશ વાધે,<br>
તેથી વહી લૂ[1] નિજ કાર્ય સાધે ;<br>
આગે ધીકયાં અંગ અધિક રાખે,<br>
ઝાઝા જનોને સપડાવી નાંખે. ૨૯

કોવાર મધ્યાહ્ન સમોજ થાતાં,<br>
પશ્વાદિ પ્રાણી અકળાઇ જાતાં ;<br>
કો હાંફતાં જીભ બહાર કાઢી,<br>
કો શોધતાં છાંય ફરે બરાડી. ૩૦

કો ખેચરો[2] ઉડી ગગન[3] જાતાં,<br>
આરામ લેવા અતિ વેગી થાતાં ;<br>
જો ઘટ્ટ વૃક્ષો નહિ હાથ લાગે,<br>
ભોંયે પડે તે તફડી અભાગે. ૩૧

રેતાળ નિર્વારિ પ્રદેશ જ્યાં જ્યાં,<br>
દુઃખી પ્રવાસી બહુ દિસતા ત્યાં ;<br>
શીર્ષે ધીકયા પાદ તળે સિઝાતા,<br>
તૃષાર્તિથી[4] કો ગતપ્રાણ[5] થાતા. ૩૨

લૂણી[6] ધરામાં મૃગવારિ[7] ભાસે,<br>
દેખી મૃગો પાન[8] ગણી ઉલ્લાસે ;<br>
નિશ્વાસી અંતે થઇ ભંગઆશા,<br>
દે પ્રાણ છાંડી ન ટળે પિપાસા.[9] ૩૩

---

૧. ગરમીની ઝપટ. ૨. પક્ષીઓ. ૩. ગગન. ૪. તરસનું દુઃખ. ૫. મરી ગયલા. ૬. ખારવાળી. ૭. ઝાંઝવાનું જળ. ૮. પીવાની વસ્તુ. ૯. તરસ.

ઉર્વીઉરે એમ જનો વિહારી,
મિથ્યા સુખો મિષ્ટ સુધામ્બુ[1] ધારી;
તલ્પીજ તલ્પી શ્રમ ખૂબ શોષે,
ત્રાસી મરે મોક્ષતૃષા ન તોષે.[2] ૩૪

જ્યોતિષિ એવી ગણના કરે છે,
પ્રત્યેક વર્ષે દિવસો ઘટે છે;
આ ખોટથી એમ ગણિત લાવે,
વર્ષે ત્રીજે માસ અધિક[3] આવે. ૩૫

જે તે[4] ઋતુમાં બહુ માન જેનું,
મો'ટું કહ્યું શાસ્ત્ર મહાત્મ[5] એનું;
છે સૌ ઋતે રંગ[6] વધારનારો,
પાપીતણાં પાપ મુકાવનારો. ૩૬

માને મનુષ્યો પૂર પુણ્યમાસ,
દેવો કરે આ અવનિ અવાસ;
સાધુજનો સૌ પરમાર્થ સાધે,
પ્રેમી ઉરે પ્રેમ અધિક વાધે. ૩૭

નાનાવિધિ ટેક વિવેકી પાળે,
જંજાળમાંથી ચિત[7]વૃત્તિ વાળે;
કો આંતરે અન્નફળાદિ લે છે,
નિત્યે નિરાહાર ઘણાક રે'છે. ૩૮

પાળે ઘણા નિયમ પુણ્યદાને,
મુક્તિતણું સાધન એજ માને;

---

૧. અમૃત જળ. ૨. સંતોષાય. ૩. એક વધારાનો મહિનો જેને-અધિક માસ, પુરૂષોત્તમ માસ, મળ માસ-વગેરે કહે છે. ૪. જે તે ઋતુ=સઘળી ઋતુ-ગમે તે ઋતુમાં. ૫. મહાત્મ્ય. ૬. ખૂબીમાં વધારો કરનાર. ૭. ચિત્ત.

કો સાંભળે વેદપુરાણુ પ્રીતે,
રે'છે મચ્યા અન્ય અનેક રીતે. ૩૯

કો દેવને લાડ લડાવી રાચે,
દેવાલયોમાં દીપમાળા સાંચે[1];
દીપે ધર્યાં ઝુમ્મર હાંડી જ્યાં ત્યાં,
વસ્યો વિધુ[2] શું ધરી રૂપ ઝાઝાં. ૪૦

વાંચે ઘણાકો સ્તુતિપાઠ ભાવે,
વાદિત્રથી મંડપ કો ગજાવે;
કો દેવદ્વારે કરી રંગરાગ,
સામાન્ય રીતે ગણતા સુભાગ. ૪૧

અંગારથી અંબર જે ભરેલું,
વાડી વનોને નહિ સે'વું સે'લું;
ત્રાસી બને વન પ્રદેશ તાતો,
શુષ્કાઙ્ગી[3] થૈ નિત્ય રહે સિઝાતો. ૪૨

કાસાર કો રમ્ય રચ્યાં ઘણાએ,
નિરામ્બુ[4] જે નીરસ તો જણાએ;
દંભી જનો શુષ્ક સુવેશી કેવા!
વિવેક વિદ્યા રસ વિણુ જેવા. ૪૩

વિનાતરૂ તાપથકી તપેલી,
બિહામણી ક્ષેત્રભૂમિ બનેલી;
આકું નિહાળી જીવ દૂર ભાગે,
સ્વાર્થી જનો જેમ દરિદ્રી[5] ત્યાગે. ૪૪

---

૧. ગોઠવે. ૨. વિધુ=ચંદ્ર જાણે ઘણાં રૂપ ધારણ કરીને પૃથ્વી પર આવી વસ્યો હોય. ૩. સુકાયલાં શરીરવાળો-સુકાઈ ગયલો. ૪. પાણી વગરના. ૫. દરિદ્રી=દરિદ્રીને.

જ્યાં એકદા ક્ષેત્રપ્રદેશ કેવો !
ફુલ્યો ફળ્યો બાગ બનેલ જેવો ;
સ્થિત્યન્તરો જગ્ત[1] સમસ્ત લેવું,
જાણેજ અલ્પજ્ઞ[2] શું ગુપ્ત હેતુ. ૪૫

ચોમેર જોતાં બહુ ત્રાસ આવે,
જાવું તજી દ્વાર જરી ન ભાવે ;
એવે ઉનાળે નવ ખેડુ હારે,
ખોદી ખણી ખેતરને સુધારે. ૪૬

તૈયારી વર્ષાઋતુ કાજ રાખે,
જેનાં ફળો વિશ્વ અખિલ ચાખે ;
એ જગતમાં જીવ જીવાડનારા,
સન્ધ્યા શ્રમીને તન તોડનારા. ૪૭

સંધ્યા થતાં બાફ જરા સમાતો,
કો કો સમે શીત સમીર[3] વાતો ;
હિંસારતાં સુરભી જૂથ જાતાં,
ચારો ચરી ગ્રામપ્રતિ પળાતાં. ૪૮

દિગંત[4] દેખાવ રમણ્ય[5] રંગી,
દેખી દૃગો[6] રાચી બને ઉમંગી ;
સંતાપહારી[7] શશિયોગ પામી,
કો રાત્રિએ વિશ્વ સુખે વિરામી. ૪૯

જુઓ પણે છે વટવૃક્ષ[8] સામે,
પંથી ઘણા પ્રેમથી જ્યાં વિરામે ;

---

૧. જગ્ત=જગત-માં સ્થિતિના ફેરફાર થતા. ૨. થોડા જ્ઞાનવાળા. ૩. પવન. ૪. દૃષ્ટિમર્યાદા-ક્ષિતિજ. ૫. રમણીય. ૬. આંખ. ૭. ટાઢાં પાડનારા ચંદ્રનો યોગ થવાથી-રાત પડે ને ચંદ્ર ઉગે ત્યારે. ૮. વડનું ઝાડ.

વાપીતણો[1] કૂપ સમીપ છે જ્યાં,
અંબુસુધાપાન[2] તૃષી કરે ત્યાં. ૫૦

આવી ઘણાં પક્ષી તરૂવરે જ્યાં,
આરામતાં રાત્રિતિમિર[3] થાતાં ;
કલ્લોલતાં મિષ્ટધ્વનિ ઉચ્ચારી,
આશ્વાસતાં[4] સ્થિત[5] જનો વિહારી.[6] ૫૧

કો અંગચીકણા અનુરાગીઓ જે,
આવી ઠરે ત્યાં ગૃહ ત્યાગી સૌ તે ;
રાજી થઈ રાત્રિ તહિંજ ગાળે,
વાડી વજીફા ગણી મન વાળે. ૫૨

પાસે લીલા પીત[7] તણાજ ક્યારા,
રૂડા રચ્યા કોક અનેક ન્યારા ;
આકર્ષતા તે ચિત સર્વનાં ત્યાં,
માલિક પાણી નિત[8] સિંચતો જ્યાં. ૫૩

જે પાણી પાતાં નહિ લેશ થાકે,
તાજાં નવાં શાક અનેક પાકે ;
શોધી લીલાં વૈભવો જ્યાંથી લાવે,
સ્વાદેન્દ્રિને તે સુખ ઉપજાવે. ૫૪

વાયુતણો વેગ વિશેષ વાધે,
સૃષ્ટિ વિષે શત્રુનું કાર્ય સાધે ;
ચોમેરથી તે ફુંકતો જણાય,
દિશા નહીં નિશ્ચય જેની થાય. ૫૫

---

૧. વાવ–અને તેની સાથેનો કુવો. ૨. પાણીરૂપી અમૃતનું પાન કરે–પીએ છે. ૩. રાતનું અંધારૂં. ૪. આનંદ પમાડે છે. ૫. સ્થિતજનોને=ત્યાં મુકામ કરેલાં માણસોને. ૬. વિહારી=વિહારી ને–રમતગમતથી. ૭. પાણી પાયાથી થતાં શાક વગેરેના ક્યારાઓ. ૮. નિત=નિત્ય.

કે'વો કરે ઘુઘવી[1] ઘુઘવાટો,<br>
સે'વાય ના કોથકી સુસવાટો ;<br>
ઉરાડતો ધૂળ અતિશ ઊંચે,<br>
કોકો સ્થળે તે ઢગ વાળી સિંચે. ૫૬

વાયુતણું થંભન કોક વેળે,<br>
વિકાળ વહ્નિ વરસાવી મે'લે ;<br>
વ્યાકુળતા સર્વસ્થળે વધારી,<br>
'ત્રાહિ[2] વિભો' વિશ્વ વદે પુકારી. ૫૭

કઠે કઠારો કયમ કષ્ટ સાંખે,<br>
ઓ જીવ ચાલ્યો જન એમ ભાખે ;<br>
આકુળવ્યાકુળ થતાં વિમાસે,<br>
જંપે જરાએ નહિ નિજ વાસે. ૫૮

આ સૂર્યસામર્થ્ય વધી સમગ્રે,[3]<br>
આકર્ષીને અંબુ ભરેજ અગ્રે ;<br>
એ વિધ્ય[4] આગે[5] રચી મેઘમાળા,[6]<br>
અંતે કરેછે જનને સુખાળા. ૫૯

વાયુ વધ્યો જ્યાં કરી સુસવાટો,<br>
દિસે દબાતો સમી[7] ઉકળાટો ;<br>
ધીરે ધીરે શાન્તિ પ્રસાર પામી,<br>
ત્યાં વેદના વહ્નિતણી વિરામી. ૬૦

લે'રી[8] કરી મંદ સમીર વાતો,<br>
આકાશમાં અભ્રઘટાવ[9] થાતો ;[10]<br>
વર્ષાતણાં વાદ્ય વિવિધ વાજે,<br>
થાતો સુભાગી ભગવાન આજે. ૬૧

---

૧. ઘુ ઘુ કરીને દરિયા ઉપરથી ફુંકાતો આવતો પવનનો અવાજ (અનુકરણ શબ્દ). ૨. ત્રાહિ='અમારૂં રક્ષણ કરો' એમ. ૩. સર્વસ્થળે. ૪. એ વિધ્ય=એ વિધિએ-એ રીતે. ૫. આગે=આગળ ૬. મેઘમાળા=વાદળાંનો જમાવ. ૭. સમી=સમાઇને-ઓછા થઇને. ૮. લે'રી=લહેરી-લહરી. ૯. વાદળાંનો જમાવ. ૧૦. થાતો=થતો.

# પ્રાતઃકાળ.

## ઉપજાતિ.

પ્રાતઃસમે પ્રાકૃત[1] સર્વ પ્રાણી,
ઉઠે તજી ઉંઘ ઉલ્લાસ આણી;
કર્ત્તાતણી અન્ય કૃતિ નિહાળી,
વંદે વિભૂ અંતર વૃત્તિ વાળી. ૧

વિલોકતાં વ્યોમ વિશાળ ન્યારૂં,
ક્ષણેક જે ભાન ભુલાવનારૂં;
અગમ્ય અદ્‌ભૂત લિલા જણાય,
તલ્લીનતામાં તન તૃપ્ત થાય. ૨

આવ્યો અરૂણુ આગળથી દિશે જે,
જાણે બની સારથી સૂચવે જે;
પૂઠે થકી છેજ પધારનારી,
સુશોભતી સૂર્યતણી સવારી. ૩

દેદિપ્ત આદિત્ય પતિ પધારે,
સર્વત્ર શાંતિ પળમાં પ્રસારે;
ઉરેઉરે ઉદ્‌ભવતો ઉલાસ,[2]
ઓપે અતિશે અવનિ-અવાસ. ૪

ખૂબી ખરી ખંત થકીજ ખોજે.
નાના વિધિ કાર્યપ્રવૃત્તિ યોજે,
ઉઠયા જનો તે અતિ મગ્ન મન,
પ્રવૃત્તિમાં પૂર દિસે પ્રસન્ન. ૫

આનંદી સૌ ઉદ્યમયુક્ત થાતા,
ઉત્સાહથી કાર્ય વિષે પળાતા;
જે ઉર આનંદ અધિક આવે,
યોજાય દ્રષ્ટિ ભગવાન ભાવે. ૬

---

૧. પ્રાકૃત=પેદા થએલા-દુનિયામાં જન્મેલા. ૨. ઉલ્લાસ.

# સાયંકાળ.

## ઉપજાતિ.

સૂર્યાસ્ત વેળા શ્રમ સર્વ વામે,
શ્રમિત સૌ વિશ્વ સુખે વિરામે;
અસ્તાચળે બિમ્બ રવિનું ન્યાળો[1]
ચક્રાકૃતિમાં[2] ફરતું શું ભાળો. ૧

આભાસ નાનાવિધ ઓપતા ત્યાં.
દિગંત ડૂબ્યો રવિ દિસતો જ્યાં;
આહીર 'હો હા,' કરતો જણાતો,
લૈ ગાડરાં ગ્રામપ્રતિ પળાતો. ૨

ગોવાળિયા કો મૃદુ વેણ[3] વાતા,
મિઠ્ઠે સ્વરે ગાન મધુર ગાતા;
લૈ ગોમહિષી-યૂથ[4] કોક જાતા,
વિંઢાળતાં[5] વિહ્વળ તો જણાતા. ૩

પુજારીઓ દેવ અવાસ જાતા,
પૂજા કરીને સ્તુતિપાઠ ગાતા.
ઓવારતા આરતી રૂડી રીતે,
સંધિસમે પ્રેમીજનોજ પ્રીતે. ૪

'જે જે' કરી આસ્તિક સર્વ ધાતા,
પૂઠે પૂઠે પ્રેમ પૂરે પળાતા;
દિસે દિસે દર્શનવૃત્તિવાળા,
નિહાળી નેત્ર બનતા સુખાળા. ૫

અદ્‌ભૂત સૌંદર્ય દશે દિશાએ,
આશ્ચર્ય ઉર્વીતલમાં જણાએ;
પ્રસન્ન થૈ પદ્મભૂ[6] સૃષ્ટિ રાચે,
સંતુષ્ટ થાતો ભગવાન સાચે. ૬

---

૧. ન્યાળો=નિહાળો-ધારીને જુઓ ૨. ચક્રાકૃતિમાં=ગોળ ચક્કર ચક્કર ફરતું ૩. વેણ=વેણુ-વાંસળી. ૪. ગાય અને ભેંસોનું ટોળું. ૫. વિંઢાળતાં=એકઠાં કરતાં. ૬. પદ્મભૂ=બ્રહ્મા.

श्री

# કાવ્યવિલાસ—ટીકા.

## संक्षेपचिह्न.

सं=संस्कृत. फा.=फारसी. अलं.=अलंकार. समा. = समास. કર્મધા૦=કર્મધારય. દ્વિ૦=દ્વિગુ. દ્વિ૦ ત૦=દ્વિતીયાતત્પુરૂષ, તૃ૦ ત૦= તૃતીયા—, ચ૦ ત૦=ચતુર્થી—, પં૦ ત૦=પંચમી—, ષ૦ ત૦= ષષ્ઠી—, સ૦ ત૦=સપ્તમી—, ન૦ ત૦=નઞ—, ઉપ૦ ત૦=ઉપપદ—, પ્રા૦ ત૦=પ્રાદિ—બહુ૦=બહુવ્રીહિ. અવ્ય૦=અવ્યયીભાવ. મધ્ય= મધ્યમપદલોપી. ધા૦=ધાતુ. ભૂ૦ કૃ૦=ભૂતકૃદંત. પ્રે૦ ભે૦=પ્રેરકભેદ. ક્રિ૦=ક્રિયાપદ. ક્રિયાવિ૦ અ૦=ક્રિયાવિશેષણ અવ્યય.

---

**શ્રી**—એ શુભવાચક શબ્દ છે. યશ, શોભા, લક્ષ્મી, કલ્યાણ, એવા એવા એના અર્થ થાય છે; અને દેવ, ગુરૂ, પુણ્યક્ષેત્ર પ્રતાપી પુરૂષો આદિના નામની પૂર્વે મૂકવાની રીતિ છે.

**કાવ્યવિલાસ**—सं. [ काव्य=કવિતા + विलास=આનંદ ] કાવ્યપ્રદેશમાં આનંદને માટે ફરવું તે.

## ईश्वरप्रार्थना.

કડી

૧. **વિશ્વેશ્વર**—सं. [ विश्व=જગત + ईश्वर=ઉપરી ] દુનિયાનો ઉપરી—પરમેશ્વર.

**વિભુ**—सं. [ वि=વિશેષે + भू=થવું ] સર્વવ્યાપક ઈશ્વર.

**વિશ્વાસી**—[ सं. वि. = વિશેષે + श्वस = શ્વાસ લેવો ] આસ્તિક, ભરોસાવાળો.

**વિલંબ**—सं. [ वि=વિશેષે + लंब्=લંબાવવું ] ઢીલ.

**વર**—सं. [ वृ=પસંદ કરવું ] પસંદ કરેલું, માગેલું—વરદાન.

**વિમળ**—[ सं. विमल वि=વિના + मल=મેલ ] શુદ્ધ.

**ભાખુ**—[ सं. भाष्=બોલવું ] બોલ્યું, કહ્યું.

૧. **ત્રિગુણાત્મ**—[ સં. त्रिगुणात्मक-त्रि = ત્રણ + गुण + आत्मक ] ત્રણ ગુણ ( સત્ત્વ, રજ, ને તમ ) તેને લગતું.

**ભિન્ન મિષે—સં.** [ भिन्न = જુદાં + मिष = બહાનું ] જુદાં જુદાં કારણને અનુસરીને.

**સ્વયંભૂ**—સં. [ स्वयं = પોતે + भू = થવું ] આપોઆપ થયલો, અકારણ, આદિ-મૂળ વસ્તુ-સૌથી પહેલો.

**સ્વત :—સં.** = પોતે.

૩. **સંજ્ઞા**—સં. [ सं = સારી રીતે + ज्ञा = જાણવું ] ઓળખવાની નિશાની, નામ.

૪. **અહંભાવ**—સં. [ अहं = હું + भाव = વૃત્તિ–ધા૦ भू = થવું ] હું પણું–હું એવો અભિમાન.

**લેખે**—[ સં. लक्ष् = ધ્યાન આપવું, ગણવું ] ગણે.

૫. **દ્વિધાભાવ**—સં. [ द्विधा = જુદાપણું + भाव–भू = થવું ] બેપણાનો–જુદાપણાનો ભાવ.

૧. **વિસ્મિત**—સં. [ वि + स्मि = આશ્ચર્ય પામવું ] ચકિત.

**અદ્‌ભુત** —સં. = આશ્ચર્યકારક. અજાયબજેવું.

**અગમ્ય**—સં. [ अ = નહિ + गम्य = સમજાય એવું–ધા૦ गम् = જવું–માં જવું–નો ભેદ પામવો–નું રહસ્ય સમજવું ] જાણી–સમજી ન શકાય એવું.

**તંત્ર**—સં, [ तन् ખેંચવું, વિસ્તારવું ] વિસ્તારવાળું–મોટું કાર્ય. ( આ સૃષ્ટિરૂપી તંત્ર ).

**વંદ્ય**—સં. [ वंद् = નમવું ] નમવાયોગ્ય–વંદન કરવા યોગ્ય.

૨. **યોગી**—સં. ( युज् = જોડવું ] પ્રાણને પરમાત્માની સાથે જોડનાર ( યોગ સાધનવડે ). જીવ બ્રહ્મમાં ઐક્ય કરનાર.

**સહાયભૂત**—સં. [ सहाय–सह, સાથે + अय-इ = જવું )–મદદ + भूत–भू = થવું-નો ભૂ૦ કૃ૦. ] મદદગાર.

**ભાવી**—સં. [ भू–भव् = થવું ] ભવિષ્ય.

**સર્વથા** = સર્વ પ્રકારે. ક્રિયા વિ૦.

# प्रथम विलास.

## अभिषेकमुहूर्त.

કડી

૧. **ધનરાશી**—સં. નક્ષત્રનાં બાર ચક્ર જેને **રાશિ** કહે છે તેમાંની એક—૧૨ રાશિનાં નામ— **મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ** ને **મીન.**

૨. **મુહૂર્ત**—સં. કોઈ કાર્ય આરંભવાનો અનુકૂળ મંગળ સમય.

૩. **સહજ**—સં. [ सह = સાથે + ज = ઉત્પન્ન થયલું–ધા૦ जन्–जा = જન્મવું ] જન્મથી પરિચયમાં આવતાં જે સાધારણ થઈ પડેલું તે-સ્વાભાવિક.

૪. **અમિત** —સં. [अ = નહિ + मित = માપેલું–मा = માપવું-નો ભૂ૦કૃ૦] અણમાપેલું, અણધાર્યું.

૬. **દિવ્ય**—સં. [ दिव् = પ્રકાશવું ] તેજસ્વી, ઈશ્વરી.

૭. **સૃષ્ટવસ્તુ**—સં. [સૃષ્ટ=સરજાયલી–सृज्=ઉત્પન્ન કરવું-નો ભૂ૦કૃ૦ वस्तु= પદાર્થ ] દુનિયામાં ઉત્પન્ન થયલા પદાર્થો.

**દિગંત**—સં. [ दिक् = દિશા + अंत = છેડો ] દૃષ્ટિમર્યાદા.

૯. **આનંદાર્ણવ**—સં. [आनंद–आ + नद् ગર્જવું, પોકાર કરવો, = હર્ષ + अर्णव = समुद्र ] આનંદનો સાગર.

૧૦ **વિજયવાદ્ય**—સં. [विजय = ફતેહ वि=विशेषे + जि–जय् = જીતવું + वाद्य = અવાજ–वाद्-ધા૦ वद् ના પ્રે૦ ભે૦ = વગાડવું ] ફતેહના અવાજ.

૧૧. **પ્રેમપ્રસાદ**— સં. [ प्रेम + प्रसाद = કૃપા ] પ્રેમનાં કૃપાદાન.

**સાર્વભૌમપદ**—સં [सार्व–सर्व = સઘળા, भौम–भूमि = દેશો ( નો રાજા ) + पद = પદવી.] ચક્રવર્તિની પદવી.

**ભરતખંડ**—સં. હિન્દુસ્તાન. **ભરત** રાજાના નામ પરથી એ ભાગનું નામ ભરતખંડ કહેવાય છે. પૂર્વે નવખંડ ગણાતા તેમાંનો એક ખંડ.

**રાજ્યભક્તિ**—સં. [राज् =શોભવું, भज् =ભજવું] રાજસેવા, વફાદારી.

## शुभजन्मसमय.

૨. **મધ્યાન**—સં. [मध्याह्न–मध्य =વચલો + अह्न =દિવસ] દિવસનો વચલો ભાગ-બપોર.

૩. **રાજ્યશિરોમણી**—સં. [राज्य + शिरोमणि=ચઢિયાતો शिर : + मणि] રાજાઓમાં શ્રેષ્ઠ.

## राज्याभिषेकसमारंभ.

૧. **ભુવન**—સં [भू-भव् =થવું] ત્રિભુવન-ત્રણ લોક-સ્વર્ગ, મૃત્યુ, પાતાલ.

૨. **ધરા**– સં. [धृ =ધારણ કરવું] ધરતી, પૃથ્વી.
**સંતુષ્ટ**—સં. [सं + तुष् =સંતોષાવું] સંતોષ પામેલી.
**શિશિર**—[સં. =છ ઋતુમાંની એક ( માર્ગશીર્ષ, પોષ.)

## महाराजाश्रीनुं पूर्व वृत्तान्त.

૬. **જયી**—સં. [जि–जय् =જીતવું] ફતેહમંદ.

૭. **આપ્તવર્ગ**—સં. [आप्त =આવી મળેલો–અનુકૂળ, હિતેષી. आप् =મેળવવું-નો ભૂ૦ કૃ૦ + वर्ग =समूह] આવી મળેલાં-પોતાનાં સગાં સંબંધીનો સમૂહ.
**અલૌકિક**—સં. [अ =નહિ + लौकिक =લોકને લગતું–સાધારણ] અસાધારણ. આ લોકમાં નહિ હોય એવું.
**અર્ધાઙ્ગના**—સં. [अर्ध =અડધું + अङ्गना = સ્ત્રી] સુખદુઃખ આદિની વિભાગી-ધણીઆણી.

૮. **સ્તુત્ય**—સં [स्तु =વખાણવું] વખાણવા યોગ્ય.
**સુશિક્ષિત**—સં. [सु =સારા + शिक्षित =ભણેલા – शिक्ष् =શિખવવું-નો ભૂ૦ કૃ૦] સારા ભણેલા-વિદ્વાન.

૧૨. **લાઘવી**—સં. [लघु સૂક્ષ્મ–બારીક] ચંચળતા.
**અનુકારી**—સં. [अनु =પાછળ–પ્રમાણે + कृ =કરવું] કહ્યા પ્રમાણે કરવું એવી. આજ્ઞાધીન.

૧૪. **યથેચ્છા**— सं. [यथा=પ્રમાણે +इच्छा] જોઈએ તેટલી.
૧૫. **આરૂઢવું**— सं. [आ + रुह्=સવાર થવું] સવારી કરવી.
૧૬. **પ્રજા-ઉન્નતિ**—सं. = લોકોના આબાદી-ચઢતી.
૧૯. **રથારૂઢ**—सं [रथ+आरूढ ભૂ० કૃ०] રથમાં બેઠેલા.
**નેત્રનિમેષ**—सं. [नेत्र=આંખ-नी-नय्=દોરવવું + निमेष=બે પાંપણનું ઉઘાડ દે થવું] આંખને પલકારો.
૨૦. **રૂએ**—फा. [रु=ચહેરો] મારફતે.
**સ્વીકારી**—[सं. स्वी=પોતાનું+कृ=કરવું] કબૂલ કરી.
**દંભી**—[सं. दंभ=ખોટો ડોળ] ડોળ-દમામ કરનાર.
૨૧. **કૃપાપાત્ર**—सं. [कृपा+पात्र=યોગ્ય] મહેરબાનીને લાયક. જેને મહેરબાની કરવી ઘટે એવા ગરીબ.
૨૨. **નિયોગ**—सं. [नि=વિશેષ+योग-युज्=જોડવું] ઉપયોગ.
**શાન્તિદા**—सं. [शान्ति + दा=આપવું] સંતોષકારક.
૨૪. **અભિષેક**—सं. [अभि=ચારેમેર-ઉપર+सिच्=સિંચવું-રેડવું] રાજ્યગાદીએ બેસવાની ક્રિયા.
**દિલોજાની**—फा. [दिल=હૈયું+ओ- व=અને+जान=જીવ] અત્યંત હેત.
૨૫. **અન્યથા**—सं. =બીજી રીતનું-રદ.
૨૬. **દૈવી સિદ્ધાન્ત**—सं. [दैवी=દેવને-सिद्ध=નક્કી+अंत=છેડો] ઇશ્વરે નિર્માણ કરેલો સેવટ-નિશ્ચય.
૨૮. **પ્રત્યેક**—सं. [प्रति=દર+एक] દરેક.
૨૯. **વિવિધાકૃતિ**—सं. [विविध=જુદા જુદા+ आकृति=આકાર-आ+कृ=કરવું] જુદા જુદા આકારના.
**ચિત્રવિચિત્ર**—सं.=તરેહવાર રંગ અને ચિત્રોથી શોભતાં.
**ચંદ્રભા**—सं. [चंद्र+भा=કાન્તિ] ચંદ્રને પ્રકાશ.
૩૦. **દૃષ્ટિ**—सं [दृश्=જોવું] નજર-આંખ.
૩૧. **ભર્યાં પત્ર તાજે**—તાજાં પાંદડાંથી ભરેલાં.
૩૨. **આંગણ**—[सं. अङ्गन] ઘરને આગલો ભાગ.
**વિરામે**—सं. [वि=વિશેષ+रम्=રમવું] વિરામ પામે-ઠરે-ટાઢા થાય.

**નાનાકૃતિ**—સં. [ नाना = જુદા જુદા + आकृति = આકાર ] જુદા જુદા આકારના.

૩૩. **ગાયક**—સં. [ गै = ગાવું ] ગવૈયા.

**અળાપે**—[ સં. आ + लप् = રાગ કાઢવો ] રાગનો અળાપ કરીને તાલ સૂર સહિત ગાય.

**તાન લઇને**—ગળામાં સુરને-ખટકાવી, લંબાવીને.

૩૪. **હસ્તચાતુર્ય**— સં હાથની ચતુરાઇ-હાથચાલાકી.

**વાદિત્રના વાદ્ય**—સં. [ ધા૦ वद्-वाद् ] વાજીંત્રના અવાજ.

૩૫. **સુવેશી**—સં. [ सु = સારા + वेश = ડોળ-विश् = દાખલ થવું] સારા પોશાક ધારણ કરીને.

૩૬. **ધન્યવાદ્ય**—સં. [ धन्य = જય + वाद्य = અવાજ-वद् = બોલવું પ્રે૦ ભેદે] જયજયકારનાં વચનો.

**ઘોષ**—સં. [घुष् = અવાજ કરવો ] અવાજ.

**ગાજે**—[ સં. गर्ज् = ગાજવું] મોટેથી સંભળાય.

૩૭. **સજ્યા**—[ સં. सज्ज = તૈયાર ] સજેલા, સણગારેલા.

**રંગ સાહિત્ય**—સં. = રંગ અને શોભાવનારા સામાનથી.

**રમ્ય**—સં. [ रम् = રમવું-રાજી કરવું] મનને રાજી કરે એવા-મનોહર, રળિયામણા.

૩૮. **મુખ્ય ધામ**—સં. = મોટાં મોટાં શહેર અને કસ્બાઓ.

**હર્ષઘેલાં** = આનંદથી ગાંડા જેવા થઇ ગયલાં.

૩૯. **મિઠાઇ**—સં. [ मिष्ट = મિઠા ] મિષ્ટપદાર્થ-બરફી પેંડા વ૦.

૪૦. **અનાશ્રિત**—સં. [ अन् = નહિ + आश्रित-आ + श्रि-નો ભૂ૦કૃ] આધાર વગરના, ભૂખે મરતા.

**અન્નશાળા**—સં. [ अन्न + शाला = સ્થાન ] અનાજ રાંધીને ખવડાવવાની જગ્યા.

**પળે તૃપ્ત થૈ = તૃપ્ત થૈને પળે**—ધરાઇને ચાલ્યા જાય.

૪૧. **નિમ્યા**—[ સં निर्मित निः + मा-ના ભૂ૦કૃ૦ ] ઠરાવેલા.

**વ્યવસ્થા**—સં. [ वि + अव + स्था = ગોઠવવું ] ગોઠવણ.

૪૨. **સભાસ્થાન**—સં. [ स्था = ઉભા રહેવું ] સભામંડપ.

૪૩. **મોટાં સ્થળોમાં**—જીલ્લાનાં મુખ્ય શહેરોમાં.
**નામદારો**—નામાંકિત-પદવીધારી પુરૂષો.
**રાજ્યરીતિ**=રાજ્ય રંગ—રાજ્યવ્યવસ્થાની ખૂબી.

૪૪. **પ્રેક્ષકો**—सं. [ प्र + ईक्ष् =જોવું ] જોનારાઓ.
**પ્રવેશે**—[ सं. प्र + विश् =પેસવું ] દાખલ થાય.
**આસન**—सं. [ आस् =બેસવું ] બેસવાની જગ્યા-બેઠક.
**અન્યોન્ય**—सं. [ अन्य: + अन्य ] એક બીજા-માંહોમાંહે.

૪૫. **શસ્ત્રધારી**—सं. [ शस्त्र =હથિયાર- शस् =નાશ કરવો + ધારી- धृ= ધારણ કરવું ] હથિયારબંધ સ્વારો.
**ચહુમેર**—ચોમેર-ચારે બાજુએ.

૪૬. **રાજ્યશૈલી**—सं. =રાજ્યવ્યવસ્થાની બાંધણી.
**પ્રબોધે**—सं. [ प्र. + बुध् ] કહી-વાંચી સંભળાવે.
**આણ**—[ सं. आज्ञा-ધા० ज्ञा =જાણવું ] હુકમ, દુવાઇ.
**સ્વારે**—फा. [ अस्व =ઘોડો ] ઘોડે ચઢેલો. ( सं. अश्वारूढ. )

૪૭. **મિષ્ઠ માધુર્ય**—सं. =મીઠું મધુરૂં ભાષણ.
**સદાચાર**—सं. [ सत् =સાચા + आचार ] સારાં આચરણ.

૪૮. **દારૂખાના**—फा. [ -खाना=ઠેકાણું ] આતસબાજી.

૪૯. **હુવાઇ**-એક જાતનું દારૂખાનું જે હવામાં ઊંચે ઉડે છે.
**ગાજતો=ગાજે છે**—એ 'વર્તમાનકૃદંત' **વર્તમાનકાળને** ઠેકાણે વપરાયલો છે.

કવિતામાં વર્ણન કરતાં જ્યાં વર્તમાનકાળમાં વર્ણન ચાલતું હોય છે ત્યાં વર્તમાનકાળને ઠેકાણે કોઈવાર વર્તમાનકૃદંત સહજ વપરાયલો દેખાય છે. કવિતામાં વર્તમાનકૃદંતનો આ એક ખાસ ઉપયોગ છે. આવે ઠેકાણે એને આગળ પાછળના કાળ જોયા વગર એકદમ—ગાજતો=ગાજતો હતો—એમ લઇ વર્તમાનભૂત કે ચાલુભૂત કહી દેવો નહિ. વખતે જ્યારે આગળ પાછળ ભૂતકાળ હોય ત્યાંજ એને આમ લેવો શોભે.

**ગેબી અવાજ**—फा० =ગુપ્ત-છાનો અવાજ-કયાંથી થયો તે જણાય નહિ એવો.

૫૨. **ગ્રામ્ય લોકો**—सं. ગામડાંના-નાનાં ગામના લોકો.
**મિષ્ટાન્નપાન**—सं. [ मिष्ट + अन्न = ગળ્યું ખાવાનું + पान =

પીવાનું-ધા० पा-पिब्=પીવું ] સારૂં સારૂં ખાનપાન.

૫૩. **સ્તોત્રપાઠ (કરે)**—सं. [ स्तोत्र=દેવોની સ્તુતિનાં પુસ્તકો-ધા० स्तु=વખાણ કરવાં + पाठ=વાંચી જવું ] દેવોના સ્તુતિપાઠ વાંચે.

**दिल्हीनो दिव्य देखाव.**

૫૬. **તું સ્થળે**—તારા સ્થળમાં (તું=તુજ, તારે-વિભક્તિ ષષ્ઠી).

**પુણ્યશાળી**—सं. [ पू – પવિત્ર કરવું ] પુણ્યવાન્ સત્કર્મી.

૫૭. **સવેળા**—વખતસર=વહેલાં વહેલાં.

૫૮. **સૈનિકો**—सं. [ सेना=લશ્કર ] લશ્કરના ઉપરી.

**પાદ પાળા**—[ सं. पाद=પગ + पलायित-ધા० पलाय्=ચાલવું-નો ભૂ० કૃ० ] પગે ચાલનારૂં લશ્કર.

**સરંજામ સાજે**—સરંજામ અને સાજ સહિત (સાહિત્યાર્થે તૃતીયા વિ०) ઠાઠમાઠ-જોઇતી વસ્તુઓ સહિત.

૫૯. **અન્ય ઠામ**—[ सं.=स्थान ] બીજા-અલાયદા મુકામો.

**પડાવ પડેલા**—[ सं. ધા० पत्=પડવું ] મુકામ થયલા.

**વસ્યાં હોય ગામ**=જાણે નવાં ગામ વસ્યાં-હોયની તેમ.

૬૩. **શકે**—[ सं. शंके=હું શંકા કરૂં છું ] મને શંકા થાય છે કે=જાણે-જાણે કે ( એ અકર્તૃક ક્રિયાપદ જેવો છે, એના કર્તા તરીકે એની પછીનું વાક્ય લેવાય ).

**પેખવા**—[ स. प्रेक्ष्-प्र + ईक्ष्=જોવું ] જોવા.

૬૪. **પાદામ્બુજે**—सं. [ पाद=પગ + अंबुज=કમળ- अंबु = પાણી + ज-જન્મેલા-जन्-जा=જન્મવું ] ચરણ કમળમાં.

**રંક સેવા**=ગરીબને છાજે એવી કાવ્યરૂપ સેવા.

**પ્રભુ પ્રાર્થતો**—सं. = પ્રભુને પ્રાર્થતો-પ્રાર્થના કરતો.

**નામનો**—નામ માત્ર, કહેવા માત્ર. ( એ વિશેષણ છે ).

૬૫. **નામસંજ્ઞા**—सं. [ नामन् = નામ + संज्ञा = નિશાની-सं + ज्ञा = જાણવું ] નામથી ઓળખવાની નિશાની.

**ચિરાયુ**—सं. [ चिर = લાંબું + आयुष ] લાંબું આવરદા.

**ચક્રવર્તિ**—सं. [ चक्र ગોળ-ભૂમંડળ + वर्ति=ઉપરી સત્તા ચલાવનાર-ધા० वृत् ) મહારાજા-સાર્વભોમરાજા.

બિરાજે—[ સં. वि =વિશેષ + राज् =શોભવું ] બેસીને શોભે એટલે તખ્તનશિન થાય.

## दिल्लीपद.

૧. દિલ્લીપદ=दिल्लीની-ગાદી-તખ્ત ; રાજ્યગાદીનું શહેર.

મહાભારત=એક મોટું વીરરસ-કાવ્ય જેમાં પાણ્ડવ કોરવના યુદ્ધનું વર્ણન આવે છે તે. (આ યુદ્ધ બહુ જબરૂં ૧૮ દિવસ સુધી ચાલેલું અને અસંખ્ય પરાક્રમી પુરૂષોનો ઘાણ વળી ગયલો તે ઉપરથી-કોઈ બહુ મોટું ને અઘરૂં કામ હોય તેને 'મહાભારત કામ' કહેવાય છે.)

સુજ્ઞાત—સં. [ सु=સારી રીતે + ज्ञात=જાણીતા-ધા૦ ज्ञा= જાણવું-નો ભૂ. કૃ. ] પ્રસિદ્ધ.

વિખ્યાત — સં. [ वि=વિશેષે + ख्यात =વખણાયલી-ધા૦ ख्या = વખાણવું-નો ભૂ૦ કૃ૦ ] ખૂબ વખણાયલી.

પ્રાચીન— સં. [ प्राच् = પૂર્વનું ] આગળનું-જુનું.

પ્રસિદ્ધ—સં. [ प्र + सिद्ध-सिध् = પૂર્ણ કરવું ] જાણીતું.

૨. યુધિષ્ઠિર—સં. [ युधि = યુદ્ધમાં + स्थिर=ઠરેલ ] પાંચ પાણ્ડવ-માંનો મોટો ભાઇ. જેને **ધર્મ** કહે છે.

ધર્મ-આણ—[ સં. ०आज्ञा ] સત્યની દુવાઇ.

ધર્મરાજ—સં. = ધર્મ પ્રમાણે વર્તનાર ન્યાયી રાજા.

પ્રેમપુરે ( ઝીલે )—સં. [ प्रेम-ધા૦ प्री = ખુશી કરવું + पूर = રેલ-ધા૦ पृ = ભરવું ) પ્રેમ પ્રવાહની રેલમાં આનંદથી તરે-હેલકા ખાય છે-પ્રેમમાં લીન થઇ ગયલા છે.

૩. મંડળીકો—[ સં. मंडलिक ] ખંડિયા રાજા.

ધર્મપાદ—સં.=ન્યાયી રાજાનાં ન્યાયી ચરણ-પગ.

૪. અનુપ—[ अनुपम-अन् = નહિ + उपमा = મુકાબલો ] જેને કોઇની ઉપમા નહિ અપાય એવા-સર્વોત્તમ.

સહાય—સં. [ सह = સાથે + अय्-ધા૦ इ = જવું ] મદદગાર.

## आशिष.

૧. પ્રતાપ—સં. [ प्र + तप्=તપવું ] કીર્તિ-મોટાઇ.

સાથ—[ સં. सार्थ = ટોળું ] મંડળ.

**નિર્વૈરિ**—સં. [ नि : નહિ + वैरि = વેરી ]=શત્રુ વગરના.
**નિશંક**—સં. [ नि : + शंका ] શંકા વગરના, નિર્ભય.
**યાવત શશિસૂર્ય છે**=જ્યાં સુધી સૂર્ય ને ચંદ્ર રહે ત્યાં સુધી.
૧. **ઉદધી-વારિ**—સં. [ उदधि उदक=પાણી + धि=ખજાનો—એટલે—સમુદ્ર + वारि=પાણી ] સમુદ્રનું પાણી.
**ભૂતલધારી**—સં.=પૃથ્વીની સપાટી ઉપર કરીને.
**તાવત**—[ સં. तावत् ] ત્યાં સુધી.
**પ્રવાહ પ્રસ્તારી**—[ સં. प्र + वह् = વહેવું—प्र+स्तृ = ફેલાવું ]=પ્રવાહ ફેલાવીને—ચોમેર ફેલાઇને.

## पूर्व वृत्तान्त उपसंहार--आशिष लापिका.

૧. **હિય**—[ સં. हृदय ] હૈયું.
**વિમળ વાણી વર્ષાવી**=સંતોષકારક વચનો બોલીને.
**જાળીવયું**=જાળવ્યું—જગતમાં પોતાનું માન ટકાવી રાખ્યું.
**ઉર્વીપતિ**—સં. [ उर्वी = પૃથ્વી + पति =ધણી—ધા० पा = પાળવું ] પૃથ્વીનો પાળનાર—રાજા.
૨. **અહિત**—સં. [ अ = નહિ + हित =લાભ ] નુકસાન
**સર્વથી**—[ સં. सर्वथा ] સઘળી વાતે, સઘળી બાબતમાં.
૩. **મર્મ**—સં.=છૂપો ભેદ—મતલબ.
**ભૂભય**—સં. [ भू=પૃથ્વી + भय=ધારતી—ધા० भी =બીહીવું ] પૃથ્વીનો—દુનિયાના લોકોનો ભય-દુઃખ.
**સુમતિ**—સં. [ सु=સારી + मति બુદ્ધિ ] સારી મતિવાળાં.
૪. **પત્ની-રત્ન**—સં. [ पत्नी + रत्न ] પત્નીઓમાં શ્રેષ્ઠ. સર્વોત્તમ ધણીઆણી—રાજ્યરાણી.
**પ્રવાસ**—સં. [ प्र + वस् = રહેવું ] મુસાફરી—દેશાટણ.
**નૃપવર**—સં. [ नृप =રાજા—नृ =નર + पा = પાળવું—वर श्रेष्ठ-वृ = પસંદ કરવું ] રાજાઓમાં શ્રેષ્ઠ એવા.
**નિર્મળમતિ**—સં. [ निः + मल—મેલ =મેલવગરની + मति =મન, બુદ્ધિ—ધા० मन =ધારવું ] શુદ્ધ બુદ્ધિવાળા.

# द्वितीय विलास.

## ઋતુવર્ણન.

## [ वर्षा—शरद् ]

## વર્ષાકાળ.

કડી

૧. **અભ્રઘટાવ** [सं अभ्रघटा] —વાદળાંનો જમાવ.
**વધામણ**—ખુશખબર.

૨. **ગતિમાન**—વેગવાળાં, જલદીથી જતાં.
**નિમિત** [સં. नि.मित=ધા. मा—માપવુંનો ભૂતકૃદંત.] નક્કી કરેલાં
**કાર્ય મિષે**—કામને માટે.
**પ્રેરિત**—ધારી રાખેલાં.
**પળાતા**—જતા.

૩. **સુજ્ઞો** [ सं. सुज्ञ ધા. ज्ञा=જાણવું.] જ્ઞાની, ડાહ્યા.
**છાદિત** [सं. धा. छद्—ઢાંકી દેવું, છાઇ દેવુંનો ભૂ. કૃ.]—ઢંકાઇ ગયેલા.
**સમિપ**—પાસે.

૪. **અવનિઅવાસ**—ઘેરેઘેર, દરેક ઠેકાણે.
**હિંસારતાં**—આનંદમાં આવીને અવાજ કરતાં.
**વિહંગવાણી**—પક્ષીઓનો કલરવ—અવાજ.

૫. **કઠે**—અકળાવે, ગભરાવે.
**વાદળીતાપ**—વાદળામાં થઇને આવતો સૂર્યનો તાપ.
**'ઓ આ પડયો'**—હમણાં વરસાદ પડશે.
**આતુરતા**—તીવ્ર ઇચ્છા—સબળ આશા.

૬. **ઉગ્ર**—સખત.
**અંગારભર્યો**=અગ્નિએ ભરેલો, તપેલો. समा. तृ० त०.
**સ્વેદજવારિધાર**—સં. ०रा—स्वेद=પરસેવો + ज=ઉત્પન્ન થએલું + वारि=પાણી + धारा=ધાર–રેલા–ધા०धृ=વરવું] પરસેવાના પાણીના રેલા.

૭. રૂંધન—સં [रुध्=રોકાવું] રોકાવું તે, સ્થિર થઈ જવું તે.
૮. મેઘધનુષ્ય—સં=આકાશમાં પચરંગી ધનુષ્ય થાય છે તે.
૯. વાતાબ્ધિ—સં. [वात=વાયુ + अब्धि=સમુદ્ર–अप्=પાણી + धि= ભંડાર–] વાનો સમુદ્ર–વાતાવરણ.
દેવાલય—સં. [देव + आलय] દેવમંદિર. સમા. ષ૦ ત૦
દેવાલયે શું .....વાજે—અલં. 'ઉત્પ્રેક્ષારૂપક.'
૧૧. અભ્ર—સં. [अप्=પાણી + भृ=ભરવું] વાદળાં.
મંડુક—સં. [मड्–શોર કરવો] દેડકા. મોર—[સં. मयूर].
વર્ષાઋતુ કેરીશકે વિધાતા—અલં. 'ઉત્પ્રેક્ષારૂપક.'
૧૨. સંખ્યાવધિ—સં. [संख्या + अवधि=છેડો] અસંખ્ય.
ઉભરાતાં [સં. उप + भृ=ભરવું] જથાબંધ નિકળતાં.
૧૩. પંખી—[સં पक्षी–पक्ष=પાંખ] પાંખવાળાં પ્રાણી.
૧૪. વિહંગમ—સં. [विहं=આકાશે + गम–गच्छ्=જવું] આકાશ તરફ જનાર–પક્ષી. સમા. ઉપ૦ ત૦.
૧૫. સુરનૃપ—સ [सुर=દેવ + नृप=રાજા–नृ=નર + पा=પાળવું–] દેવોના રાજા—ઈંદ્ર. સમા. ષ૦ ત૦.
અરિશસ્ત્રપ્રકાશ—સં. [अरि=દુશ્મન + शस्त्र=હથિયાર + प्रकाश–काश्=પ્રકાશવું]. સમા. ષ૦ ત૦.
બીજા ને ચોથા ચરણમાં અલં. 'ઉત્પ્રેક્ષારૂપક' છે.

જ્યાં જ્યાં, **જાણે, શકે, શું,** અને એવા શંકા કે કલ્પનાવાચક શબ્દોથી, શંકા કે કલ્પના સહિત રૂપક કરવામાં આવેલું હોય ત્યાં અલંકાર **ઉત્પ્રેક્ષારૂપક** સમજવો. વખતે **શું** માત્ર પ્રશ્નાર્થદર્શક હોય ત્યાં ભૂલે આ અલંકાર લેવો નહિ.

૧૭. બેબાકળા—[સં. विह्वल] ગભરાઈ ગયલા.
૧૮. ભયભીત—સં. [भी–] ભયે ચોંકેલા. સમા. તૃ૦ત૦.
૧૯. જીર્ણ—સં. [जॄ=ઘરડા થવું–નો ભૂ૦ કૃ૦] જુનાં.
પૃથ્વીગત—સં. જમીનદોસ્ત થયલા. સમા. દ્વિ૦ ત૦.
૨૧. હિસારતાં—પ્રેમના ઉભરાથી બરાડતાં.
ગોમહિષી—સં.=ગાય અને ભેંસો. સમા. દ્વંદ્વ.
૨૪. ઉદ્ભિજ—સં. [उत्–ઊંચે + भिद्–ભેદવું] વનસ્પતિ.

૨૫. **ઉદ્યમયુક્ત**--સં. [ उत् + यम्—युक्त-युज् = જોડવું નો ભૂ૦ કૃ૦] કામમાં મચેલા. समा. તૃ૦ ત૦.

૨૬. **પંક**—સં.=કાદવ. **માર્ગરેખા**—[ સં. रेखा ] પગથી.

૨૮. **પર્જન્યધારા**—સં. = વરસાદનું પડવું. समा. ષ૦ ત૦.

૨૯. **પૂર્ણોપકારી**—સં. [ पूर्ण + उपकारि ] પૂરો ઉપકાર કરનાર.

૩૦. **પ્રભાવ**—સં. [ प्र + भू = થવું ] પુષ્કળતા. જોઇએ તેટલું વરસવું. એની વિભક્તિ 'કેવળપ્રયોગી પ્રથમા' છે.

૩૧. **વિરૂપતા**—સં. [ वि-વિરૂદ્ધાર્થ દર્શક—વગરનું + रूप = સુંદરતા—ધા૦ रूप् = જોવું ] કુરૂપ—કદરૂપાપણું.

૩૨. **વિરૂપાઙ્ગી**—સં. [ विरूप + अंगी ] કુરૂપશરીરવાળી. વિરૂપ છે અંગ જેનું. समा. બહુ૦.

૩૩. **ગોભેંસ**--સં. [ गो + महिषी ] ગાય અને ભેંસ. समा. દ્વંદ્વ.

૩૪. **પત્રાઙ્કુર**—સં. [ पत्र + अंकुर ] પાંદડાંના કુમળા પીલા.

**પ્રમુદી કલોલે** = પ્રમુદીને કલ્લોલે—આનંદથી કલ્લોલ કરે.

૩૭. **ચોખુણુ**—[સં. चतुष्कोण ] ચારે ખુણે. समा. દ્વિગુ.

**ચોકી** = ચોકીને (સંબંધક ભૂ૦કૃ૦)—આપથી લીટી પાડીને.

૩૮. **ઉથાપવી**—[ સં. उत् + स्थाप् ] ઉથલાવવી, ખોદવી.

૩૯. **પોઇસ (બાપુ)**—ખસીજા—ખસીને ઉભો રહે—ખસ કે ઉભો રહે—આવું કહેવાના અર્થમાં આ શબ્દ વપરાય છે—(કદાચ फा. पो = ખસી—નહાસી જા, + इस = ઉભો રહે (=સં. स्था ધા૦)—આ શબ્દો ઉપરથી નિકળ્યો હોય ?)

૪૦. **સમાન્તરી**—સં. [ सम् + अन्तरा ] સરખે છેટે આવેલા.

૪૧. **લાજ**—[ સં. लज्जा-ધા૦ लज् = શરમાવું ] શરમ.

૪૨. **તારૂણી**—[ સં. तरूण = જુવાન—ઉપરથી ] જુવાન સ્ત્રી.

૪૫. **પુણ્યધામ**—[ સં. पू = પવિત્ર કરવું ] પુણ્યનું ઠેકાણું.

૪૬. પ્રાધાન્ય—[ સં. ધા = રાખવું] ઉપરીપણું, શ્રેષ્ઠતા.

૪૭. નિત્ય = નિત્યકર્મ—સં. = પ્રતિદિન કરવાની ધર્મક્રિયા.

ઉપાધી—[ સં. उपाधि ] દુનિયાની ખટપટ-ચિંતા.

૪૮. નિવૃત્ત—[ સં. नि + वृत्त = વળેલા ] સંસારી ચિંતાથી દૂર.

મિથ્યાપ્રમાદી—સં. = ખોટી મોટાઇવાળા. સમા૦ બહુ૦

પ્રવૃત્તિ – [ સં. प्र + वृत् ] દુનિયાદારીમાં મચ્યા રહેવું તે.

નિમગ્ન—[ સં. नि-मग्न मज् ધા૦ નો ભૂ૦કૃ૦] મચેલા.

૪૯. ઇષ્ટધામે—સં. = પોતાના માનેલા ઇષ્ટદેવના મંદિરમાં.

૫૦. સંન્યાસી—[સં. सम् = સારી રીતે + न्यस् = સાથે થવું-અડકવું-નિ + अस् ધા૦ ]. પોતાને સારી રીતે પરમાત્માની સાથે જે જોડે છે. જીવ બ્રહ્મની એકતાને સારી રીતે દઢાવનાર.

આશ્રમનીમ—[સં. नियम ] એક સ્થળે રહેવાનો નિયમ.

વિરાગી—[ સં. वि = વિના ( ઉલટું ) + राग = પ્રેમ ] જેણે દુનિયાનો પ્રેમ કાઢેલો તે.

સમદૃષ્ટિ—સં. = સરખું ગણવું તે-સામાન્યભાવ.

૫૧. ધ્યાનસ્થ—[ સં. ધા૦ स्था ] ધ્યાનમાં બેઠેલા. સમા. સ૦ત૦.

આકર્ષી—[ સં. आ + कृष् = ખેંચવું ] પાછી વાળીને.

રેખા બધી જેમ......માંહે—અલં. દૃષ્ટાન્તોપમા.'

૫૩. રૂડી રતોના શું......લહાવા ?—એમાં અલં. 'પૃચ્છા'

૫૪. સંસ્કાર યોગે સં. = संस्कार એટલે કરેલાં કર્મથી જે ભાવી બંધાયલું તેના યોગ વડે-તેને લીધે.

૫૬. તંબોળ—[ સં. [ ताम्बूल ] પાન સોપારી વગેરે.

પત્ની કરેથી—પોતાની ધણીઆણીના હાથમાંથી.

૫૭. રસીલા—[ સં. रसिक ] મોજીલા, આનંદી પુરૂષો.

૫૮. પીછોડી—[ સં. प्रच्छाद्-छद् = ઢાંકવું ] ઓઢવાનું વસ્ત્ર.

૬૦. **છાંય**—[ સં. छाया—छद्=ઢાંકવું] પોતાનો ઓળો.

૬૧. **સંકોચતી**—[ સં. सं कुच् = ખેંચવું] દબાવીને ઓઢતી.

**સંકોચતી......સાડી**—शब्दालं. 'ઝડ–વૃત્ત્યનુપ્રાસ' છે.

**પ્રેરતી (દૃષ્ટિ)**—[ સં. प्र + इर्] નજર નાખતી.

૬૨. **થંભન**—[ સં. स्तंभन—ધા० स्तंभ् થોભવું] બંધ થઇ જવું તે.

૬૮. **નાવિક**—[ સં. नौ + इक] હોડી ચલાવનાર–ખલાસી.

**તરણી**—[ સં. तॄ=તરવું] જે તરે છે તે–એટલે–હોડી.

૬૯. **વિશ્વવારિ-વળ**—સંસારરૂપીજળ – સમુદ્રના વળમાં-વિશ્વવારી-समा.

કર્મધા०. (આખો) ष० त०. अलं. રૂપક.

**પ્રસાદ નૌકા**—સં. [ प्रसाद= કૃપા-રૂપી-नौका = હોડી ] समा.

કર્મધા. अलं. રૂપક.

૭૦. **કુબ્જાજનો જેમ...સહાય**—अलं. 'દૃષ્ટાન્તોપમા' છે.

૭૫. **મૃગજૂથ**—[ સં. यूथ] હરણનાં ટોળાં. समा. ष० त०.

**વ્યોમચર**—[ સં. व्योम=આકાશ + चर्=ચાલવું ]

આકાશમાં ગતિ કરનાર–પક્ષી. समा. स० त०.

૭૬. **અસંખ્ય**—[ સં. अ=નહિ + संख्या=ગણત્રી ]

જેની ગણત્રી ન થાય તે–અગણિત. समा. બહુ०.

**મુક્તા**—[ સં. मुक्त=છૂટાં–मुच् ધા० નો ભૂ० કૃ०] મોતી.

૭૭. **અચિન્તો**—[ સં. अ + चिन्त्य–चित् ધા० ] નહિ ધારેલો.

૭૮. **અનિષ્ટ**—[ સં. अन् + इष्ट=ઇચ્છેલું–इष् ધા० ] નબળું.

૭૯. **પરાગ**—સુગંધ. **સુવાસ**—સારોવાસ. समा. પ્રાદિત०.

૮૦. **કેલી**—સં=રમતગમત–આનંદ, વિહાર.

**કુંજે...અપારે**—આમાં शब्दालं. 'ઝડ–વૃત્ત્યનુપ્રાસ' છે.

૮૧. **સૌન્દર્ય**—સં.=શોભા–સૃષ્ટિના દેખાવની સુંદર શોભા.

૮૨. **સુભાગી**—સં.=સારાં ભાગ્યવાળો. समा. બહુ०.

દુર્ભાગ્ય—સં. = નબળું નસીબ. સમા. પ્રાદિત૦.

૮૩. વારિધિ—[સં. वारि + धि] પાણીનો ભંડાર—સમુદ્ર.

સ્વાતિકવૃષ્ટિ—સં. =સ્વાતિક નક્ષત્રમાં થતો વરસાદ.

સમા. ષ૦ત૦—તેમજ—મધ્યમપદલોપી.

૮૫. વસુધા—[સં. वसु=દોલત + धा =ધારણ કરવું] પૃથ્વી. સમા. ઉપ૦ ત૦.

## શીતકાળ.

### [हेमंत शिशिर.]

૧. વ્યતીત—[સં. वि=વિશેષે + अति = ઓળંગીને-પાર + इत = ગયલું-ધા૦ इ=જવું નો ભૂ૦ કૃ૦] વટી ગયલો, પૂરો થયલો,—વ્યતીત થાતાં=પૂરો થતાં.

૨. સુકાવું—[સં. शुष्क=સુકું-ઉપરથી] સુકાઈ જવું.

વર્ષાન્ત-શીતાદિ-યોગ—[સં. वर्षा + अन्त-शीत + आदि- योग = જોડાવું તે ધા૦ युज्=જોડવું] ચોમાસું પૂરૂં થતાં ને શિયાળો બેસતાં. સમા. ષ૦ ત૦

નિર્મિત—સં. =નિર્માણ થયલો, નિમાયલો. (ભૂ૦ કૃ૦ વિ૦)

૩. અહંભાવ—સં. હું એ છું એવો ભાવ, મમત્વ.

સુખોપચાર—[સં. सुख + उपचार] સુખનાં સાધન.

સપ્રયાસ—સં. [स + प्रयास-प्र + यस्=યત્ન કરવો] પ્રયત્નશીલ. સમા. અવ્ય૦.

૪. વ્યગ્ર—[સં. वि + अग्र=આગલો ભાગ] વ્યાકુળ, ઇંતેજાર.

ગ્રામાન્તરે—સં. ગામ છોડી બીજે કહીં જવું તેને માટે.

૬. આવરણ—સં. =ઢાંકણ, પડદો, અંતરપટ.

૭. સૂર્યાસ્ત—[સં. सूर्य + अस्त] સૂરજનું આથમવું-સાંઝ.

ભાસ = જુદા જુદા રંગના દેખાવ, રંગ.

૮. **આળેખવામાં**—[ સં. आ + लिख–लिह् ] ઉતારવામાં.

૯. **અજાજુથ**—[ સં. अजायूथ ] બકરીનું ટોળું. સમા. ૫૦ ત૦

**પછાડી**--[સં. पश्चात् ] પાછળ. ક્રિયાવિ૦ અ૦.

૧૧. **ઉચ્ચરીને**—[ સં. उत् + चर् ] બોલીને, અવાજ કરીને.

**પાયગા** = લશ્કર-સેના (પગે ચાલનારૂં ).

૧૨. **નિશાનારી**—સં =રાત્રિરૂપી નારી-રાત્રિ એજ કોઈ સ્ત્રી- સમા. કર્મ

અલં રૂપક

**અવલોકી**—[ સં. अव + लोक् = જોવું ] નિહાળીને.

**શશાઙ્ક** - સં. [शश = સસલું + अंक = ચિહ્ન] જેમાં સસલાના જેવું ચિહ્ન દેખાય છે તે-ચંદ્ર. સમા. બહુ૦.

૧૩. **ચાંદની**— [સં. चंद्रिका] ચાંદરણું-ચંદ્રનો પ્રકાશ.

૧૪. **પરિવારે** —[ સં. परि + वृ = વિંટાઇ વળવું ] છોકરાંછૈયાં.

**પ્રસન્ન**—[ સં. प्र + सीद् = રાજી થવું- ભૂ૦ કૃ૦ ] ખુશી.

૧૫. **ચંદ્રાનના**—[સં. चंद्र + आनन = મ્હોડું ] ચંદ્રના જેવું મુખારવિંદ છે જેનુ એવી સ્ત્રી. સમા. બહુ૦. અલં. ઉપમા.

૧૬. **વિયોગિની** [ સં वि + योगि] ધા૦ युज् ]ત્રણીના વિરહવાળી સ્ત્રી.

**વિમાસતી** --[ સં विमृश् = વિચારવું ] ઉદાસ બની

૧૭. **ધાતા**—[ સં. धाव् = દોડવું ] ઉતાવળે ચાલતા.

૧૮. **પ્રયાણ (કરતું)**—[ સં. प्र + य = જવું] જતું.

**'જે વિધ...બેસે'**—એમાં અલં. 'દૃષ્ટાન્તોપમા' છે.

૧૯. **બહોળી**—[ સં बृहत् = મોટું ] ઘણી.

**ગૃહ-અગ્રભાગ**—સં. =ઘરનો આગલો ભાગ–આંગણું.

**રાગી**—[ સં. राग = પ્રેમ ] દુનિયાની પ્રીતિવાળ -સંસારી.

૨૦. **તલ્લીનતા**—[સં. तत् = તે + लीन = ભળીગયલા-ली ધા૦નો ભૂ૦કૃ૦ ] તન્મય—તે રૂપ થઇ જવું તે.

૨૨. **ઉદ્યુક્ત**—[ સં. उद् + युक्त–युत् ધા૦ ] ઉદ્યમમાં મચેલા.
**ગર્વપૂરીત**—સં. = ગર્વભરેલા. समा. तृ० त०

૨૫. **નિશામુખે**—[ સં. निशा = રાત્રિ + मुख ] રાત્રિ થતાં.
**ધૂમ્રગોટે**—સં. धूम्रकुट-कुट् = વિંટાળવું ] ધૂમાડાના ગોટા.
**વાતાવરણ**—[ સં. वात = વાયુ + आवरण = ઢાંકણુ ].
પૃથ્વીની આસપાસ પ્રસરી રહેલી હવાનો જથો.
**આથી......તે** = આથી તેની વિશુદ્ધિ થતી સંભવે છે..

૨૬. **રાત્રિરાણી**—સં. રાત્રિરૂપી રાણી-રાત એજ કોઇ રાણી.
समा. કર્મધા૦. अलं. રૂપક. આ લીટીમાં अलं. ઉત્પ્રેક્ષારૂપક
**મુક્તમાળા**—[ સં. मुक्तामाला ] મોતીનો હાર.

૨૭. **આંગણું**—[ सं. अंगन ] ઘરનો આગલો ભાગ.

૨૮. **પ્રવૃત્ત**—[ सं. प्र + वृत्त-वृत् = વળવુંનો ભૂ૦કૃ૦ ] મચેલા.

૨૯. **રંગરાગ**—[ सं. रज्–रंज् ] મોજમઝા. समा. દ્વં૦.

૩૦. **પરિપક્વ**—[ सं. परि = ચારેમેર + पक्व–पच् = પકવવુંનો ભૂ૦કૃ૦ ]
સંપૂર્ણ-પૂરાં પાકેલાં. समा. અવ્ય૦.

૩૧. **જે શીર્ષ** = જેનાં શીર્ષ-જેનાં માથાં-મથાળાં-ઉપલો ભાગ.
**કર્ષણુ**—[ सं. कृष् = ખેંચવું ] કણુસલાં, કસણાં.

૩૨. **પુષ્ટ**—[ सं. पुष् = પોષવુંનો ભૂ૦ કૃ૦ ] પોષાયલાં, ભરાયલાં.

૩૬. **અન્યોન્ય**—[ सं. अन्यः + अन्य ] એક બીજાને-અરસપરસ.

૩૭. **ઉરાડતાં** = ઉડાડતાં—'ઉડે' નું પ્રેરકરૂપે વ૦ કૃ૦.
**અંગેઠી**—[ सं. अग्निष्ट–अग्निस्थान ? ] પોંક પાડવાની જગ્યા.

૩૮. **યજ્ઞશાળા**—[ सं. यज्ञ–यज् = પૂજવું–નો ભૂ૦કૃ૦ + शाला = સ્થાન ]
યજ્ઞ કરવાનું ઠેકાણું, समा. ચ૦ त०.
**પ્રજળે**—[ सं. प्र + ज्वल् = પ્રકાશવું, બળવું ] બળે છે.

૩૯. **હોત્રાગ્નિ**—[ सं. होत्र + अग्नि ] હોમ કરવાનો અગ્નિ.

**શેષાન્ન**—સં. [ शेष + अन्न ] વધેલું અન્ન સમા. કર્મધા૦.

૪૦. **અણતૃપ્ત**—[ સં. अ = નહિ + तृप्त तृप् સંતોષાવું-નો ભૂ૦ કૃ૦] નહિ સંતોષાયલો, ભૂખ્યો. સમા. નગત૦.

**અનાડી**—[ સં. अनार्य-अन् = નાહ + आर्य ] અવિવેકી.

૪૧. **યજ્ઞપ્રસાદ**—[ સં. यज्ञ + प्रसाद = કૃપા ] યજ્ઞનારાયણની કૃપારૂપ મળેલો પ્રસાદ, તેના આગળ ધરાવેલી વસ્તુઓ.

**ઉચ્છિષ્ટ**—[ उद् + शिष्ट = શેષ રહેલું ] અજીઠું-એઠું.

૪૨. **વધાઇ**—[ સં. वर्तमान ] વધામણી, સારા સમાચાર.

**માત્રા**—[ સં. मा = માપવું-(રોગને) માપનાર-પકડનાર ] રસાયન ઔષધિ-ધાતુને મારીને બનાવેલું ઓસડ.

૪૪. **રસાળું**—[ સં. रसाल ] રસભરેલું.

**સુરંગી**—સં. = સારી રંગદાર=સુંદર દેખાતી. સમા. બહુ૦

૪૫. **માતાં**—[ સં. मत्त=માતેલાં मद्‌નો ભૂ૦કૃ૦ ] પોષાયલાં.

૪૬. **સંક્રાન્તિ**—[ સં. सम् = સાથે + क्रम् = જવું ] સંયોગ

**દારૂણ**—[ સં. दृ = ચીરવું ] ફાડી નાંખે એવી-દુઃખદાયક.

૪૭. **વિઘ્નરૂપી**—[ સં. वि = વિશેષે + घ्न-ધા૦ हन् = મારી-નાખવું-નો ભૂ૦ કૃ૦] નુકસાનકારક.

૪૮. **તો શું ગજું...કેરૂં**—अलं. 'પૃચ્છા-સાથે અર્થાપત્તિ.'

૪૯. **વિરૂપતા**—[ સં. वि-વિરૂદ્ધ અર્થ બતાવે છે + रूप् જોવું ] રૂપવગરના થવું તે, કદરૂપા થઈ જવું તે.

૫૦. **નરમાસ**—[ સં. नम्र ઉપરથી ] કોમળતા.

૫૨. **પૂરપૈસે**-પૈસેપૂર એવા-પુષ્કળ પૈસાવાળા. સમા. તૃ૦ ત૦.

**ઘી સાકરમાં**—[ સં. घृत-शर्करा ] ઘી સાકરના પદાર્થમાં. સમા. દ્વંદ્વ. अलं. લક્ષણા.

૫૩. **અન્નરૂચિ**—સં. = ખાવાની મરજી-ભૂખ. સમા. ચ૦ ત૦.

**જઠરાગ્નિ**—[ સં. जठर + अग्नि ] પેટમાંનો અગ્નિ.

**મિષ્ટાન્નપાન**—[ સં. मिष्ट + अन्न + पान ] સારૂં સારૂં ખાવું પીવું મિષ્ટાન્ન-સમા. કર્મધા૦. ( આખો ) ૬.૬.

૫૫. **ઉર્ણ**—સં. =ઉન.

૫૬. **ઘટ્ટ આચ્છાદન**—[ સં. घट् = જાડું કરવું, छद् = ઢાંકવું ] જાડી છાએલી-ઢાંકેલી જગ્યા, છાપરી-મઢુલી-માંડવા.

૫૭. **વાર્તાવિનોદી**—સં. =વાતમાં આનંદ લેનાર. સ૦ત૦.

૬૦. **ભુગોળ**—સં. પૃથ્વીનો ગોળો-પૃથ્વી મંડળ.

**ભવ્ય**—સં. પ્રૌઢ, સુન્દર, ઘણું મોટું સુશોભિત.

## ( વસંત—ઉષ્ણકાળ—ગ્રીષ્મ. )

૧. **વિશ્રાન્તિ** [ સં वि + श्रम् = વિશ્રામ લેવો ] આરામ.

૨. **વિસારી-દે**—[ સં. वि + स्मृ = ભુલી જવું ] ભુલી જાય.

૫. **વિહંગમ**—[ સં विहं = આકાશ તરફ + गम् = જવું ] આકાશે ગતિ કરનાર-પક્ષીઓ. સમા. દ્વિ૦ ત૦.

**વાતામ્બુધિ**—[ સં. वात = વાયુ + अंबुधि = દરિયો-अंबु=પાણી + धि=ભંડાર ] વાનો દરિયો-વાતાવરણ.

૭. **જોડું**—[ સં. युग्म-युक्त-युज् = જોડવું ] નર અને માદા.

**અળગાં**—[ સં. अलग्न-अ =નહિ + लग् લાગવું ] જુદાં.

૯. **હુતાશની**—[ સં. हुत = હોમેલું + अशन = ખાવાનું ] હોળી. હુત દ્રવ્ય છે અશન જેનું. સમા. બહુ૦.

**દીપાવળી**—[ સં. दीप = દીવા + आवली = હાર ] દીવાળી. એ પ્રસંગે લોકો દીવાની રોશની કરે છે તે ઉપરથી.

૧૦. **કિંશુક**—[ સં. किं = શું + शुक = પોપટ-શું પોપટ, એવી શંકા ઉપરથી-કારણ એના ફુલનો આકાર પોપટની ચાંચ જેવો તેથી ] કેસુડીનું ઝાડ.

૧૧. **ગુલાબ**—फा. [ गुल = ગુલાબનું ફુલ + आब = પાણી ] ગુલાબ–એ ફુલ અને ગુલાબજળ બેને માટે વપરાય છે.

૧૨. **સંગીત**—सं. [ सं. + गै = ગાવું ] વાજીંત્ર સાથેનું ગાયન.

૧૬. **પિઠ**—વેચવાનું ઠેકાણું.

૧૭. **ઉપાસક**—सं. [ उपास् = પૂજવું ] ઉપાસના કરનાર.

૨૦. **મિષ્ટ-મૃદુ**—મીઠાં અને કોમળ-નરમ.

૨૨. **સંતપ્ત**—सं. [ सम् = સારી રીતે तप्त-तप् = તપવું-નો ભૂ૦ કૃ૦ ] ખૂબ તપેલાં.

**વાદળાં**—[ सं = वारि = જળ + दल = જથો. ] મેઘમાળા.

૨૪. **ખુવારી**—[ फा. ख्वार = પાયમાલ થયલો ] પાયમાલી.

૨૬. **હિંડોળી**—[ सं हिन्दोल = હિંચકો ] હિંચકા ખાઈને.

૨૭. **શીતામ્બુધારા**—सं. [ शीत = ટાઢું + अंबुधारा = પાણીની ધાર ] આંખો સમા. ષ૦ ત૦. शीताम्बु–કર્મધા૦.

**અસ્વસ્થતા**—सं. [ अ = નહિ स्वस्थ-स्थ = પોતાનામાં + स्थ = રહેલું-ધા૦ स्था ] અકળામણ–અચેની.

૨૮. **વ્યાકુળવેશી**—[ सं. वि + आ + कुल + वेशी = વેશવાળા–દેખાવ-વાળા–ધા૦ विश् = પેશવું ] બેઆકળા દેખાતા,

**પંચાગ્નિ**—सं. [ पंच = પાંચ + अग्नि = તાપ ] ચાર બાજુએ સળગાવેલી ધુણી અને ઉપરનો સૂર્યનો તાપ મળી–પાંચ અગ્નિ સમા. કર્મધા૦.

૩૦. **જીભ**—[ सं. जिह्वा ] સ્વાદ પારખવાની ઇંદ્રી, રસના.

૩૧. **ખેચરો**—सं. [ खे = આકાશે-चर् = ચાલવું ] આકાશમાં ગતિ કરનાર-પક્ષી. સમા. સ૦ ત૦ ( અલુક ).

૩૨. **નિર્વારિ**—सं. [ नि : નહિ + वारि = પાણી ] પાણી વગરનો. સમા. બહુ૦.

૩૩. **મૃગવારિ**--સં. [मृग=હરણ-मृग्=શોધવું + वारि] હરણને લલચાવનારૂં પાણી-મૃગજળ. समा. મધ્યમ૦.

**પાન**—સં. [पा-पिब् = પીવું ઉપરથી] પીવાની વસ્તુ.

**પાણી** એ મુખ્ય પીવાની વસ્તુ માટે આ ધાતુ ઉપરથી નીકળેલો એ શબ્દ જળને માટે ચાલ્યો.

૩૪. **સુધામ્બુ**--સં. [सुधा = અમૃત + अंबु = પાણી] અમૃતજળ. समा. કર્મધા૦.

**મોક્ષતૃષા**—સં [मोक्ष = મુક્તિ + तृषा = તરસ] મોક્ષરૂપી તરસ. समा. कर्मधा०. अलं. ३५क.

૩૬. **મહાત્મ**—[सं. महात्म्य] મોટાઈ. (ભાવવાચકનામ).

૩૭. **સાધુજન**--સં. साध् = પરિપૂર્ણ કરવું, जा-जन् = જન્મવું: જેઓ સાધુ, સદાચરણી પુરૂષ હોય તે. समा. કર્મધા૦

**પરમાર્થ**—સં. [परम = મોટું + अर्थ = હેતુ, કામ].

ઊંચામાં ઊંચો ઉદ્દેશ-મોક્ષપ્રાપ્તિનું સાધન. समा. કર્મધા૦.

૩૮. **નિરાહાર**--સં. [नि: = નહિ + आहार = ખાવું] ખાધા વગર રહેનારા, અપવાસી.

૩૯. **સાધન**—સં. [साध् = પરિપૂર્ણ કરવું] જેણે કરીને કંઈ કાર્ય સધાય-થાય તે.

**વેદપુરાણ**--વેદ ૪ અને પુરાણ ૧૮ છે. समा. દ્વંદ્વ.

૪૪. **સ્વાર્થી**--સં. [स्व + अर्थि] પોતાનો હેતુ સાધનારા.

૪૮. **સંધ્યા** સં. [संधि=જોડવું ઉપરથી દિવસ અને રાત્રિની સંધિનો વખત] સાંજ.

**સુરભીજૂથ**--સં. [ज्यूथ] ગાયનાં ટોળાં. समा. ૫૦ ત૦.

૪૯. **સુએ**--[सं. धा० शि-शय्=સુવું] શયન કરે, ઉંઘે.

**૫૧. તરૂવર**--સં. [ तरू = ઝાડ + वर = શ્રેષ્ઠ–ધા૦ वृ = પસંદ કરવું ]
ઝાડોમાં શ્રેષ્ઠ–મોટું ઝાડ. समा. સ૦ ત૦.

**આશ્વાસતાં**--[ સં. आ + श्वस् ] આસનાવાસના કરતાં.

**૫૩. આકર્ષતા**—સં. [ आ = તરફ कृष् = ખેંચવું ] ખેંચતા.

**૫૪. લીલાં**--[ સં. नील = લીલા રંગનું ] તાજા લીલા રંગનાં.

**ઉપજાવે**—[ સં. उत्पन्न = પેદા થએલું ], ઉત્પન્ન કરે.

**૫૬. સિંચે=સંચે-સાંચે**— [સં. सं = સાથે + चि-चय् = એકઠું કરવું ]
એકઠું કરે.

**૬૦. વર્ષાતણા...વાજે**--એમાં शब्दालं. ' ઝાડ–વૃત્ત્યનુપ્રાસ' છે.

## પ્રાત:કાળ.

પાનું—૫૯મું—**પ્રાત:કાળ**—સૂર્યોદયનો વખત.

**સમે** [ સં. समय ] વખતે.

**પ્રાકૃત સર્વ પ્રાણી**=પ્રકૃતિજન્ય મનુષ્યાદિ સઘળી જાતનાં પ્રાણીઓ.

[ प्रा + कृत–कृ ધાતુનો ભૂતકૃદંત=પેદા થએલા ].

**ઉઠે**—[ उत्थान ] જાગૃત થાય.

**ઉલ્લાસ**—[ उत् + लस = આનંદ પામવું ] આનંદ.

**કૃતિ**=ઈશ્વરનાં બનાવેલાં કામો–અર્થાત્ ઇશ્વરની પેદા કરેલી વસ્તુઓ.

**વિભૂ**—[સં. वि = વિશેષે + भु = ઉત્પન્ન થવું, હોવું ]
સર્વવ્યાપક ઇશ્વર.

**વિલોકતાં**—[ સં. वि = વિશેષે + लुच् = જોવું ]
નિહાળીને–ધારી ધારીને જોતાં.

**અગમ્ય**—સં. [अ=નહિ + गम्य=સમજાય એવું] નહિ સમજાય કે જાણી શકાય એવું.

**તલ્લીનતામાં**—[સં. तत्=તે + लिन–लि ધાતુ ઉપરથી : મળી ગએલું–પીગળી ગએલું, એકાકાર] તદાકાર કે તે રૂપ થઇ જવું તે.

**દેદીપ્ત**—સં. [दीप्त=પ્રકાશમાન] આંખને ઝંખવી નાખે એવો અતિશય પ્રકાશમાન.

**ઉર્વિ ઉરે**—પૃથ્વીના હૃદયમાં. ઉદ્ભવતો–[સં. उत् + भू—भव्=થવું] થતો, ઉત્પન્ન થતો.

**ઓપે**=શોભે, સુંદર દેખાય.

**અવનિ-અવાસ**=પૃથ્વી પરનાં મકાનો–રહેવાનાં ઘરો, વગેરે.

**ખોજે**=ખંતથી શોધ કરે.

**નાનાવિધિ**=જુદા જુદા પ્રકારના.

**કાર્યાવૃત્તિ**=કામમાં કાળજીથી રોકાવું તે.

**યોજે**—[સં. यूज्=જોડવું] જોડાય.

**મગ્ન**=[સં. मज्ज्=ડુબકી મારવી ભૂ૦ કૃ૦=તલ્લીન થએલા] આનંદથી મનમાં તદાકાર થતા.

**પૂર**—[સં. पृ=ભરવું] પૂરેપૂરા.

**ઉદ્યમયુક્ત**=કામમાં જોડાએલા [यूज् ધાતુનો ભૂ૦ કૃ૦ युक्त].

**પળાતા**=જતા.

**ઇષ્ટ**—[સં. ईश=ઇચ્છવું નો ભૂ૦ કૃ૦] પોતાનો ઇચ્છેલો એટલે પસંદ કરેલો દેવ.

## સાયંકાળ

પાનું ૬૦ મું —**સાયંકાળ**—સૂર્ય અસ્ત થવાનો. દિવસ અને રાત્રીની સંધિનો વખત.

**સૂર્યાસ્ત**—[ सूर्य + अस्त = આથમતું ] સૂર્યનું આથમવું સંધ્યાકાળ.

**વામે** = દૂર થાય.

**શ્રમિત**—[ સં. ધા. श्रम्–થાકવું ] થાકેલા.

**વિશ્વ**—જગત્—પ્રાણીમાત્ર.

**વિરામે**—[ સં. वि + रम् = ખેલવું ] આરામ લે.

**અસ્તાચળ**—[ સં. अस्ताचल—अस्त—આથમેલો अचल = પર્વત ] જે પર્વત પાછળ સૂર્ય આથમે છે તે.

**બિંબ** = સૂર્ય ઉગતી અને આથમતી વખતે જે વેળા આકૃતિ દેખાય છે તે.

**નાનાવિધ** [ સં. नानाविधि ] = જૂદા જૂદા પ્રકારના.

**દિગંત**—સં. [ दिक् = દિશા + अंत = છેડો દૃષ્ટિમર્યાદા ] ક્ષિતિજ, આકાશ અને પૃથ્વીની મિલનરેખા.

**આહીરે** = ભરવાડ.

**ગાડરાં** = મેંઢાં, ઘેટાંબકરાં વગેરે.

**મૃદુ** = કોમળ.

**વાતા** = વાય છે—વગાડે છે.

**ગોમહિષીયૂથ**—ગાય અને ભેંસોનું ટોળું.

**વિહ્વળ** [ સં. विह्वल ] બાવરા–વ્યાકૂળ.

**દેવઅવાસ** = મંદિર, દેવસ્થાન.

**સંધિસમે**—[સંધિ=સં+ધા=જોડાણ+સમે=સમય], દિવસ અને રાતના જોડાવાનો વખત.

**પ્રેમી જનો**=ભક્તો, ભાવિકો.

**જેજે કરી**=જય જય એમ બોલતા.

**આસ્તિક**=આસ્થાવાળા, શ્રદ્ધાળુ.

**ધાતા**=ધાય છે—દોડે છે.

**પૂઠે**—[ સં. પૃષ્ઠ=પાછલો ભાગ ] પાછળ પાછળ.

**પ્રેમપૂરે**=ભક્તિરૂપી પૂર–પ્રવાહ—વેગવાળી લાગણી.

**સૌંદર્ય**=સૃષ્ટિનો સુંદર દેખાવ.

**ઉર્વીતલ**—પૃથ્વીની સપાટી ઉપર–સર્વ ઠેકાણે.

**દર્શનવૃત્તિ**=મંદિરમાં દર્શન કરવાની આતુરતા.

**પદ્મભૂ** [ સં. પદ્મ=ગુ. કમળ+ભૂ=થવું–ઉત્પન્ન થવું–કમળમાંથી ઉત્પન્ન થએલા તે ] બ્રહ્મા.

**સાચે**=ખરેખર.

# તૃતીય વિલાસ

## પ્રસ્તાવના.

મૂળ કાવ્યવિલાસની પ્રથમ આવૃત્તિમાં બે વિલાસ છે. તેની સાથે આ બીજી આવૃત્તિમાં વધારાના બીજા બે વિલાસ લીધા છે. માટેજ આવા પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર નહીં છતાં પ્રસ્તાવનારૂપે આટલું લેવાની જરૂર પડી છે, જેથી વાચકવર્ગને એ વિષે ઉત્કંઠા ઉત્પન્ન થતી અટકે. કવિપદરજ,

માસ્તર ભગવાન શિવશંકર ભટ્ટ.

## પ્રાર્થના.

### ગીતિ.

વિનવું વિદ્યા વંદી, વિમલ થવા દે વાણી મુજ, વર તે,
આશિષથી અવલંબી, આધિન થઇને વાણી મુજ, વર તે.

### શાર્દૂલવિક્રીડિત.

પૂર્ણાનંદ પ્રભુ તું પ્રેમપ્રતિતિ,[1] વ્યાપી રહ્યો સર્વમાં,
અજ્ઞાને થઈ રૂઢ[2] મૂઢ ભૂલતા, 'હું મ્હારૂં' એ ગર્વમાં.
પટ્શત્રુવશ વિશ્વ આખું થઇને, સર્વત્ર દેખે દ્વિધા,[3]
પ્રેરે પ્રેમપ્રસાદ પામર પ્રતિ પામે પૂરી પાત્રતા. ૧

યોગ્યાયોગ્ય જણાય જેથી જનને, ઇર્ષા ન ઊરે સજે,
ધારીને સમભાવ સર્વ ભૂત[4]માં, સ્નેહે કરે સાહ્ય[5] જે;
ત્હારૂં તે તુજ રૂપ સેજ સમજી, ભાળે ન કો ભેદને.
'હું, તું' તેતણું ઐક્ય એમ કરતાં, વામે વળી ખેદને. ૨

ત્હારી શક્તિ અપાર પાર નહિ કો—કેમે કરી પામતા,
'નેતિ નેતિ[6] અવ્યક્ત'[7] એમ વદીને, વેદોય[8] વિરામતા;
થાપે છેજ ઉથાપી, ગૂઢ ગતિ તું, ધારે[9] કરે અન્યથા.
ભાવિ આ ભગવાન, રંક શિશુનું સુધારજે સર્વથા. ૩

---

૧. પ્રેમની સાબીતી. ૨. આરૂઢ=ચઢેલા. ૩. જુદાપણું. ૪. પ્રાણીમાત્રમાં. ૫. સહાય=મદદ. ૬. એ નહિ, એ નહિ. ૭. વર્ણવી ન શકાય એવા. ૮. વેદોએ-વેદો પણ. ૯. 'જો ધારે તો.'

## હિન્દમહારાજા શ્રી જ્યોર્જ ૫ માના
## હિન્દરાજ્યાભિષેક-મહોત્સવપર્વસમયે
## મિશન નિશાળમાં વંચાયલું.

### प्रभुप्रार्थना सहित राज्याभिषेक आशिषवचन.

### શાર્દુલવિક્રીડિત.

વિશ્વાધિપતિ વેદ ગૂઢ વચનો અવ્યક્ત કહે જેહને,
આણી વાણી વિલાસમાં હું વરણું ક્રમે કરી તેહને;
વાણીથી વ્યતિરેક[1] છે અગમ તું, ક્યાંથી ગતિ ત્યાં ઘટે,
અત્યંતાગ્રહ ધારી મૂર્ખ કરવા અલ્પજ્ઞ એજો અટે. ૧

બ્રહ્મા ઇન્દ્ર મહેશ મોહ વશ થૈ,[2] કીર્તિ શું જેની કથે,
તેને અલ્પ મતિ મનુષ્ય કથવા મોહાન્ધ મિથ્યા મથે;
જેનાથી જીવજંતુ આદિ જગ આ, જન્મ્યું ધરી જાડતા,[3]
એવા એક અનાદિ અંત[4] પ્રભુ તું, પ્રેમે કરી સાહ્ય થા. ૨

સત્તા, હે પ્રભુ, શ્રેષ્ઠ તેં દઇ ધર્યું બ્રિટિશ ઊંચે સ્થળે,
સ્થાપિત્પાદી[5] ચિરાયુ સદ્ય કરજે શાન્તિ પ્રજાને મળે;
દેવાંશી વિક્ટોરિયા-કુલ વિષે, વંશોની વૃદ્ધિ કરે,
જેની સુખદ ન્યાય્ય રાજ્યનીતિમાં, ભર્તૃભૂમિ ઉદ્ધરે. ૩

જ્યાં સુધી શશિ સૂર્ય જ્યોતિ કરીને, દીપે ઉંચે વ્યોમમાં,
જ્યાં સુધી ગ્રહગોળ નિત્ય ગતિએ, રે'તા ક્રમે[6] જેમમાં;
જ્યાં સુધી ધ્રુવ આદિ નિશ્ચલ થઇ, સ્થાયી રહે સ્વાસને,[7]
'સ્થાપે તું ભગવાન એમ સ્થિતિ દે[8] રાજેન્દ્ર રાજ્યાસને. ૪

---

૧. જૂદો. ૨. થઈ. ૩. જડાપણું, સ્થૂળપણું. ૪. અનાદ્યંત—જેને શરૂઆત તેમજ છેડો નથી એવો. ૫. ઠરેલ પગવાળું=સ્થિર-સ્થાયી. ૬. ક્રમમાં-ગોઠવેલા તેજ પ્રમાણે. ૭. સ્વાસને=પોતાના સ્થાનમાં. ૮. દઈ.

# [.]તીય વિલાસ

## વ્યાવહારિક કાવ્યકૃતિ

### કહાણી-છપ્પા.

### ગરથ વિષે.

ગરથ જેહની ગાંઠ,[1] કળા આઠેએ પૂરો,
મૂરખ પણ મતિમાન, ગરથથી કાયર શૂરો,
ગરથી આગળ ગૌણ, ગરજથી ગુણીજન દીસે,
ગરથીને સનમાન, મહાજન કરતા મિષે,
ભગવાન ગરથ ગૌરવ[2] ખરૂં, ગુણવંતો સહુકો ગણે,
**છે ગરથ વિનાના ગાંગલા,[3] ગરથે ગાંગાશા ભણે.[4]** ૧

ગરથ ન જેની ગાંઠ, કળાકૌશલ્ય નકામું,
ધીર વીર મતિમાન, તોય[5] નવ નરમાં નામું,
સકળગુણસંપન્ન, ગરથવિણ ગૌણ ગણાએ,
મળે મહાજન જ્યાંહિ, નહીં ગણના લેખાએ,
વળી ન્યાત જાત નિજ ગામમાં, નવ માનજ જેનું કશું,
ભગવાન ભણે આ વિશ્વમાં, **વસુ વિનાના નર પશુ.** ૨

શું ખરચે ધન સુમ, અદાતા દાન શું આપે,
ઉડાઉ કયાં ધનવાન, જુગારી તે શું થાપે,[6]
રોગગ્રસ્ત જે દેહ ભોગવૈભવ શું માણે,
પરસ્ત્રીમાં પરતંત્ર, પ્રિયાનો પ્રેમ શું જાણે,
વળી રોષારૂઢ રાત્રિદિવસ, નિજજનને શું જોગવે,[7]
ભગવાન મળ્યું તો શું થયું, **ભાગ્યવાન જે ભોગવે.** ૩

---

૧. ગાંઠે. ૨. મોટાપણું. ૩. ગાંગો—ગામડામાં અનાજ, ગાંધી, વસાણું, તેલદીવેલ વગેરે વેચનાર. ૪. બને. ૫. તોએ=તોપણ. ૬. થાપણ કરે=ભેગું મૂકે. ૭. જોઇતું પૂરૂં પાડે.

દુરાચારી જે જંન, પૂઠ તેની સહુ જુએ,
દુઃખતણા દેનાર, મુએ કુણ તેને રૂએ,
કપુત ગણાયું નામ, વેગળો જોવા રાજી,
કજીઆગરી નહિ નાર, ધણીની શી ઇતરાજી,
ભગવાન એમ જન અલ્પતા, સૃષ્ટિમાં પામે સહુ,
છે આચરણ[1] તેવી યોગ્યતા માટે જાળવવું બહુ. ૪

દુષ્ટકરે શી મ્હેર, દયાવંતા કયમ છાંડે,
કુલહિન શી કાળાશ, કુલિન તે પ્રાણજ કાઢે,
કુલવંતી હોય નાર, નહીં નિર્લજ થઇ ભાખે,
વેશ્યાને વિરામ, વળે કેમ લજ્જા રાખે,[2]
ભગવાન સાચું એ વિધ[3] લહો, પાપે પદ કયાંથી જડે,
યમ સહજ જાત પર ભાત ને કામળ પર બીબાં પડે. ૫

કસાઇને છે કુશળ, સાધુ તે પીડા પામે,
જૂઠ વિષે જશ હોય, સાચથી સુખજ વામે,
પતિવ્રતા જે નાર શિરનું છત્રજ જાએ,
શુભમતિ જેને ઉર, બુરૂં તો તેનું થાએ,
ભગવાન ન રીતિ એ આ યુગે, દીઠામાં લાગે ખરી,
પણ ઇશ્વર ઘર ન્યાય છે, દેવજ તેવી પાતરી. ૬

કૃષ્ણ-અંગ શ્રીકૃષ્ણ, તોય મુક્તિનો દાતા,
કૃષ્ણ-અંગ કરિયાત,[4] સેવતે જ્વરનો ત્રાતા,
કૃષ્ણ-અંગ છે અભ્ર, કરે તે વૃષ્ટિ પોષક,
કૃષ્ણ કસ્તુરીકાય,[5] સત્વરે વાયુશોષક,
વળી કૃષ્ણ અનેકો કામની, ધરતી મન કૃષ્ણે સદા,
ભગવાન કદી કહેશો નહીં, કાળું કર્મ હિણું તદા. ૭

---

૧. આચરણ. ૨. રાખે-ભૂતકૃ૦ ૩. વિધિએ. ૪. કરિયાતું. ૫. કાયા.

ઉજ્વળ પારો અંગ,[1] પ્રાણ પીતામાં લેતો,
ઉજ્વળ સ્ત્રીનું ગાત્ર, ઉરે અવગુણજ રે'તો,
ઉજ્વળ પાવક જ્વાળ, રહે કોણ તેની પાસે,
ઉજ્વળ અર્ણવનીર, પાનથી તરસ ન નાશે,[2]
યમ ઘટે ન એ ત્રિધ વસ્તુમાં, રૂપમાં ગુણની શુદ્ધતા,
ભગવાન સાચું શંકાવચન–**શું ઉજળું એટલું દૂધ કાં?** ૮

હડખાયું હોય શ્વાન, ડસે તે વાટે ઘાટે,
વિષધરનો વિશ્વાસ ન કરવો એહજ માટે,
ચોર, ચાડિયાં, જાર, ન છાજે તેની માયા,
વૃષભ, મહીશ અવિન્ધ્ય, કરે ક્ષણમાં કૃષ કાયા,
વળી વણ પૂછે[3] વદવું નહીં, અવિહિત[4] વનિતાવૃંદ જ્યાં,
ભગવાન **ભુંડાનો ભાવ તે ભુંડું ભજવે** સહજમાં. ૯

મરજાદે રહે જેહ, તેહ પર બાંગડ ફાવે,
નિર્માનીને નીચ, વાતમાં જરૂર નમાવે;
વિવેકીઓને વહાય, વાણીનો ડાચાં બળિયો,
ભોળો સહજે ભમે, કપટી ના જાએ કળિયો,[5]
વળી ડાહ્યા ડહાપણમાં રહે, લુચ્ચા લઈ લે લાગતે,
ભગવાન વચન માનો ખરૂં, **બળિયાના બે ભાગ છે.** ૧૦

પાસે નવ એક દામ, હજારે હામજ ભીડે,
ધીરે ન કો કંઇ માલ, હાથથી હૂંડી બીડે,
અક્કલમાં આંધળો, હુનરની હોંસજ રાખે,
નવ ખાધાનાં ઠામ, ભલું ભોજન કાં ચાખે,
વળી કક્કો ફૂટી મારતો, ખપે પંડિતે શું ખરો?
ભગવાન ફોક ફાંફાં બધાં, **સોડ પ્રમાણે સાથરો.** ૧૧

---

૧. અંગે. ૨. નાશ પામે. ૩. પૂછયે. ૪. ઉલટાં ચાલનાર. ૫. કળ્યો જાય.

## કર્મગતિ

વિદ્યાએ સંપન્ન, તોય વિષમય છે વાણી,
સમૃદ્ધિ છલકાય, તોય દીનદાઝ ન જાણી,
દિસે ન વિનયેન્યૂન, સહજમાં થાએ તાતો,
વેહેવારે વિધિવાન, તોય હુંપદમાં માતો,
વળી કે'વાતો ગુણવાન પણ, નવ ઇશ્વરભક્તિ ગમી,
છે ભૂલ ભાવિ ભગવાન એ, કર્મગતિ છે કારમી. ૧૨

રૂડું નવ કો કૃત્ય, તોય મુખ ભૂંડું ભાંડે,
સુખસાધન સંયુક્ત, સગાંને તોએ છાંડે,
લક્ષપતિ લેખાય, માગણે મુખના માંડે,
રાયતણું પદ[1] મળે, તોય રંકજ રંજાડે,
વળી મુણ્ડી થાય મન મારવા, મમતા તોય ન અણુગમી,
ભગવાન ભાવિ ભૂલે નહીં, કર્મગતિ છે કારમી. ૧૩

રંકે રાખે રહમ, ક્રૂર તોએ કહેવાતો,
લોભ નહીં લવલેશ, લાલચુમાં લેખાતો,
ડગલું બીહીને ભરે, તોય લંપટ કો ભાખે,
વદે ન વરવું[2] વેણ, નફ્ટ કહી કાઢી નાખે,
વળી ભણ્યોગણ્યો તોએ ભરે, પેટ સદા ભટકી ભમી,
છે ભાવિ પ્રબળ ભગવાન એ, કર્મગતિ છે કારમી. ૧૪

નવ જીહ્વામાં જૂઠ, તોય નવ જગમાં જાણ્યો,
પુણ્યકર્મમાં પૂર્ણ, તોય પાપી પરમાણ્યો,
દાન કરે દિનરાત, દરિદ્રી સરવે દેખે,
પદવી પામે પ્રૌઢ, નહીં લેખામાં લેખે,
વળી સદાચરણ સજતો[3] સહુ, હૃદયે રામ રહ્યો રમી,
ભગવાન ભલો તોએ નહીં, કર્મગતિ છે કારમી. ૧૫

---

૧. પદવી, હોદ્દો. ૨. બીજાને દુ:ખ લાગે એવું. ૩. સજે છે–ધારણ કરે છે.

### સહજ સાલ

ધરે નિશાચર નામ, ચંદ્રદર્શન નહિ ગમતું,
વિષયીને વિષ પેર, શાસ્ત્રનું વચનજ દમતું,
ભોગીને ભયરૂપ, યોગીની આંખજ લાગે,
કુલટા કૃત્યારૂપ, સતી સ્ત્રી[1] જોતાં ભાગે,
વળી દેવાંશી નર દેખતાં, અંત્યજ જ્યમ અકળાય છે,
ભગવાન સુપાત્ર કુપાત્રને, સહજ સાલ ત્યમ થાય છે. ૧૬

### સહજ વેર

સાચ જૂઠને વેર, વેર નીતિ અનીતિને,
વેર લોભ સંતોષ, વેર વીરત્વ ભીતિને,
વેર વ્હાલ વિરોધ, વેર સુકૃત દુકૃતને,
વેર મિત્ર અમિત્ર, વેર પુનીત પતિતને,
ભગવાન અસાધુ સાધુને, કેમ બને સાથે રહ્યાં,
છે સહજ વેર એ વિધ લહો, ઉલટાગુણ દિસે જહાં. ૧૭

### પૂર્ણ લક્ષણ

પ્રાણીમાત્ર પર પ્રેમ, રે'મ રંકે જે જનમાં,
દિસે નહિ લવલેશ, મલિનતા જેના મનમાં,
વર્તન પૂર્ણવિવેક,[2] ઊંચ સ્વરથી નવ બોલે,
અભિમાન નહિ ઉર, દુઃખ સુખ સરખાં તોલે,
વળી મન, વાણી ને કર્મથી, દોષરહિત દિસે ઘણો,
ભગવાન ભાવિ બળવાન એ જન તે પૂરણ[3] લક્ષણો. ૧૮

વિષય ભોગ વિષ ગણી, નામ તેનાં નિવાર્યાં,
કામ, ક્રોધ ને લોભ, મોહ, મદ, મત્સર માર્યાં,
સમદષ્ટિ સહુ પરે, મ્હારૂં ત્હારૂં નહિ મનમાં,
શાંત વૃત્તિ સ્થિર ચિત્ત, તાપ નવ ત્રિવિધિ[4] તનમાં,

---

૧. સ્ત્રીને-કર્માર્થે દ્વિતીયા. ૨. વિવેકપૂર્ણ. ૩. પૂર્ણ. ૪. ત્રણ પ્રકારના.

વળી સારાસાર વિવેકથી, ધર્મનિષ્ટ શોભે ઘણો,
ભગવાન ભાવિ બળવાન એ, જન તે પૂરણ લક્ષણો. ૧૯

## ‘જીવતો મુઓ’

મુઓ જીવતો તેહ, વ્યાધિ કો અસાધ્ય વાધ્યો,
મુઓ જીવતો તેહ, મદિરા[1] કોટે[2] બાંધ્યો,
મુઓ જીવતો તેહ, રહે ઋણમાં રોળાયો,
મુઓ જીવતો તેહ, કુસંગતમાં સપડાયો,
વળી દ્રોહ બુદ્ધિ દિલમાં ધરી, જગમાં જીવે જેટલું,
ભગવાન ભણે[3] ભવ વ્યર્થ એ જીવ્યાથી મરવું ભલું. ૨૦

મુઓ જીવતો તેહ, રહે ઈર્ષાથી બળતો,
મુઓ જીવતો તેહ, જારજવાળા[4]માં જળતો,
મુઓ જીવતો તેહ, ક્રોધપૂરણ[5] નિત કાયા,
મુઓ જીવતો તેહ, કલેશ કૂડા ન કઢાયા,
વળી ઉર અશાન્તિ આઠે પ્રહર, જગમાં જીવે જેટલું,
ભગવાન ભણે ભવ વ્યર્થ એ—જીવ્યાથી મરવું ભલું. ૨૧

મુઓ જીવતો તેહ, અનર્થે નિત આથડતો,
મુઓ જીવતો તેહ, ત્રિવિધ તાપે ટળવળતો,
મુઓ જીવતો તેહ, અહોનિશ ધનને[6] ધાયો,
મુઓ જીવતો તેહ, ઘડી ગોવિન્દ ન ગાયો,
વળી સારાસાર વિચાર વિણ, જગમાં જીવે જેટલું,
ભગવાન ભણે ભવ વ્યર્થ એ—જીવ્યાથી મરવું ભલું. ૨૨

મુઓ જીવતો તેહ, નિરર્થે ઉપાધિ લીધા,
મુઓ જીવતો તેહ, એક ભવમાં બે[7] કીધા,

---

૧. દારૂ ૨ ડોકે બાંધ્યો--વળગાડ્યો—ની લત પાડી ૩. ભણે. આ ક્રિયાપદ કવિતામાં ‘કહે’ના અર્થમાં વાપરે છે. ૪. વ્યભિચારની ઝાળ. ૫. ક્રોધપૂર્ણ=ક્રોધે ભરેલો. ૬. ધન મેળવવાને મંડયો રહ્યો ૭. પોતાનો ધર્મ છોડી અન્ય ધર્મ સ્વીકાર્યો=ધર્મભ્રષ્ટ થયો.

મુઓ જીવતો તેહ, જેહ પરણ્યો બે નારી,
મુઓ જીવતો તેહ, શત્રુ કીધા શિર ભારી,
વળી શાસ્ત્રનિયમ ઉલંઘીને, જગમાં જીવે જેટલું,
ભગવાન ભણે ભવ વ્યર્થ એ—જીવ્યાથી મરવું ભલું. ૨૩

મુઓ જીવતો તેહ, દુર્મતિ રહે દિલ વાધી,[1]
મુઓ જીવતો તેહ, પાપનાં[2] પાળજ બાંધી,
મુઓ જીવતો તેહ, અધર્મે અવળો ધાયો,
મુઓ જીવતો તેહ, વિશ્વમાં નહિ વખણાયો,
વળી જગદીશ્વર જાણ્યા વિના, જગમાં જીવે જેટલું,
ભગવાન ભણે ભવ વ્યર્થ એ—જીવ્યાથી મરવું ભલું. ૨૪

મુઓ જીવતો તેહ, પિતામાતા નહિ પોષ્યાં,
મુઓ જીવતો તેહ, સગાંને નવ સંતોષ્યાં,
મુઓ જીવતો તેહ, રંક શાપજ શિર લીધા,
મુઓ જીવતો તેહ, ધર્મકારજ નવ સીધ્યાં,[3]
વળી પરમારથ[4] પ્રીછ્યા[5] વિના, જગમાં જીવે જેટલું,
ભગવાન ભણે ભવ વ્યર્થ એ—જીવ્યાથી મરવું ભલું. ૨૫

મુઓ જીવતો તેહ, નહીં વર્ણાશ્રમ[6] પાળ્યો,
મુઓ જીવતો તેહ, કુકર્મે કાળજ ગાળ્યો,
મુઓ જીવતો તેહ, મોહ પાશે[7] રહે બાંધ્યો,
મુઓ જીવતો તેહ, મોક્ષમારગ[8] નવ સાધ્યો,
વળી આત્મવિચાર કર્યાં વિના, જગમાં જીવે જેટલું,
ભગવાન ભણે ભવ વ્યર્થ એ—જીવ્યાથી મરવું ભલું. ૨૬

---

૧. વધી=વધેલી. ૨. ઘણાં પાપ કીધાં. ૩. સિદ્ધ થયાં. ૪. પરમાર્થ—મહોટામાં મહોટો અર્થ—મોક્ષસાધન. ૫. જાણ્યા વિના. ૬. વર્ણાશ્રમધર્મ=ચારે વર્ણ અને ચારે આશ્રમના ધર્મ. ૭. મોહનું બંધન—દુનિયાદારીની જંજાળ. ૮. મોક્ષ, માર્ગ—જન્મમરણથી છૂટવાનો રસ્તો.

## સાર્થ જીવન

જગમાં જીવ્યો તેહ, જેહ જશથી વખણાયો,
જગમાં જીવ્યો તેહ, અહોનિશ ઇશ્વર ગાયો,
જગમાં જીવ્યો તેહ, પરાર્થે બુદ્ધિ આણી,
જગમાં જીવ્યો તેહ, વદ્યો નહિ મિથ્યા વાણી,
વળી જીવન સાર્થક તેહનું, પંડિત-જને પ્રમાણીઓ,
ભગવાન ભવાબ્ધિ[1] તે તર્યો, ઉર અભિમાન ન આણીઓ. ૨૭

જગમાં જીવ્યો તેહ, સદા સન્માર્ગે ચાલ્યો,
જગમાં જીવ્યો તેહ, શાન્તિસુધામાં માલ્યો,
જગમાં જીવ્યો તેહ, ધર્મ વર્ણાશ્રમ પાળ્યો,
જગમાં જીવ્યો તેહ, ભવિષ-ભય જેણે ભાળ્યો,
વળી જીવન સાર્થક તેહનું, આળ ન એક શિર લહ્યું,
ભગવાન ભવાબ્ધિ તે તર્યો, પાળ્યું જે શાસ્ત્રે કહ્યું. ૨૮

મેળવિયું બહુ માન, જનહિત જેણે જાણ્યું,
હેત બતાવી હીય[2] માન મળતા[3]માં આણ્યું,
પીધું પ્રભુ પયપાન, પ્રેરી પરલોકે આશા,
નેક કર્યું નિજ નામ નીતિના દેઇ દિલાસા,
વળી સકળ ગણ્યા સામાન્ય જે,[4] વિવેક રાખી વાણીમાં,
ભગવાન સાર્થ જીવન કર્યું, પૂજ્ય ગણાયો પ્રાણીમાં. ૨૯

આવક અલ્પજ હોય, તોય પર-અર્થે બુદ્ધિ,
કૃષ થાતી નિજ કાય, સજે પરદુઃખે શુદ્ધિ,
હલન ચલન નવ થાય, હિતે જીહ્વા તો હાલે,
મૃત્યુ હોય કદિ ઢૂંક, મંન પરહિતમાં મા'લે,
વળી હુકમ હોય હજૂરીનો,[5] મરતાં હિત મૂકે નહીં,
ભગવાન સાર્થ જીવન કર્યું, પરાર્થ જે ચૂકે નહીં. ૩૦

---

૧. સંસારરૂપી સમુદ્ર. ૨. હૈયે. ૩. મળતા=મળનારા. ૪. જેણે. ૫. ઇશ્વરનું તેડું.

શાન્ત વૃત્તિએ રહી, સર્વનું ઇચ્છે સારૂં,
સઘળા આપ સમાન, નહીં કોઇ મ્હારૂં ત્હારૂં,
લવરી નહિ મુખ લેશ, વેપ[1] ભજવે જે વળગ્યો.
ઓળખ આઠે જામ આતમારામ[2] ન અળગો,
વળી રંકદુઃખ રહેમે હર્યાં, કરી જનહિત જેણે ભલાં,
ભગવાન પાયું પી પ્રેમપય, સાર્થજીવન એ વિરલા. ૩૧

## સુપુત્ર

પુત્રે તેજ સુપુત્ર, કૂખ જનુની[3] વખણાવે,
પુત્રે તેજ સુપુત્ર, દેશપરદેશ ગણાવે,
પુત્રે તેજ સુપુત્ર, પિતાકેરૂં પણ રાખે,
પુત્રે તેજ સુપુત્ર, વૃદ્ધવૃક્ષે ફળ ચાખે,
વળી જડયું માન જે જાળવે, લક્ષવસા વૃદ્ધિ કરે,
ભગવાન પૂર્વપુણ્યજ વિના, સુપુત્ર સહજે નવ મળે. ૩૨
સુપુત્ર ગણના થવી, નહીં સૃષ્ટિમાં સે'લી,
સુપુત્ર થાતાં પડે, પિડા સહેવી બહુ પે'લી,
સુપુત્ર તેજ ગણાય, પિતામાતાને પોષે,
સુપુત્ર સાચો તેહ, સદ્‌ગુણે જે સંતોષે,
વળી સ્નેહી સહોદર સર્વને, નિજ ગુણે જે ગુણ કરે,
ભગવાન પૂર્ણપુણ્યજ વિના, સુપુત્ર સહજે નવ મળે. ૩૩
સુપુત્ર સર્વણ એક, પિતામાતાને ઠાર્યાં,
સુપુત્ર તો નરસિંહ,[4] કૂળ એકોતેર તાર્યાં,
સુપુત્ર નર ધ્રુવધીર, માતનું મે'ણું ટાળ્યું,
સુપુત્ર નર રણવીર, વેર વૃદ્ધોનું વાળ્યું,
વળી સુપુત્ર જન તે સાંપડ્યા, પુણ્યશ્લોક નામજ રહ્યાં,
ભગવાન ભકત જે જે થયા, સુપુત્ર તે શાસ્ત્રે કહ્યાં. ૩૪

---

૧. પોતાનું કર્તવ્ય કરે. ૨. આત્મારામ. ૩. જનુનીની કૂખ. ૪. નરસિંહ મહેતો.

## 'ધન્ય જનુની'

કરે ન કૂડાં કાર્ય, રહે રૂડામાં રાજી,
વિનયે શોભે વાન,[1] રંકપર રહમજ ઝાઝી,
પવિત્ર પોતે રહી, પુણ્યને પંથે પળતો,
દરિદ્ર દુઃખી દીન, દેખી દિલ દાઝે બળતો,
રહે રાતદિવસ રટતી સદા, રામજ રસના જેહની,
જગમાં જન્મ્યું ભગવાન એ, ધન્ય જનુની તેહની. ૩૫

ભવિષ્ય ધૂળે ભળે, ભોગ ઝાઝેરા લાગે,
ગળેજ ગાત્ર સમસ્ત, સ્વજન છોરે[2] સરવે ત્યાગે,
વાધે વિષજ વિશેષ, દ્વેષીનો દ્વેષજ જાગે,
નષ્ટ થાય નિજ નામ, દામ દૃષ્ટિથી ભાગે,
ભવ બગડે આખો તો ભલે, ધીરજ ન ડગે જેહની,
ટકતો ટેકી થૈ સત્યમાં, ધન્ય જનુની તેહની. ૩૬

શિર નવ લીધું આળ, ગાળ નવ કાની ખાધી,
વસ્યો વેરીમાં વાસ, રાખી સહુ અલગ ઉપાધી,
શંકા નહીં સંકટે, સુખમાં છાક ન આણ્યો,
કર્યો ન કદી કલેશ, અંતરે આનંદ માણ્યો,
રહીને નિત સદ્વર્તન વિષે, પરસ્ત્રીધન મને[3] નવ લહે,
કક્કાથી કદી પાછો ફરે, પૂર પંડિત સૌ કો કહે. ૩૭

રાંક રહી દિન રાત, ઉચ્ચ સ્વર નહિ ઉચ્ચારે,
ના દેખાવે દુષ્ટ, કોદિ દુર્બુદ્ધિ ન ધારે,
નિત્ય રંક રળિયાત, સદા ચરણે ચિત્ત ધરતો,
લેશ ન નિયમે ન્યૂન, પાપથી સહજે ડરતો,
વર્ત્યો વેરી વા'લાસમ ગણે, સ્વજને મહુના લે સદા,
કારજ સહુ સીધ્યું તે નરે સાધન હીન સર્વે[4] કદા. ૩૮

---

૧. (વર્ણ)–શરીર. ૨. ખેર. ૩. મને–મનમાં. ૪. દુનિયામાં ચાલુ રહે.

## દુર્લભ દેહ

કંઇક પ્રાણી આહાર–થઇને અન્યજ પોષે,
સેવામાં કંઇ રહી, ક્ષુધા તૃષા પણ શોષે,
વપુતણી સહુ વસ્ત, કામમાં કંઇ પણ આવે,
ત્વચા, મજ્જ[1] ને હાડ, વિવિધ વસ્તુય બનાવે,
પણ મનુષ્ય શરીર મટ્ટી[2] મળે–આખર તોય અમુલ્ય કાં!
ભગવાન મોક્ષ પદદાયી એ, દેવે પણ દુર્લભ કહ્યાં. ૩૯

## સંપ વિષે

સંપ વિષે છે જંપ, સંપ છે સુખનો કર્તા,
સંપ સંપત્તિ-મૂળ, સંપ સહુ સંકટહર્તા.
સંપ મિત્ર મંડાણ, સ્વજનમાં સ્નેહ વધારે,
સંપ શત્રુને મિત્ર–કરે ક્ષણમાં જો ધારે,
વળી સંપ સહોદર સત્યમાં, સંમીલન રાખે સદા,
ભગવાન સંપ બલિહારી એ, ભય ભાળે જે નહિ કદા. ૪૦
સંપે સારૂં[3] વિશ્વ, રહે નિજ આગળ નમતું,
સંપે સૃષ્ટિ માંહ્ય, મળે સહુ મનનું ગમતું,
સંપે વણજ વ્યાપાર,[4] વૃદ્ધિ વણમાપી પામે,
સંપે અબળ સમાજ, સબળ થૈ જગમાં ઝામે,
વળી સંપે મળે મનુષ્યને, પૃથ્વી પર પદવી ભલી,
ભગવાન સંપ બલિહારી એ, ભૂપતિ ભય ટાળે વળી. ૪૧
સંપે દશરથતંન, હણ્યો રાવણને ખંતે,
સંપે પાણ્ડુપુત્ર, થયા દિગ્વિજયી અંતે,
સંપે શાહ ઘણાક, વધારી પૂરી સત્તા,
સંપ વિના લૈ ખામી, ઘણાકે ખાધી ખત્તા,[5]

---

૧. ચામડી, સ્નાયુ, હાડકાં. ૨. મટ્ટીમાં. ૩. આખું. ૪. વેપાર. ૫. ખત્તા ખાધી=પસ્તાયા.

વળી સંપે આફ્ગલ્લ ભૂમિજન, અમર કર્યાં નિજ નામને,
ભગવાન સંપઅલિહારી એ, લે મહાભારત કામને. ૪૨

## વિદ્યા વિષે

વિદ્યા નરનું નૂર, ગુપ્ત ધન કોઇ ન જાણે ;
વિદ્યા બંધુ બળિષ્ટ, દેશપરદેશ પ્રમાણે ;[1]
વિદ્યા સદઉપદેશ—તણો છે બોધક મોટો;
વિદ્યા સુખનો સાર, સંપતિથી નહિ છોટો ;
વળી મહિપતિ પણ નવ પામતો, નિજ સ્થળમાં જે માનને :
ભગવાન સર્વ સ્થળ માન તે, વિદ્યાથી વિદ્વાનને. ૪૩

વિદ્યા વસ્તુ વિચિત્ર, વિઘ્ન નવ કોથી થાએ ;
રાજા ચોર ચખાર, નહીં કોથી લૂટાએ ;
વિદ્યા અક્ષય-અંગ,[2] અગ્નિની આંચ ન લાગે ;
નવ વિદ્યામાં ભાગ, ભાગિયો થઇ કો માગે ;
વળી વિદ્યાને ભય નહિ કશો, શાસ્ત્રપૂરાણે સાખ એ ;
ભગવાન સકળ શુભકાર્યમાં, વિદ્યા સત્વર સાહ્ય[3] દે. ૪૪

વિદ્યા જગમાં શ્રેષ્ઠ, વિત્તથી અધિકી જાણી ;
વિદ્યા આગળ વિત્ત, રહે નિત જોડી પાણી[4];
વિત્તતણો વ્યય[5] હોય, ઘટયું તે ઘડીપળ જાએ ;
વિદ્યાવ્યય જ્યમ કરે, વૃદ્ધિ ત્યમ તેમાં થાએ ;
વળી ઉત્તમ રત્ન હોએ અધિક, મોઘું પણ મૂલવાય છે ;
ભગવાન અમૂલ્યજ વિશ્વમાં, વિદ્યારત્ન ગણાય છે. ૪૫

વિદ્યા વાણી વિલાસ, મંનમુઝવણનું મારણ ;
વિદ્યા સુખદ સુમિત્ર, સગાંમાં સ્નેહવધારણ ;
વિદ્યાથી ધનધામ, સકળ સુખનું છે કારણ ;
વિદ્યા શુભ વર્ત્તન—વિષે દૃઢતાનું ધારણ :

---

૧. પરમાણે-ગણે. ૨. અક્ષય અંગવાળી. ૩. સહાય. ૪. હાથ. ૫. વપરાશ.

વળી વિદ્યા વશીકરણ વડું, વશ વરતે વિશ્વજ બધું;
ભગવાન માન મહિતળ વિષે, વિદ્યાને સહુથી વધુ. ૪૬

વિદ્યા મૂળ મંડાણ, વંશનું નામ વધારે;
વિદ્યા વિનયવિધાન,[1] વેરીનું વેર વિદારે;
વિદ્યાથી વિસ્તીર્ણ, કીર્તિ દશદિશે ઝામે;
વિદ્યા ધર્મવિચાર, વ્યગ્રતા વેગે વામે;
વળી સારાસાર વિચાર તે, વિદ્યાવણ નાવે[2] કશું;
ભગવાન ભૂતળમાં માનવી, વિદ્યાવિણ દ્વિપદા પશુ. ૪૭

વિદ્યા વંદનયોગ્ય, સિદ્ધિ પણ એથી ફળતી;
ધર્મ, અર્થ ને કામ, મુક્તિવિદ્યાથી મળતી;
વિદ્યા જ્ઞાનવિવેક, સાર વસ્તુ સમજાએ;
મિથ્યા જગત મનાય, જીવનો શિવજ થાએ;
વળી વિદ્યા મૂળ વિજ્ઞાનનું, પરમાનંદ પૂરણ[3] મળે;
ભગવાન બ્રહ્મવિદ્યાથકી, દ્વૈતભાવ આપે[4] ટળે. ૪૮

## ભીખ માગવા વિષે

માગ્યામાં નહિ માન, માગતાં મુખજ લાજે;
માગ્યાથીજ સમૂળ, દુઃખ ભવનું ના ભાંજે;
માગે[4] લાભજ અલ્પ, ટુંકારા ઝાઝા ખાશો;
હડે હડે જ્યાં ત્યાંજ, શ્વાનની પેઠે થાશો;
છે મરણ ભલું માગ્યાથકી, સાંભળજો આ શીખને;
ભગવાન ભલે ભૂખે મરો, ભટ્ઠ[5] પડો એ ભીખને. ૪૯

અધર્મનો અવતાર, ધર્મપદ તેને દેવું;
કુપાત્રને બહુ કદ્ર, કરણ કરી તેને કે'વું;
પાપતણો પુર પુન્જ, ગંગસમ પવિત્ર વદવી;
મહેર નહીં ઉર જેહ, મીરાંની આપો પદવી;

---

૧. વિધિ. ૨. ન આવે. ૩ પૂર્ણ. ૪. એની મેળે. ૫. શરમ.

બહુ ઉપમા એ વિધ આપતાં, સહજ અર્થ પ્રામજ કરો;
ભગવાન છોડી એ ભીખને, ઉદ્યમ અન્યજ આદરો. ૫૦

વગર મે'નતે ખાય, માગીને મિષ્ટજ મેવા;
હરામ પર બેઠેલ, હરાયાં[1] ઢોરજ જેવા;
ભણે સહુ ભટકેલ, ભવે ભંડાતો ભારી;
પરાન્નથી પોષેલ, પિન્ડ[2] પણ પીડાકારી;
એ અડખાયા[3] અવતારથી, અન્ન વગર છો ને મરો;
ભગવાન મૂકી એ માગવું, ઉદ્યમ અન્યજ આદરો. ૫૧

## ભીખ વિષે કવિત

ભીખનો ભુંડો સંજોગ, ભીખથી ન મળે ભોગ,
ભીખ બાળવયથકી, દુષ્ટ રોગ જાણીએ;
ભીખમાં શું માણો મોજ, ભીખથી ન ભારબોજ,
ભીખ વિખવત્ ગણી, ઘાતકી પ્રમાણીએ;
ભીખથી ન ભાંગે ભૂખ, આખો ભવ સે'વું દુઃખ,
ભીખતણી શીખ કદી, ઉર નવ આણીએ;
ભીખમાં ન ભલીવાર, શ્વાનસમો અવતાર,
ભગવાન ભીખભેખ,[4] ભૂલે ન વખાણીએ. ૫૨

ભીખતણા માગનાર, ભટકે તે દ્વારદ્વાર,
મુખથી કરે ઉચ્ચાર, દયા ઉપજાવવા;
નેત્રથકી નાખી નીર, કંપાવે કૂડું શરીર,
આજીજી કરે અધીર, રૂદે[5] રે'મ લાવવા;
દિલમાં ન લેશ દુઃખ, રોજગારે રાખી રૂખ,[6]
રામનામ રટે મૂખ,[7] ભોળાને ભમાવવા;
નાનાવિધ કરે તાલ,[8] તોએ નવ થાય ન્યાલ,
ભગવાન ભૂંડા હાલ, ભીખભેખે ભાળવા. ૫૩

---

૧. છુટાં ફરી હરામનું ખાનારાં. ૨. શરીર. ૩. હડખાયાં કૂતરાંના જેવો. ૪. ભીખારીનો વેષ. ૫. હૃદયે. ૬. રૂચી-વળણ. ૭. મુખે. ૮. યુક્તિ-તદબીર.

## દશમો ગ્રહ—છપ્પો

(જમાઇને માટે સામાન્ય લોકોમાં બંધાયલો વિચાર.)

નવે ગ્રહો નવ નામ, અસર જન ઉપર ભારી,
મનુષ્યમાત્રને તેહ, ગણ્યા છે પીડાકારી,
અમુક અમુક સંયોગ, યોગ[1] ત્યાં તેના નડતા,
પૂર્ણ પામીને રીઝ,[2] પ્રસન[3] થઇ પાછા પડતા,
પણ એથી અધિકો પીડતો, જ્યમ જ્યમ રીઝ મળે જદા,
એ દશમો ગ્રહ દુનિયા વિષે, જમાઇને જાણ્યો તદા. ૫૪

(કોઇ અવિચારીઓ જમાઇને જમ જેવા ગણે છે)

જમનું ઝાઝું જોર, જળ પર તલપજ તે'ની
જન સહુને છે બીક, જગતમાં એકલી એ'ની,
તોપણુ જાણે સર્વ, એકદિ[4] એ તો લેશે,—
—ઝડપીને ઝટ જીવ, પછી સંતોષી રે'શે,
ભગવાન અધિક એથી ગણ્યો, જમાઇને જન સર્વએ,
જે સંતોષે નહીં રીઝતાં, હાડ, ચર્મ, માંસજ જતે.[5] ૫૫

## પુરૂષની ગૃહસ્થમાં ગણતરી—છપ્પો.

શરિર-સમૃધિ[6] પૂર, રૂપમાં હોય ન ખામી,
ધર્મશીળ સદ્બુદ્ધ, ગણાએ જગમાં નામી,[7]
વિદ્યા, વિનય, વિવેક, શૂર, સામર્થ્યે પૂરો,
સર્વ કળા-સંપન્ન, નહીં કોવિધ અધૂરો,
પણ જનમી જન આ જગતમાં[8] યુગ્મ[9] બને નહીં જ્યાં લગી,
ભગવાન ગૃહસ્થ વિષે નહીં, લેખું નરનું ત્યાં લગી. ૫૬

---

૧. સંબંધમાં આવવાથી થતી અસર. ૨. પ્રસન્ન કરવાના પ્રયોગ, અનુભવ, દાન વગેરે. ૩. પ્રસન્ન=રાજી થઇને પાછા હઠે-દુઃખ વરે. ૪. એક દિવસ. ૫. જતાં જતાં. ૬. શરીરસમૃદ્ધિ=આરોગ્યતા. ૭. નામવાળો-પ્રસિદ્ધિમાં આવેલો. ૮. જગતમાં. ૯. જોડું બને=લગ્નમાં જોડાય-પરણે.

## શૂરવીર—કવિત.

જંગતણો ઝામે રંગ, ઊલટે ઉરે ઉમંગ,
શૂરા સાંઢે[1] શસ્ત્રસંગ, અંગને ઉછાળતા;
રક્ત[2] રગોરગ રવે,[3] અંગથી અંગાર સ્ત્રવે,
'માર માર' મૂખ લવે, ભય લેશ ભાળતા;
ભેટ[4]થી ન ભાગે જરા, તલપે કરીને ત્વરા,
હરીફને હંફાવીને, પકડી પછાડતા;
એવા નર શૂરવર,[5] અરિને કરે આખર,[6]
ભગુ ભાગ્યવાન ભલે ભૂમિ[7] પગ માંડતા. ૫૭

## કાયર—કવિત.

જંગમાં ન ચઢે જોસ, હાક સુણી ઊડે હોસ,
અનાડી[8] અબળ[9] પેઠે, આઘા પાછા ભાગતા;
મૂઆ જાણે મનમાંય, નેત્રે નીર વહ્યું જાય,
થરથર ધ્રુજે કાય, આંખે હાથ ઢાંકતા;
ભેટ દેખી ભાગે દૂર, શંઢ[10] ને શું ચઢે સૂર,
હરીફને દેખી હાય-હાય બૂમ પાડતા;
એવા નપુંસક નર, દળ દેખી પામે ડર,
ભગુ ભાગ્યહિન ભૂંડા, ભૂમિ ભારે મારતા.[11] ૫૮

## દોરંગી દુનિયા—કુણ્ડળિયા.—

પૃથ્વી વર્તુલ આકૃતિ, નહીં એસણી હોય,
જન તેમાં વસતા[12] સહુ, તે પણ તેવા જોય;

---

૧. બ્હરાડે. ૨. લોહી. ૩. ફરે. ૪. ભેટંભેટા—લડાઈ. ૫. શૂરાઓમાં શ્રેષ્ઠ. ૬. પાયમાલ કરે. ૭. ભૂમિએ. ૮. અનાર્ય=નબળા-ભૂંડા. ૯. અબળા—સ્ત્રી. ૧૦. નપુંસક—શૂરાતન વગરના. ૧૧. પૃથ્વીને નકામા ભારે મારે છે—પૃથ્વી પર ન જન્મ્યા હોત તો સારૂં.

તે પણ તેવા જોય, આમતેમે[1] ડગમગતા,
ચઢતે પાસે ચઢે, નમણુને પાસે નમતા,
નવ ભાળે ગુણદોષ, દોરંગી દુનિયા ગતિ,
ગબડે ગોળાકાર, પૃથ્વી વર્તુલ આકૃતિ. ૫૯

રંક અધિકો જો જમે, ભોજન વેળા પાક,
કહે, અણુમળતાને મળ્યું, વાળ્યો આડો આંક,[2]
વાળ્યો આડો આંક, કહી ખવિયશ પરમાણે,[3]
કદી અલ્પ જો ખાય, કહે, ખાધે શું જાણે!
નવ દીઠું કો દિન, ખાવાનું ક્યાંથી ગમે,
ખાય તોય ખવિશ, રંક અધિકો જો જમે. ૬૦

ધનવંતા ભોજનસમે, ભક્ષે મોટો ઢગ,[4]
ખાનપાન સોહે ભલે, એમ બોલતા ઠગ,[5]
એમ બોલતા ઠગ,[5] કહે, એ તો ખાનારા,
કદી અલ્પ આહાર, તોય ગુણના ગાનારા,
નવ ભોજનની ન્યૂન, નવનવાન્ન[6] નિત્યે જમે,
ખાતે નવ ખવિશ, ધનવંતા ભોજનસમે. ૬૧

દુનિયા-કરવત કારમું, અવળાસવળી દંત,[7]
વેરે જાતું આવતું, જુઓ કરીને ખંત,
જુઓ કરીને ખંત, નહીં પકડાવું લાગે,
રચી યુક્તિએ તાલ,[8] જાળવી ધરવો પાગે,[9]
નહિતો નાખે ફેરમાં,[10] કરી વિત્રા'નું બારમું,[11]
સત્ય કહે ભગવાન, દુનિયા-કરવત કારમું. ૬૨

---

૧. આમતેમ. ૨. હદ કરી નાખી. ૩. પ્રમાણે–ગણે. ૪. ઢગ. ૫. ઠગ. ૬. નવાં નવાં અન્ન–તરેહ–તરેહવાર ભોજન. ૭. દાંતા. ૮. તાલ રચી–તદબીર કરીને. ૯. પાગ=પગ. ૧૦. ફેરે–ફેરમાં-ચક્કરમાં. ૧૧. છેક હલકું કરી નાખે.

## 'ખપ તેનો છો નહિ.'

### દોહરા.

દુનિયાને દોરંગી તો, કહે છે જન સહુકોય;[1]
અહે[2] વડી તજીને કઢી, ખપ તેનો નહિ છોય.[3] ૧

ઈંધે શું આવી ગયું, લસણથકી શું ખોય!
ઈંધ ઊલટી અણુઘટિત, ખપ તેનો નહિ છોય. ૨

ખજૂર માની શ્રેષ્ઠમાં, તાડ તજે ઉંચ હોય;
નિપજ એકસરખી છતાં, ખપ તેનો નહિ છોય. ૩

દ્રાક્ષફળે દાના થયા, મહુડે મોડયું મ્હોંય[4];
રસમાદક એ ઉભયનો ખપ તેનો નહિ છોય. ૪

છાસેવારિ વારિસમ, પયવારિ[5] જળ નોય[6];
ઘૃત પવિત્ર પાણીભર્યું, ખપ તેનો નહિ છોય. ૫

બાળક બા'ર રમે બહુ, અભડાયું કદી જોય:
શુદ્ધિ સોના પાણીએ,[7] ખપ તેનો નહિ છોય. ૬

રંક જ્ઞાતિ ભોજનસમે, અંસે ગંદી ભોંય;
'પૃથ્વી પવને શુદ્ધ છે', ખપ તેનો નહિ છોય. ૭

વસ્ત્ર રસોડે વાપર્યાં, ધોતાં શુદ્ધજ હોય;
ઊર્ણાશુદ્ધિ વાયથી, ખપ તેનો નહિ છોય. ૮

અસ્પર્શ્યને સ્પર્શતાં, વસ્ત્ર અશુદ્ધિ હોય;
કાષ્ટસ્પર્શ વાયુ સજે,[8] ખપ તેનો નહિ છોય. ૯

અતરેડી[9] ભગવાન આ દુનિયાના રંગ દોય;
સારાસારવિના લહે, ખપ તેનો નહિ છોય. ૧૦

---

૧. સહુ કોઇ. ૨. કઢી ન ખાય પણ કઢીમાં નાખેલી વડી કાઢીને ખાય તે. ૩. છો—(છોછ. સં. શૌચ)—અભડાવું-અપવિત્ર થવું ૪. મ્હોં. ૫. દૂધમાં ભળેલું પાણી. ૬. ન હોય. ૭ સ્ત્રીઓમાં એવું માનવું છે કે છોકરૂં કોઇને અડકે તો કોઈ સોનાનાં ઘરેણાંને પાણી અરાડીને પાણી છાંટે એટલે શુદ્ધ થાય. ૮. લે, પવન લાગવા દે. ૯. કઢંગી.

## સદ્વર્તન—માલિનિ.

અસત વચન કેદી, મુખ[1] કોને ન કે'વું,
સદયહ્રદયી સર્વે, કાર્યમાં નિત્ય રે'વું;
અહિત ક્વચિત કોનું, ઉરમાં લેશ માણો,[2]
ભૂતલજન સહુને, આપણા ભાઈ જાણો. ૧

દુરબળ[3] જન દેખી, ના દિલે દોષ લેવો,
પિડિત જીવ બિચારા, સૂચવે મર્મ કેવો!
સ્થિતિ 'નિરખી અમારી, જાગૃતિ મંન લાવો,
ભવિષ[4] સબળ સાધો, જન્મ પામો ન આ'વો, ૨

દુખદ સમય દેખી, ધારવું 'હોય છોને',
મન વચનજ કર્મે, દૂભવાં નાહિ કોને;
મધુર મુદિત શબ્દે, લોકમાં માન લેવું,
પ્રભુપદ પર પ્રેમી, રાત ને દિન રે'વું. ૩

સુખસમય નિહાળી, છેક જાવું ન છાકી,
સુખતણું મૂળ શોધી, ધારવી બુદ્ધિ પાકી;
સુકૃતનું ફળ માની, સુધ સત્કાર્ય સાધો,
ગણી પ્રભુ ફળદાતા, પ્રેમમાં પૂર્ણ વાધો. ૪

નવ નવનવી શંકા–થી બની મૂઢ મો'વું,
બની દૃઢ નિજ ટેકે, આત્મવત્–જક્ત[5] જોવું;
પ્રભુજી સમિપ પેખો, નિત્યવર્તન વિષે,
દૂષણ જરી ન દેખો, તેહમાં વ્યર્થ મિષે. ૫

પરમપ્રિય પ્રભુના, થૈ[6] પ્રભુપ્રેમ માણો,
સકલ જનતણું ત્યાં, સાર્થ કર્તવ્ય જાણો;
નહિ નીચપદ[7] જાશે, જક્તમાં નામ જેનું,
ભવિષ ભગુ ભણાશે, ભાગ્યશાળીજ એનું. ૬

---

૧. મુખે. ૨. ન આણો. ૩. દુર્બળ. ૪. ભવિષ્ય. ૫. જગત. ૬. થઈ. ૭. પદે.

## શિક્ષાવચન-દોહરા

પરદુ:ખે દુખિયા થવું, નહિ પરસુખે રોષ,
પુણ્યપંથમાં પરવરી, પાપે દેખો દોષ. ૧
પરદુ:ખે નવ રાચીએ, નવ પરસુખે દ્વેષ,
રૂડાના રળિયાત હો, એજ મૂળ ઉદ્દેશ.[1] ૨
પરાર્થમાં પે'લા થવું, નવ સમજો એ સે'લ;
ભૂલે પણ કરવી નહીં ભૂંડે કાર્યે પે'લ.[2] ૩
માતતાત-સેવા સજો, ધરો ભાણ્ડુપર ભાવ;
હળીમળી હેતે રહો, એજ જગતનો લા'વ.[3] ૪
સ્નેહી સહોદર સાથમાં હળવું આણી હેત;
ગણવાં સહુને નિજસમાં, એજ મૂળ સંકેત. ૫
કે'ણી પણ રે'ણી નહીં, કે'ણી કે'વામાત્ર;
કે'ણીસમ રે'ણી સજે, જન તે જગમાં પાત્ર. ૬
કે'તા કંઈક કહી રહ્યા, મિથ્યા મુખની ટે'લ;[4]
કે'વું એ તો સે'લ છે, પણ કરવું મુશ્કેલ. ૭
કે'વું પણ કરવું નહીં, કે'વું નાવે[5] કામ;
કરો કહો તે આપથી, જગમાં ઝામે નામ. ૮
સંપત્તિ-સ્ત્રીસૂત્રથી,[6] વિષ્ટિત[7] વિશ્વજ જેહ;
વિરક્ત વિરલા[8] ઉભયથી, અંશ ઇશ્વરી એહ. ૯
દયા ધર્મનું મૂળ છે, પાપમૂળ અભિમાન;
નિરઅભિમાની થૈ કરો, દયાતણું નિત દાન. ૧૦
દયા, દાન, ને દીનતા, દૈવત મોટું એહ;
નવ લેખામાં માનવી, ઉલટું વર્તન જેહ.[9] ૧૧

---

૧. હેતુ. ૨. પહેલ કરવી. ૩. લહાવો. ૪. ટહેલ=બોલવું-બકવાટ. ૫. ન આવે. કામ=કામે-કામમાં. ૬. પૈસા અને ઓરૂપી સૂતરથી. ૭. વિંટલાયલું-બંધાયલું. ૮. કોઇએક. ૯. જેહનું.

કામે ગ્રામ[1] મળે સદા, પ્રમાદમાં સહુ જાય ;
કામ એજ કામણુ ખરૂં, અખિલ વિશ્વ વશ થાય. ૧૨
યશ પામે ઉદાર જન, કંજુસને કાળાશ ;
જૂઠે[2] જરી ન ઝંખના,[3] સત્ય[4] લહે વિશ્વાસ. ૧૩
કુસંગથી કંગાળિયત, સુસંગ સુખની ખાણ ;
કુસંપ કારણ નાશનું, સંપે સિદ્ધિ જાણ. ૧૪
બાહ્ય વર્ણ ને ભાસથી, સરે ન નિર્ણય-અર્થ[5] ;
પીત પ્રકાશિત વર્ણ જે, સુવર્ણ વદવું વ્યર્થ. ૧૫
રસમાં રે' રસબસ છતાં, સ્વાદતણું નવ ભાન ;
કડછીસમ દિસે ઘણા, વર્તનમાં વિદ્વાન. ૧૬
ભાર ભર્યો તે તાણવો, વિસરી વસ્તુવિવેક ;
સાકર કે કંકર[6] ભરો, ગર્ધવને મન એક. ૧૭
સુખના મિત્રજ સેંકડો, મુખના મિત્ર અનેક ;
ભીડ[7] પડે ભાગે નહીં, એ લાખોમાં એક. ૧૮
દુખમાં[8] દિસે દુર્બળા, સુખમાં છાકે છેક ;
સુખદુઃખે સરખા રહે, એ લાખોમાં એક. ૧૯
અપ્રાપ્ય[9]ની પણ પ્રાપ્તિમાં, અણસમજુને આશ ;[10]
આભ ન આવે ઓંડળે,[11] કરતાં કોટિ પ્રયાસ. ૨૦
માણસ મિથ્યા મન લહે, હુંજ કરૂં તે થાય ;
થાવાનુંજ થશે જરૂર, નિર્મ્યું જે જગરાય. ૨૧
મનુષ્ય મન મલકાઇને, કરવા કંઇ કંઇ ધાય ;
અકળ ગતિ ભગવાન એ, ધાર્યું તેનું થાય. ૨૨

---

૧. રાંધેલો ભાત-ખાવાનું. ૨. જૂઠામાં. ૩. નજર-વિચાર. ૪ સત્યે=સત્યમાં. ૫. નિશ્ચય બાંધવાનો હેતુ. ૬. કાંકરા. ૭. તંગાસ-જરૂર. ૮. દુઃખને વખતે નબળા પડી જાય. ૯. નહિ મેળવી શકાય એવી વસ્તુ. ૧૦. આશા. ૧૧. ઓંડળમાં-બાથમાં.

નિત્યદુ:ખી—

સાંમાનું સુખ દેખી સાલ, નવ સુધરે એથી નિજ હાલ,
છતું સ્વસુખ તે સાથે જાય, બળી બળીને પંજર થાય,
નિત્ય દુ:ખી આવાં નરનાર, ભગુ દુ:ખના પારાવાર. ૧

નિત્યસુખી—

પરદુખે જે દુખિયા થાય, સુજનતણું સુખ તેજ મનાય,
સર્વતણું શુભ નિત્યે ચહે, પ્રાણીમાત્ર પર પ્રેમજ લહે,
નિત્ય સુખી આવાં નરનાર, ભગુ ઇશ્વરી એ અવતાર. ૨

નરક—સ્વર્ગ—

નરક ઘોર જાણો નિજ દેહ, મલમૂત્રાદિ કેરૂં ગેહ,[1]
નરકદ્વાર તે દુર્ગુણ નાર, હું મમતા એ જમદુતમાર,
આશા-તૃષ્ણા નરક વિલાસ, સ્વર્ગવાસ ભગુ તૃષ્ણાનાશ. ૩

નિત્યબદ્ધ—નિત્યમુક્ત—

સારાસાર ન સમજે લેશ, કાઢે નિત્ય નવનવા વેશ,
પંથવિષયમાં પૂરણ પ્રીત, નિત્ય બદ્ધની જાણો રીત,
નિત્ય મુક્ત તે છે ભગુસત, વિષયોથી જે થાય વિરક્ત.[2] ૪

નિત્યશુદ્ધ—

બાહ્ય શુદ્ધિમાં રાચે નહીં, અંતર શુદ્ધિમાં શુદ્ધજ[3] સહી,
વેદવિહિત નિયમેજ નિવાસ, ઉલટું દેખી ઉપજે ત્રાસ,
અંતર પ્રભુપ્રેમજ ઉભરાય, નિત્ય શુદ્ધ ભગવાન ભણાય. ૫

પૂર્ણાનંદ—

દેહતણો છૂટે અભિમાન, આત્મસ્વરૂપનું થાએ ભાન,
આનંદ ઉપરમ[4]નો અનુભવે, પરા[5]માંહિ સ્થિત લેશ ન લવે.
સ્વરૂપ સુધારસ કરતો પાન, પૂર્ણાનંદ લહે ભગવાન. ૬

---

૧. ગૃહ-ઘર. ૨. છુટા. ૩. શુદ્ધિ. ૪. મુક્ત દશા. ૫. પરા—વાણીમાં સ્થિત થઈને.

## સામાન્ય સાહિત્ય.

### અંકસમૂહસંજ્ઞા—દોહરા.

**સત્વ, રજસ, તમ ત્રિગુણ** તે, ત્રિગુણાત્મક કે'વાય ;
**બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર** એ, **ત્રિગુણી ત્રિપુટી**[1] મનાય. ૧

બ્રહ્મગોળમાં ગોઠવ્યા, અનુમાને **ત્રિલોક ;**
**સ્વર્ગ, મૃત્યુ, પાતાળ,** એ, કહે **ત્રિભુવન** કોક. ૨

સહજે સૂર્યપ્રસાદિના, સમાન્તરે દરસાલ ;
**શીત,** ઉષ્ણ, **વર્ષા** ક્રમે, વર્ષતણા **ત્રણ કાળ.** ૩

થતું, થયું, આગળ થશે, એ વિધ માપે કાળ ;
**વર્તમાન, ભૂત, ભવિષ્ય** પણ, ગણાય છે **ત્રણ કાળ.** ૪

આયુષ આખામાં અમુક, સ્થિત્યંતર[2] પલટાય ;
**બાલ્ય, યુવા** ને **વૃદ્ધ** યમ[3]; **અવસ્થા**જ ત્રણ થાય. ૫

સંધિસમય સંખ્યાતણા, ઉદય-અસ્ત-દિનમાન ;
**પ્રાત :** વળી **મધ્યાહ્ન** ને, **સાયં** ત્રિકાળ જાણ. ૬

પ્રાણ નિયમમાં રાખવા, **સ્વરોદયે** છે સા'ય ;
**પૂરક** વળી **કુમ્ભક** અને, **રેચક** ત્રણ્ય[4] ક્રિયાય. ૭

**ત્રિનાડી** એ નામથી, ત્રણ ગતિમાં રહે પ્રાણ ;
ઇડા, **પીંગળા,** ને વળી, **સુષુમણા** ત્રણ જાણ. ૮

નિત શારીરિક જીવનમાં, સહજ સ્થિતિ બદલાય ;
**જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ** એ, **અવસ્થા**જ લેખાય. ૯

મનુષ્યજાતિશિરે ધર્યા નિત્ય દમન દેનાર ;
**આધિ, વ્યાધિ, ઉપાધિ** એ, **ત્રિવિધિતાપ**જ સાર. ૧૦

ધર્મકાર્ય કરવાતણાં **ત્રિવિધિકર્મ**જ જાણ ;
**નિત્યજ, નૈમિત્તિક,** અને, **કામ્ય-કર્મ** પરમાણ[5]. ૧૧

---

૧. ત્રણ મળીને એક. ૨. સ્થિતિનો ફેરફાર. ૩. એમ. ૪. ત્રણ. ૫. પ્રમાણ.

સૃષ્ટિમાં ભૂત-માત્રને, ચક્ર-રૂપાન્તર થાય ;
**ઉત્પત્તિ, સ્થિતિ, લય** યમે, ત્રણ સ્થિતિઓ પલટાય. ૧૨

---

સૃષ્ટિતણા મંડાણથી, મહાપ્રલય તક જાણ ;
**સત, ત્રેતા, દ્વાપર, કલી, ચાર યુગ** પરમાણ, ૧૩
**ચતુર્વેદ** એ મૂળથી, ઇશ્વરપ્રણિતજ જાણ ;
**ઋગ, યજુર, સામજ** વળી, **અથર્વ** ચાર પ્રમાણ. ૧૪
**બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય** ને, **શુદ્ર** વર્ણ મૂળ ચાર ;
તેમાં પ્રથમ ત્રિવર્ણને, ઘટે દ્વિજ-સંસ્કાર. ૧૫
યુક્ત કાર્ય એ ત્રણતણાં, પઠન, યુદ્ધ, વ્યાપાર ;
શુદ્રતણો એ ત્રયતણી, સેવાનો અધિકાર. ૧૬
વળી એ વર્ણે ગોઠવ્યા, **આશ્રમ-ચાર**-નિવાસ ;
**બ્રહ્મચર્ય, ગૃહસ્થ** ને, **વાનપ્રસ્થ, સંન્યાસ.** ૧૭
**કાયીક, વાચીક, માનસીક, સાંસર્ગીક**[1] યમ ચાર ;
દોષ મનુષ-માથે ચઢે, નિત-વર્તન-વહેવાર. ૧૮
**ધર્મ, અર્થ,** વળી **કામ** ને, **મોક્ષ** સર્વનો સાર ;
પ્રાપ્તવ્યજ જનમાત્રને, જાણ **પદારથ**[2] **ચાર.** ૧૯
**વાચા** સાધ્યે[3] યોગીને, ચતુર્વિધ છે માન્ય ;
**પરા, પશ્યતી, મધ્યમા, વૈખરી** જે સામાન્ય. ૨૦
જીવતણાં આ જૂજવાં, શરીર ગણાએ ચાર,
**સ્થુલ, સુક્ષ્મ, કારણ** અને, **લીઙ્ગ-દેહ** નિરધાર. ૨૧
દિવ્યમૂર્તિ સુરલોકમાં, **ચતુર્કુમારજ** સાર ;
**સનક, સનંદન,** ને **સનાતન,** વળિ **સનત્કુમાર.** ૨૨

---

ભૂતમાત્ર બંધારણે, **પંચતત્વનો સંચ ;**
**ભુ, અપ, વાયુ, તેજ** ને, **આકાશજ** એ પંચ. ૨૩-૧

---

૧. બીજાના સંસર્ગ=સહવાસથી થતા. ૨. પદાર્થ. ૩. સાધ્યામાં.

**પ્રાણ, અપાનજ, વ્યાન ને, ઉદાન, સમાનજ જેહ ;**
ત્રિવિધ વિવેકે યોજવા, **પંચપ્રાણ** ગણ એહ. ૨૩–૨
**શ્રોત્ર**[1], **ત્વચા, ચક્ષ** અને, **જિહ્વા, ઘ્રાણ** પ્રમાણ ;
**પંચ કર્મ-ઇન્દ્રિય એ,** પંચ ક્રિયાની જાણ. ૨૪
**પંચેન્દ્રિયના** મૂળ જે, પંચ કાર્ય નિર્માણ ;
**શબ્દ, સ્પર્શ,** ને **રૂપ, રસ, ગંધ**જ એ વિધિ જાણ. ૨૫
પંચેન્દ્રિયના વિષય તે, કરી દુર્વસ્તુ દૂર ;
વિહિત કાર્યમાં યોજતાં, હો પરમારથ–પૂર. ૨૬
**જનક, સહાયી, ધર્મગુરૂ, વિદ્યાગુરૂ** લેખાય,
**નીજપત્નિપિતા મળી, પંચપિતા** કહેવાય. ૨૭
**જનની, રક્ષકસ્ત્રી** વળી. **ધર્મગુરૂસ્ત્રી** જેહ ;
**વિદ્યાગુરૂવધુ, સ્વસૃ** લઇ, **પંચમાતૃ** ગણ એહ. ૨૮
કાળિદાસકૃત કાવ્ય બે પૃથ્વી પર પ્રખ્યાત,
માઘ, માઘ પંડિતતણું ભારતિનુંજ કિરાત ;
નિષદ ધનંજયનું મળી પંચકાવ્ય એ જાણ,
માઘકિરાત નિષદ મળી પંચકાવ્ય પરમાણ.

---

**હેમંત, શિશિર, વસંત,** ને ગ્રીષ્મ–શિતોષ્ણે ભાળ–
–વર્ષામાં–**વર્ષા, શરદ,** ષટ્ઋતુ એ ત્રણ કાળ. ૨૯
**કામ, ક્રોધ,** ને **લોભ, મોહ,**[2] **મદ, મત્સર** પરમાણ ;
દમતા જનને શત્રુપેં **ષડ્રીપુ** સંજ્ઞા જાણ. ૩૦
**આમ્લ, ક્ષાર, તીખ્તજ, કટુ, તુરો, મીષ્ટ,** નિર્વાણ ;
**ષડ્રસ** એ જિહ્વાતણા, ખાદ્ય પદાર્થે જાણ. ૩૧
**સમ, દમ, શ્રદ્ધા** ને વળી, **સમાધાન, ઉપરામ ;**
**વિતીક્ષાજ** યોગે કહ્યાં, **ષટ્સંપત્તી** નામ. ૩૨

---

૧. કાન. ૨. મોહ.

**સંધ્યાદી, જપ, હોમ, ને, દેવાર્ચન, સ્વાધ્યાય**[1];
**વૈશ્વદેવ–અતીથેય–એ, 'દ્વિજ–ષટ્કર્મ'** ગણાય. ૩૩
**વીદ્યાનું અધ્યયન** ને, **અધ્યાપન**[2] વળે એમ;
**યજ્ઞ–યજન કરવું અને–કરાવવું** પણ તેમ. ૩૪
**દાનજ દેવું** શુધ દિલે, દાન–પ્રતિગ્રહ[3] જાણ;
નૈમિત્તિક–ષટ્કર્મ એ, દ્વિજ–શિરે નિરમાણ. ૩૫
જુજવા મતભેદજ કહે, મુખ્ય શાસ્ત્ર ષટ જેહ;
સામાન્યે સંજ્ઞા લહે, **ષટદર્શન** વર્ણો નેહ. ૩૬

**ષટદર્શન—**

૧—**ગૌતમન્યાય**તણો એ બોધ, કાર્યથકી કારણનો શોધ,
જગત–કાર્ય વસ્તુત:[4] સિદ્ધ, કારણરૂપે ઇશ્વર લીધ,
યમ[5] માની ટાળે અવરોધ, ગૌતમન્યાયતણો એ બોધ.

૨—**કણાદન્યાય** પરમાણું ગ્રહે, પંચભૂતને મિથ્યા કહે,
પરમાણું પૂરણ પ્રસ્સાર, અતિ સૂક્ષ્મ તે ઇશ્વર ધાર,
એજ નિત્ય–વ્યાપક–સિદ્ધ લહે, કણાદન્યાય પરમાણું ગ્રહે.

૩—**પૂર્વમિમાંસા**–જૈમિનિ કહે, વેદ મૂળ–આધારજ લહે,
એ આધારે કર્મજ સત્ય, કર્મફળે માને ઉત્પત્ય,[6]
કર્મ ટાળતાં કંઇ નવ રહે, પૂર્વમિમાંસા–જૈમિનિ કહે.

૪—કહે **ઉત્તરમિમાંસા** સત્ય, વેદવ્યાસકૃત એ વેદાન્ત,
એક બ્રહ્મ તે સત્યજ જાણ, જગત દૃશ્યને મિથ્યા માન,
એકજ બ્રહ્મથકી ઉત્પત્ય, કહે ઉત્તરમિમાંસા સત્ય.

૫—**કપિલમુનિકૃત સાંખ્ય**જ જેહ, અનેક તત્વો માને એહ,
પ્રકૃતિથી થાતાં ઉત્પન્ન, તે સહુ આત્માથી છે ભિન્ન,
આત્મા પ્રકૃતિ ઉભયજ નિત્ય, પૂરૂષતણી છાયા રીત્ય,[7]
પુરૂષ–પ્રકૃતિ એ વિધ જાણ, ઉભય અનાદિ એજ પ્રમાણ,

---

૧. વેદ ભણવા. ૨. ભણાવવું. ૩. દાન લેવું. ૪. ખરી રીતે જોતાં. ૫. એમ. ૬. ઉત્પત્તિ. ૭. રીત–રીતે.

ઉત્પત્તિ–સ્થિતિ–લય એ થકી, ઈશ્વરનું અસ્તિત્વજ નથી,
એમ અનીશ્વરવાદી એહ, કપિલમુનિકૃત સાંખ્યજ જેહ.
૬—**પતંજલીકૃત યોગે કહ્યો**, ઈશ્વિર જીવથી જૂદો લહ્યો,
ઉપાસના–યોગજ સાધતાં, ઈશ્વરમાં જીવની એકતા,
એમ જીવનો શિવજ થયો, પતંજલીકૃત યોગે કહ્યો.

વૈષ્ણવના મંદિર વિષે, ગોસાંઇજીના લાલ;
ત્રિવિધરૂપ દર્શન દિયે, નિત્યે સાંઝ સ્હવાર. ૩૭
**ઉત્થાપન** ને **મંગળા, સજભોગ, શણગાર,**
**શયન, આરતી** એ વિધિ, **હરિષટદર્શન** સાર. ૩૮

---

પૂર્વે જ્ઞાત ભૂમિતણા, પાડયા ભાગ પ્રચંડ;
પ્રચલિત[1] નામજ અદ્યપિ, **સપ્તદ્વીપ, નવખંડ.** ૩૯
**જંબુ, પ્લક્ષી,** ને **શાલ્મલી, કુશ, ક્રૌંચ** ને **શાક**
**પુષ્કર** મળીને–**સપ્તદ્વીપ,** પૂર્વે જે છે જ્ઞાત. ૪૦
**ભરત, વર્ત,** ને **રામખંડ, દ્રામલ, કેતુમાલ;**
**હિરે, વિધિવસ, મહિ** અને, **સુવર્ણ-નવખંડ** ભાળ. ૪૧
સાત ઉપર સાતજ નીચે, ચૌદ ગોઠવ્યા થોક;[2]
કહેવા એ ગણના વિષે, **ચૌદભુવન**–કે લોક. ૪૨
ભૂ, ભૂવર, સ્વર ને મહર, જન, તપ, સત્ય, વિષેક;[3]
**સપ્તલોક** એ ઉપરના, જાણો એજ વિવેક. ૪૩
**અતળ, વિતળ, સુતળ, મહા-તળ, રસાતળ** જેહ;
**તળાતળ**જ, **પાતાળ**–જે સપ્ત નીચલા એહ. ૪૪
**બે કરતલ[4] પદ–પંઝ[5] બે, બે ધુંટણના ભાગ;**
**છાતી, કપોળ[6]**–સ્પર્શતાં, નમન એજ **અષ્ટાઙ્ગ.** ૪૫

---

૧. ચાલુ. ૨. થોક=પ્રમુખ. ૩. વિશેષ. ૪. બે હથેલી. ૫. બે પગની પાંચ આંગળીઓ. ૬. એઓ આઠે સાંધે અડકતા.

**યમ**, **નિયમ**, આદિ લઈ, **આસન**, **પ્રાણાયામ**;
**પ્રત્યાહાર** અને વળી, **ધ્યાન**, **ધારણા** નામ. ૪૬
બ્રહ્મયોગ સ્થિતિ પ્રાણુની, **સમાધિ**જ એ જાણુ;
**અષ્ટ-અંગ** એ યોગના, કહેવાતા નિરવાણુ.[1] ૪૭

---

**રવિ**, **ચંદ્ર**, **મંગળ**, અને **બુધ**, **ગુરૂ**, **શુક્ર** પ્રમાણુ;
**શનિ**, **રાહુ**, ને **કેતુ**, એ, નવગ્રહ નામજ જાણુ.

[નવરસ ભાષારસ].

દોહરા.

વિવિધ પ્રસંગ–અસર થકી મનોભાવ નિસ્સાર[2];
**નવરસ** એ ભાષાતણાં, ભૂષણુ નિશ્ચે ધાર.
શ્રેષ્ઠ પ્રથમ **શૃંગાર** રસ, મ્હાલે થઇને મસ્ત;
**હાસ્ય**, **કરૂણા**, **વીર** એ, દીસે બહુધા દૃશ્ય[3].
**રૌદ્ર**, **ભયાનક** ને વળી, **અદ્દભુત** **બિભત્સ** નામ,
**શાન્ત** શાન્તિપ્રદ સર્વને, છેલ્લો નવમે ઠામ.
વાત્સલ્યજ[4] વિશેષત: દિગ્દર્શન દે જેહ;
વિશેષરસ એ **વત્સરસ** દશમો ઉપરસ તેહ.
ભોજસભામાં ઓપતા વિશ્વ વિષે વિખ્યાત;
નવ રત્નો કવિવર વડાં પંડિતવર્ગે જ્ઞાત. ૧
કાળિદાસ ધનંજય શ્રી હર્ષ ભારવિ માઘ:
ભવભૂતિ કણુવાદ ને દંડી વળી પજાગ. ૨
રાજસભાને રીઝવે મહાકવિ આ નવરત્ન;
યોજે નિત્ય નવા નવા બુદ્ધિબળના યત્ન. ૩
કાવ્યકળા નવની નવી નવરસરંગ વિલાસ;
કાળિદાસ સરસો કવિ તે તો કાળીદાસ. ૪

---

૧. નક્કી. ૨. નીકળવું. ૩. દેખીતું. ૪. માનો છોકરા ઉપર પ્રેમ.

## નવધા ભક્તિ.

**શ્રવણ**-ભક્તિ પરિક્ષિતતણી **નારદની કિરતન**[1];
**સ્મરણ**-ભક્તિ પ્રહ્લાદની, લક્ષ્મી **પદસેવન.**[2]
**અર્ચન**-ભક્તિ પૃથતણી, **અભિવંદન** અક્રુર;
**દાસ્ય**-ભક્તિ હનુમંતની, **સખ્ય**-ભક્તિ અર્જુન.
સર્વસ **આત્મનિવેદને,** બલીની ભક્તિ સાર.
**નવધા ભક્તિ** એ વિધિ, સર્વોત્તમ ઊર ધાર.

---

કારતક માગસર પછી, પોષમાસ છે જાણ;
ફાગણ, ચૈતર ને પછી, વૈશાખજ પરમાણ.
જેઠ, અખાડ, શ્રાવણ ભલો, પુનિત પવિત્ર મનાય;
ભાદરવો, આશ્વિન એ, દ્વાદશ માસ ગણાય.
વધઘટ તિથિઓની બધી ગણતરીમાં લેવાય;
ત્રણ ત્રણ વર્ષે યમ વધી, માસ તેરમો થાય.
અધિક માસ એને કહ્યો, શાસ્ત્રે પૂર્ણ પ્રસિદ્ધ;
સ્નાન દાન વૃત્ત નિયમમાં, મહિમા મોટો કીધ.

---

## અષ્ટાદસ પુરાણ

ઉત્પત્યાદિ સૃષ્ટિની ઇશ્વરલીલા જાણ,
વ્યાખ્યા દેવ નૃપોતણી, કથે **અશાડપુરાણ,**
**બ્રહ્મ, પદ્મ, બ્રાહ્મણ** ને **અગ્નિ, વિષ્ણુ, ગરૂડ;**
**બ્રહ્મવૈવર્તક, શિવ** અને, **લિંગ, નારદીય, સ્કંદ,**
**માર્કંડેય, ભવિષ્ય, મત્સ, કૂર્મ, વરાહજ** જાણ,
**વામન, ભાગવતદેવી**—એ અષ્ટાદશ પુરાણ.

---

૧. કીર્તિ ગાવી. ૨. પગની પૂજા કરવી તે.

## બત્રીશ લક્ષણ

### ગણત્રીના દોહરા

*એક–સિંહ–બગ, ત્રણ–ખરે, કુકુટ–ચાર, મૂગ–કાગ ;
શ્વાન–મયુર–નર–ષટ ત્રણે, બત્રીશ ગુણ મહા ભાગ.
સિંહ–પરાક્રમ, સ્વાર્થ–બગ, એક એક એમ ધાર ;
વહન, નફટ, વૃત્તિસહજ, ખરના ત્રણ ગુણ સાર.
સુચળપણું, ને ટેક દઢ, નિજ–પ્રિય પતિ પ્યાર,
પરિવાર–પોષણ મળી, કુકુંટ–લક્ષણ ચાર.
અધીરપણું, ને ગુપ્તરતિ, ચંચળ, સાધુ–સાચ,
નિરભિમાન—ઉત્તમ અતિ કાગતણા ગુણ પાંચ.
વળી શ્વાન–ષટગુણ લહો, સ્વામિસેવા સાર ;
અલ્પનિન્દ, સંતોષગુણ, ચપળ, શૌર્ય, શિકાર.
ઊંચવાસ, મર્દન–રિપુ, મધુરવાણી, સુદેહ—
સહજાનંદ, પૂરણકળા–મયુરગુણ ષટ એહ.
વીર, ધીર, ચતુરઈ, ક્ષમા–સુવાચાળ, યશ–ઈશ—
એ ષટગુણ નરના મળી, ભણુ લક્ષણ બત્રીશ.

---

* સિંહનું એક લક્ષણ—'પરાક્રમ'; બગલાનું એક—સ્વાર્થ; ગધેડાનાં ત્રણ—'ભાર-વહેવો, નફ્ફટાઈ, સહજવૃત્તિ;' કુકડાનાં ચાર—'સુચળતા, ટેક, પ્રીયામાં શુદ્ધ પ્રેમ, છોકરાંનું પોષણ કરવું;' કાગડાનાં પાંચ—અધીરાઈ, ગુપ્ત રતિ-છાનો ભોગ, નિરભિમાન, ચંચળતા, ખરી સચ્ચાઈ'; કુતરાનાં છ-'ધણીની સેવા, ઓછી ઉંઘ, સંતોષ, ચપળતા, શૌર્ય, શિકારની તલપ'; મોરનાં છ—ઊંચે રહેવું, મર્દન રિપુ=રિપુ મર્દન-દુશ્મનને દળવો, મીઠું બોલવું, શરીર સ્વચ્છ રાખવું, સહજ ખુશ રહેવું, કળાએ પૂર્ણ થવું'; અને પુરૂષનાં છ—વીરપણું, ધીરજ, ચતુરાઈ, ક્ષમાગુણ, વાચાળપણું, કીર્તિની ઈચ્છા';—આ પ્રમાણે બત્રીશ પૂરાં લક્ષણ ગણાય.

**સમાપ્ત.**

# તૃતીય વિલાસ—ભાગ ૨ જો.

## પારમાર્થિક કાવ્યકૃતિ.

### 'પછી શું?'

છંદ ભુજંગપ્રયાત.

પડ્યો જીવ, તું જગતજંજાળ માંહિ,
ચહે એકપેંએક[1] આશાજ આંહિ;
નહીં પંડને પ્રશ્ન પૂછે કદી તું,
પછી શું? પછી શું? પછી શું? પછી શું? ૧

કદી શુભ યોગે કરી પ્રાપ્ત વિદ્યા,
સહુ માર્ગ સંપત્તિના સે'જ સિધ્યા;[2]
ભલા ભોગવિલાસ માણ્યો કદી તું,
પછી શું? પછી શું? પછી શું? પછી શું? ૨

કદી મેળવી પંક્તિ[3] ઊંચી પ્રયાસે,
સુકીર્તિતણો ડંક દિગંત[4] થાશે;
મળ્યાં[5] માનવાને બન્યો મસ્ત જો તું,
પછી શું? પછી શું? પછી શું? પછી શું? ૩

ઘણામાં ગણાયો વડો ભાગ્યશાળી,
મહા નામ માટે મચ્યો ટેક ટાળી;
પ્રતિષ્ઠિતમાં નામ પૂરૂં ગણાયું,
પછી શું? પછી શું? પછી શું? પછી શું? ૪

---

૧. એકથી એક. ૨. સિદ્ધ થયાં. ૩. દરજ્જો. ૪. દિશાઓના અંતમાં—બધી દિશાઓમાં. ૫. મળેલાં માનવાને કરીને.

કળાશાસ્ત્રના ભેદ ભાવે ભણીને,
બધી વાતમાં બુદ્ધિશાળી બણીને,[1]
કદી બેસી વિમાનમાં વિચર્યો તું,
પછી શું ? પછી શું ? પછી શું ? પછી શું ? ૫

સહુ સુખ સામગ્રી સંપ્રાપ્ત કીધી,
કદી હાકમી એકદા હાથ લીધી,
ગ્રહી શ્રેષ્ઠ સત્તા બહુ રાચતો તું,
પછી શું ? પછી શું ? પછી શું ? પછી શું ? ૬

પરિવારનું સુખ સંપૂર્ણ પામ્યો,
જથો સ્નેહી સંબંધીનો ખૂબ જામ્યો,
કુટુમ્બે કદી પૂજ્ય બેઠો બની તું,
પછી શું ? પછી શું ? પછી શું ? પછી શું ? ૭

ધરી એકથી એક મો'ટીજ આશા,
કરી તંત્રી[2]ની પેર ખોટા તમાશા,
રહ્યું આખરે મર્ણ[3] આધીન થાવું,
પછી શું ? પછી શું ? પછી શું ? પછી શું ? ૮

હશે એહ સંસ્કારનો જોગ જો તું,
કદી પૂર્વ સંચિત આવી મળેલું ;
હતું તે મળ્યું એહ આશ્ચર્ય તે શું,
પછી શું ? પછી શું ? પછી શું ? પછી શું ? ૯

કદી ધાર વિશેષ દૈવેજ દીધું,
ક્રિયમાણ[4]શક્તિતણું સાર્થ કીધું ;
તથાપિ કહે મૂળ કર્તવ્ય સિધ્યું ?
પછી શું ? પછી શું ? પછી શું ? પછી શું ? ૧૦

---

૧. બનીને. ૨. વાદીગર. ૩. મરણને. ૪. ક્રિયમાણ-શક્તિ = નવું કંઇક કરવું તે.

થયું પ્રાપ્ત પ્રાપ્તવ્ય[1] મિથ્યાજ મો'વું,
પડયાં ગાત્ર ત્યાં થૈ પરાધીન રોવું;
કહે સાથ આમાંથકી આવશે શું?
પછી શું? પછી શું? પછી શું? પછી શું? ૧૧

છતી કોણ, આવ્યો કહીંથી, જવું કયાં?
હશે મુજ કર્તવ્ય શું શું રહી ત્યાં?
નથી યાદ[2]માં લેશ એ આણતો તું.
પછી શું? પછી શું? પછી શું? પછી શું? ૧૨

મહત્પ્રશ્ન એવા નહીં પંડ[3] પૂછે,
તુંમાં ને પશુમાં કહે ફેર શું છે;
કહે આત્મકલ્યાણ એમાં કર્યું શું?
વિના પ્રશ્ન પૂછે,[4] પછી શું? પછી શું? ૧૩

નહીં તેં પ્રભુપ્રેમ નેહે નિહાળ્યો,
નહીં ભક્તિ ને ભાવનો માર્ગ ભાળ્યો;
વહ્યો જન્મ ને મર્ણ[5]ના ફેરમાં તું,
વિના પ્રશ્ન પૂછે, પછી શું? પછી શું? ૧૪

નહીં ધર્મ પોતાતણો જેહ જાણ્યો,
ભરી ભાર મિથ્યા મહિમાંજ તાણ્યો;
પછી વ્યર્થ પસ્તાવું તે કામનું શું?
વિના પ્રશ્ન પૂછે, પછી શું? પછી શું? ૧૫

ભગુ આજથી ભાળ કર્તવ્ય તા'રૂં,
'પછી શું?' સદા પૂછ છોડી 'હું-મારૂં';
પ્રવૃત્તિતણા પૂરનો પાર છે શું!
વિના પ્રશ્ન પૂછે, પછી શું? પછી શું? ૧૬

---

૧. પ્રાપ્ત થવાનું તે. ૨. યાદદાસ્ત. ૩. પંડને. ૪. પૂછયે. ૫. મરણ

## રસનાને ઉદ્દેશી—ઉપદેશ.

### પદ ૧ લું.

રાગ ધનાશ્રી.

રામરટણ તું કરે, ઓ રસના,[1] રામરટણ તુ કરે—ટેક.

રામરસે તું રસબસ[2] રહીને,
નામજ સાર્થક ધરે—ઓ રસના, રામ૦ ૧

ષડ્રસસ્વાદ,[3] ન એકજ હેતુ,
મૂળ હેતુ વિસ્મરે[4]—ઓ રસના, રામ૦ ૨

મિષ્ટાન્ને જો રહે મચેલી,
કાર્ય તા'રૂં કયમ સરે—ઓ રસના, રામ૦ ૩

લવરી કરવા લાંબી થઇ રખે,
નફ્ફટ થઇ નીસરે—ઓ રસના, રામ૦ ૪

વિનાપ્રયોજન વૈખરી[5] વધતાં,
ફોગટ ફેરા ફરે—ઓ રસના, રામ૦ ૫

પૂરવ[6]-પૂણ્યપ્રભાવથકી ખરે,
મનુષ્યમુખે તું ઠરે—ઓ રસના, રામ૦ ૬

મનુષ્યમુખે ઠરી રામરટણ કર્યે,
લક્ષચોર્યાશી[7] તરે—ઓ રસના, રામ૦ ૭

રામરટણનો મોટો મહિમા,
અનુભવી લે અંતરે—ઓ રસના, રામ૦ ૮

રામકૃષ્ણ ભગવાન ભણે તદા,
આઠે જામ[8] ઉચ્ચરે—ઓ રસના, રામ૦ ૯

---

૧. જીભ. ૨. મચેલી. ૩. ૭ રસનો સ્વાદ-ખારૂં. ખાટું, તીખું, કડવું, તૂરૂં, ગળ્યું. ૪. વિસરે. ૫. નકામું બોલવું—બકબકાટ. ૬. પૂર્વ=આગળના પુણ્યકર્મના પ્રતાપે કરીને. ૭. ચોર્યાશી લાખ જન્મ મનાય તેમાં જન્મમરણથી બચે. ૮. પહોર.

### પદ ૨જું.

[રાહ ઉપરનો.]

ગોવિન્દગુણ ઉચ્ચરે, મુખડલાં, ગોવિન્દગુણ ઉચ્ચરે—ટેક.

ગોવિન્દગુણ-અનુવાદ[1] વિના જો,
અન્યથી અર્થ ન સરે-મુખડલાં, ગોવિન્દ૦ ૧

અન્યોચ્ચાર અનર્થનું કારણ,
દેખીને દિલ[2] ડરે-મુખડલાં, ગોવિન્દ૦ ૨

સર્વેશ્વરનું સતત[3] સ્મરણ તે,
ષડરિપુને સંહરે[4]-મુખડલાં, ગોવિન્દ૦ ૩

તાપ[5] ત્રિવિધને તુરત સમાવી,
સ્વર્ગસદન[6] સચરે-મુખડલાં, ગોવિન્દ૦ ૪

કહે ભગવાન હરિગુણ ગાતાં,
ભવજલ[7] સહજે તરે-મુખડલાં, ગોવિન્દ૦ ૫

### પદ ૩જું.

[રાહ ઉપરનો.]

માયામાં શિદ મરે, ઓ મનડાં, માયામાં શિદ મરે—ટેક.

માયામાં નિત રહી મચેલું,
ભાર શિરે શિદ ભરે-ઓ મનડાં, માયામાં૦ ૧

માયામાં ગયું માર્યું સઘળું,
શું એ'ને સંઘરે-ઓ મનડાં, માયામાં૦ ૨

આશાતૃષ્ણા અળગી ત્યાગી,
પાપપંથ પરહરે[8]-ઓ મનડાં, માયામાં૦ ૩

આકરષી[9] વૃત્તિ અંતરમાં,
ખરી વાટે તું વળે-ઓ મનડાં, માયામાં૦ ૪

---

૧. બોલ્યા કરવું. ૨. મનમાં. ૩. નિરંતર. ૪. છ શત્રુ-કામ ક્રોધ ઇત્યાદિનો નાશ કરે. ૫. ત્રણ પ્રકારના તાપ-આધિ=મનના, વ્યાધિ=શરીરના અને ઉપાધિ = બહારના. ૬. સ્વર્ગરૂપી ઘર. ૭. સંસારસાગર. ૮. તજે. ૯. આકર્ષી=ખેંચીને.

કહે ભગવાન ખરે[૧] જો માયા,
પૂર્વપદે[૨] તું પળે—ઓ મનડાં, માયામાં૦ ૫

## પદ ૪થું.

[રાહ ઉપરનો.]

પ્રભુચરણે ચિત્ત ધરે, ઓ જીવડા, પ્રભુચરણે ચિત્ત ધરે—ટેક.

માયામાંહિ ફસાતાં ભૂલી,
મૂળ પદેથી પડે,—ઓ જીવડા, પ્રભુચરણે૦ ૧

જીવપણું પામ્યો જખ મારી,
હજુએ ન દિલ[૩] તું ડરે—ઓ જીવડા, પ્રભુચરણે૦ ૨

શિવથી જીવ થયો જો જાણી,
ઉત્રિમાં આંટા ફરે—ઓ જીવડા, પ્રભુચરણે૦ ૩

અનંત યોની[૪] અટવાયો તોએ,
આંખ ન કાં ઉઘડે—ઓ જીવડા, પ્રભુચરણે૦ ૪

મૃગ મંડાણ એ માયાકેરૂં,
અલગ એહને કરે—ઓ જીવડા, પ્રભુચરણે૦ ૫

પ્રભુચરણે ચેતી ચિત્ત ધરતાં,
નિજ સ્થાને જઇ ઠરે—ઓ જીવડા, પ્રભુચરણે૦ ૬

પ્રભુપ્રસાદ-પ્રકાશ[૫] પ્રકટતાં,
સ્વરૂપતણી સુઝ પડે—ઓ જીવડા, પ્રભુચરણે૦ ૭

તલ્લીનતા[૬]માં તદાકાર થઇ,
ત્વંપદ[૭] હુંમાં મળે—ઓ જીવડા, પ્રભુચરણે૦ ૮

ભેદબુદ્ધિ ભગવાન ભણે ટળી,
અભેદપદ[૮]માં ભળે—ઓ જીવડા, પ્રભુચરણે૦ ૯

---

૧. જો માયા છુટે-દૂર થાય. ૨. આગળના પદમાં-મૂળ રૂપમાં. ૩. દિલે. ૪. ઘણા ઘણા જન્મના ફેરા ફર્યો. ૫. ઈશ્વરની કૃપારૂપી અજવાળું. ૬. તેમાં લીન થવું=તેરૂપ થવું તે. ૭. તુંપણું-તું મારાથી જુદો છે એવો ભાવ. ૮. અદ્વૈતપણું—એકપણું.

## જીવને ઉપદેશ

### પદ ૧ લું.

(રાહ—ભાંગ્યાના ભીલુ થાજે રે બળવંત બેલી.)

શું સુતો જીવ અભાગી રે—જોની તું જાગી
રહ્યો કાળ તું[1] પૂઠે લાગી રે—જોની તું જાગી—ટેક.

જઠરામાં જળતો જ્યારે,
શું કોલ કર્યો તેં ત્યારે,
હરિભજન લીધું મુખ[2] માગી રે—જો૦—શું સુતો૦ ૧

બંધનથી બા'ર નિસરિયો,
તે વચન તું તુર્ત વિસરિયો,
માયાની સુરખી વાગી રે—જો૦—શું સુતો૦ ૨

આશા-અંધારી[3] બાંધી,
લાલચની લાપટ ખાધી,
તોય ભૂખ હજુ નહીં ભાંગી રે—જો૦—શું સુતો૦ ૩

અમુલખ[4] આ આયુષ્ય તારૂં,
એમ એળે ચાલ્યું સારૂં[5],
રહે લક્ષચોર્યાશી લાગી રે—જો૦—શું સુતો૦ ૪

જશે પૂણ્ય બધું પરવારી,
થશે ડોલમડોલ સવારી[6],
તોય ઉરતૃષ્ણા નહીં ત્યાગી રે—જો૦—શું સુતો૦ ૫

હજુ હજુ લે હરિનું શરણું,
જશે જીતી જન્મ ને મરણું,
ભગવાન થશે મહાભાગી રે—જો૦—શું સુતો૦ ૬

---

૧. તારીપૂઠે. ૨. મુખે. ૩. આશારૂપી અંધારી–બળદ તથા ઘોડાની આંખે બાંધે છે તે. ૪ અમૂલ્ય. ૫. આખું. ૬. પડતીનો વખત આવશે.

## સ્તુતિપ્રાર્થના.

### પદ ૨જું.

[રાહ—ઉપર પ્રમાણે—]

કરૂણાનિધિ, કરણા કરજો રે—કૃષ્ણ કૃપાળુ ;
દીન દાસતણાં દુઃખ હરજો રે—કૃષ્ણ કૃપાળુ.—ટેક.

માયા–મધલાળે[1] વળગ્યો,
અકળાઉં થાવા અળગો,
રહું રોમરોમ[2] હું સળગ્યો રે—કૃષ્ણ૦—કરૂણા૦ ૧

સંસારનું સુખ છે કેવું ?
જળ ઝાંઝવાંકેરૂં જેવું,
તલસીને તરસ્યા રહેવું રે—કૃષ્ણ૦—કરૂણા૦ ૨

ષટ–ઋતુ પૂઠે ભમતા,
રહે રાતદિવસ તે દમતા,
હરિગુણ ગાવા નવ ગમતા રે—કૃષ્ણ૦—કરૂણા૦ ૩

આશાબંધી તમ પાસ,
આવ્યો છું હે અવિનાશ,
કયમ જાઉં ફરી, હું નિરાશ રે—કૃષ્ણ૦—કરૂણા૦ ૪

બહુનામી[3] બિરદ જો ખોશો,
તો કરશે કોણ ભરોસો,
કદી અવગુણ મા'રા જોશો રે—કૃષ્ણ૦—કરૂણા૦ ૫

પ્રભુ પતીતપાવન નાથ,
છે સબળ તમારો સાથ,
ભગવાન, ગ્રહો ધરી હાથ રે—કૃષ્ણ૦—કરૂણા૦— ૬

---

૧. લાલચ=(મધુલાલસા). ૨. રૂવાંટીએ રૂવાંટીએ. ૩. ઘણા નામવાળા–જેનાં અસંખ્ય નામ છે એવા ઈશ્વર.

## પદ ૭મું.

[રાહ—આગળ પ્રમાણે—]

ગુણ અવગુણ લક્ષ ન લેશો રે—ગિરિવરધારી;
નિર્ભયપદ નિશ્ચે[1] દેશો રે—ભવભયહારી.—ટેક.

નહીં, નાથ, ગ્રહો કર મા'રો,
જશે એળે આ જન્મારો,
જેવોતેવો[2] પણ છું તા'રો રે—ગિરિ૦—ગુણ૦ ૧

જુઓ અંતર મા'રૂં તપાસી,
રહું આઠે પહોર ઉદાસી,
કરો શાન્તિ હવે સુખરાશી[3] રે—ગિરિ૦—ગુણ૦ ૨

ફર્યો જગતજાળમાં પૂરો,
ચગદાઇ થયો ચકચૂરો,
નથી અનુભવ એક અધૂરો રે—ગિરિ૦—ગુણ૦ ૩

આ લોકતણો જે લહાવો,
કરૂં દૂર હું તેનો દાવો,
સંતાપ હવે એ સમાવો રે—ગિરિ૦—ગુણ૦ ૪

નથી એથકી કોઇ ધરાતું,
દિસે આયુષ્ય એળે[4] જાતું,[5]
બળવંતા, બેસી થા તું રે—ગિરિ૦—ગુણ૦ ૫

અનુગ્રહી[6] દે ચરણનિવાસ,
કરી પૂરણ[7] ઉરઅભિલાશ,
ભગવાન ગણી નિજ દાસ રે—ગિરિ૦—ગુણ૦ ૬

---

૧. નિશ્ચય. ૨. ગમે તેવો નબળો. ૩. સુખનો ઢગલો-ભંડાર. ૪. નકામું. ૫. જતું. ૬. પાસે લઈને-પોતાનો કરીને. ૭. પૂર્ણ.

## પદ ૪૫ું.

[રાહ—આગળ પ્રમાણે—]

બંધન બહુ ભવનું કાપોરે—દીનદયાળુ ;
નિજ દાસ કરીને થાપો રે—દીનદયાળુ—ટેક.

નિજના કરી જેને ધાર્યા,
સંકટ સરવે[1] સંહાર્યાં,
એવા ભક્ત ઘણાને[2] તાર્યા રે—દીન૦—બંધન૦ ૧

બળતો તેં સુધનવા ઉગાર્યો,
પ્રહલ્લાદને પ્રેમે તાર્યો,
સુદામાતણો દોષ સુધાર્યો રે—દીન૦—બંધન૦ ૨

કાંધો સુખિયો સજન કસાઇ,
અવઘડ વેગાએ ધાઇ,
તુજ કીર્તિ જેણે ગાઇ રે—દીન૦—બંધન૦ ૩

તારી ગૌતમઋષિની નારી,
ગુણિકા તેં અધમ[3] ઉધારી,[4]
સવરીની આશ વધારી રે—દીન૦—બંધન૦ ૪

દ્રઢ ભક્તિ જેણે ધારી,
થયા તું પદ[5]ના અધિકારી,
કેમ દ્રઢતા ડગશે મા'રી રે—દીન૦—બંધન૦ ૫

કરૂણાળુ કર શિર[6] ધારો,
પ્રભુજી, ભવપાર ઉતારો,
ભગવાન ભરોસો તા'રો રે—દીન૦—બંધન૦ ૬

---

૧. સર્વે. ૨. ઘણા ભક્તને. ૩. નીચ. ૪. ઉદ્ધારી—ને ઉદ્ધાર આપ્યો. ૫ તારા પદને યોગ્ય. ૬. શિરે—માથા ઉપર.

## ઉપદેશ—ચાબખા.

### પદ ૧ લું.

( રાહ—જોઇ લોને જગતના બાવા રે, ધર્યા ભેખ ધુતીને ખાવા. )

મુરખા, મિથ્યા તે શું મલકાવું રે, આખર જમહાથે જાવું—ટેક.

ધર્મ અધર્મ કંઈ જોતા નથી ને તારે ધન પાછળ ધાવું,
લાખો કરોડો તું જમા કરે તેમાં, તારે શું હાથ સા'વું રે—મુ૦ ૧

માથાની તાલ[1] તેનો ખ્યાલ નથી રે, તારે મુછોએ તાલ[2] દેવું,
રાવણ જેવાનો જોને વૈભવ રહ્યો નહિ તારૂં તે શું કહેવું રે—મુ૦ ૨

જોબન ધનના જોરમાં તે જાણ્યું અલ્યા ખાનપાન સોહવું.[3]
રિદ્ધિ ને સિદ્ધિ સૌ રહેશે ઠેકાણે જોને, મેલીને સર્વ જાવું રે—મુ૦ ૩

હુંમમતામાં તને ઘડીએ ન ગોઠવું અલ્યા ગોવિન્દગુણ ગાવું,
ભણે ભગવાન રહીું લક્ષચોર્યાશીના-ફેરમાં અટવાવું રે—મુ૦ ૪

### પદ ૨ જું.

મનડું માયામાં મોહ્યું રે, અંતર ઝાંખી નવ જોયું—ટેક.

ગર્ભની વેદના તું ગયું ભૂલી જ્યાં જૂઠું જગત જોયું,
આપ્યાં વચન તે તો આપે[4] અવરાયાં, ખખડયું જ્યાં ખોયું[5] રે—મ૦ ૧

બાળપણે ભૂંડાં રમતગમતમાં તું હસ્યું અને રોયું,
સમજણ આવતાં સગાંસબંધીના–સાથમાં ઠીક સો'યું[6] રે—મ૦ ૨

પૂર્ણવયે તો પ્રેમી પ્રેમદાને પેખી તું–પ્રેમરસમાં પ્રોયું[7],
મનુષ્યશરીર મોઘું વિવેક ન વાવર્યું, ધૂળમાં તે ધોયું રે—મ૦ ૩

જરજરીભૂત જ્યારે જાત થઇ આવ્યા ત્રે જાગી જરા જોયું,
ભણે ભગવાન ભૂંડાં ભોળવાઈ એમ તેં આખું આયુષ[8] ખોયું રે—મ૦ ૪

---

૧. માથાના બાલ ઘસાઇ ગએલો ભાગ. ૨. મગરૂબીથી મુછે હાથ ફેરવવો. ૩. સોહાવવું=ધારણ કરવું-માં મચ્યા રહેવું. ૪. પોતે. ૫. ઝોળી-ઘોડિયું. ૬. સોહ્યું=શોભ્યું. ૭. પોરવાયું. ૮. આયુષ્ય=આવરદા.

## મનનો પશ્ચાત્તાપ—પ્રાર્થના.

### કાફીની હોરી—૧.

પ્રભુજી, ભવપાર ઉતારો—અનર્થ ન જોશો મારો—પ્રભુજી૦—ટેક.

તૃષ્ણાતરંગમાં વહ્યો જાઉં છું, ક્યમ કરી પામું હું આરો.-(હેરી-૨);
આમતેમ અથડાઇ મરૂં છું, વળમાં હું વાર હજારો—
 ગ્રહી કર, નાથજી, તારો—પ્રભુજી૦ ૧

એકથી એક અધિક મેળવવા, ઉર્મી[1] ઉઠે છે અપારો—(૨);
અતૃપ્ત ઉર થતું રહે અદકું, કરતું રહે તે પસારો—
 જીવ એ ક્યાં ઠરનારો—પ્રભુજી૦ ૨

આશાઅશ્વે આરૂઢ થૈને, ઉંચે ઉંચે ઉડનારો—(૨);
આભ ઓંડળમાં લેવા ધારૂં, નિત્ય નવું ઝંખનારો.—
 અન્ય નહીં આવે વિચારો—પ્રભુજી૦ ૩

માયા મોહમાં રહી મચેલો, મૂગા પડે બહુ મારો—(૨);
શ્વાનસમો અવતાર ભોગવું, હટ હટ[2] પામું હજારો—
 તોએ મુખ તાલ દેનારો—પ્રભુજી૦ ૪

ત્રિવિધ વિષયમાં વ્યગ્ર રહી મન, વિષનો કરે છે વધારો—(૨)
પૂર્ણ પ્રસરતાં નાશજ નિશ્ચે, નરકનિવાસ નકારો—
 નહીં જ્યાં નિકળવા–વારો—પ્રભુજી૦ ૫

ગગડી બેઠો જ્યારે સર્વ ગુમાવી, આડી વાટે વળનારો—(૨)
નિર્ભય થૈને નાચ્યો ઘણુંએ, નફફટ છેક નઠારો—
 આશ્ચર્ય શું! થાઉં અકારો[3]—પ્રભુજી૦ ૬

પુણ્ય હશે તે જતાં પરવારી, ઠાલી આ હોય ઠઠારો[4]—(૨);
ભય ભગવાન સવેળો ભાળી, દીન કરૂં છું પુકારો—
 દયા દિલ[5] નાથ, ધારો—પ્રભુજી૦ ૭

---

૧. ઈચ્છા. ૨. ફિટકાર. ૩. અકારો થાઉં તેમાં. ૪. ઠાઠમાઠ. ૫. દિલે.

## હોરી ૨૭.

નાથજી, નવ થઈએ નમ્હેરા—મ્હેર ઉર રાખો સમ્હેરા[1]—ના૦—ટેક.
શરણુ આવ્યો પ્રભુ સઘળે ભટકી, છક્કડ ખાઈ સવેળા—(૨).
અથડાયો બહુ આડવાટમાં, ફોગટ ફરતો ફેરા—
ભમ્યો બહુ ઘાટ અંધેરા—નાથ૦ ૧

સદયહૃદય પ્રભુ દીનદયાનિધિ, દાસથી થાઓ ન ટેરા[2]—(૨)
કૃપાનાથ ગ્રહી કર લો સોડે, ભય આ ભાંગો અનેરા[3]—
પ્રેરો નિજ પંથ ઉજેરા[4]—નાથ૦ ૨

જેવો તેવો પણ દાસ હું તારો, કરીએ ન ફેરાપેરા[5]—(૨)
ઓથ દઈ આઘા નવ રહીંએ, એ તો છે નફ્ફટવેડા—
ઘટે ન એ ઘાટ અતેડા—નાથ૦ ૩

નાથ, અનાથ છું અજ્ઞ અબળ હું, અવગુણ અનંત ભરેલા—(૨)
દાસતણા પ્રભુ દોષ ન જોશો, ડુંગર દોષે વળેલા—
મનુષ્યે તે સહજ મળેલા—નાથ૦ ૪

નિર્દોષી તો સહજ સ્વરૂપે, રે'છે તુંમાં ભળેલા.—(૨)
પતિતપાવન તુજ શરણુથી, પદ[6]ને પામ્યા પડેલા[7]—
નથી તેને દોષ નડેલા—નાથ૦ ૫

દીનનાથ દીનબંધુ દયાળુ, દોષ દળો જે ઘણેરા[8]—(૨)
સૃષ્ટિક્રમને અનુક્રમતાં તો, કદીએ ન કુકર્મ ફેરા—
પામર જન પામે છેરા[9]—નાથ૦ ૬

અનુગ્રહ કીધો તેં ભક્ત અનેકનો, આવીને અવઘડવેળા—(૨)
ભક્તવત્સલ ભગવાન સંભાળો, ભય ભાંગી ભવફેરા—
ટાળો આ ચોર્યાશીના ફેરા—નાથ૦ ૭

---

૧. મ્હેરવાળા-દયાળુ, નમ્હેરાથી ઉલટો. ૨. ટેડા=વાંકા. ૩. નઠારા ૪. ઉજળા=પ્રકાશવાળા. ૫. વાંધાસાંધા કાઢવા તે. ૬. તારા પદને=ઈશ્વરપદને. ૭. પડેલાઓ=પાપીઓ. ૮. ઘણા. ૯. છેડા=પાર=અંત.

## સંસારસુખ—સ્વપ્નવત્.

રાગ—આશાવરી.

સુખ સંસારતણું છે સ્વપનું, શું કહે મ્હારૂં મ્હારૂં રે—
મિથ્યાને તેં માન્યું સાચું, કોણ તું ને શું ત્હારૂં રે—સુખ૦—ટેક.
માત તાત અરૂ[1] ભ્રાત સહોદર, વનિતા તે પણ વારૂ રે;
સ્વાર્થતણું છે સગપણ સઘળું, આખર નહિ કોઇ ત્હારૂં રે—સુ૦ ૧
સંચપ્રપંચ સકળ સૃષ્ટિના, સુખ મેળવવા સારૂ રે,
નહીં સુખનું જે સુખ માન્યું તે, આખર દુખ દેનારૂં રે—સુ૦ ૨
ભોગવિલાસે હિંડે ભમતો, જાણે આવ્યું વ્હારૂં[2] રે;
વિષયારસનું પાન વિષવત, લેશ ન લાગે અકારૂં રે—સુ૦ ૩
ધંન, ધરા, ને ધામે ધાતાં, ચિત ફટક્યું રહે અહારૂં રે;
પ્રભુચિન્તવન પર પ્રેમ ન પલટે, પંચ વિષયસુખ ખારૂં રે—સુ૦ ૪
વિવેકવણ વલખાં માર્યામાં, પરિણામે શું સારૂં રે;
ભવભયહર ભગવાન ન ભાળ્યા, ફૂટ્યું ભાયગ ત્હારૂં રે—સુ૦ ૫

## સાચું સુખ.

રાગ—ઉપર પ્રમાણે.

સાચું સુખ છે સ્વરૂપ શોધ્યામાં, મિથ્યા હું ને મ્હારૂં રે—
આત્મપ્રકાશ ન પ્રગટે ત્યાં લગ, અંતરમાં અંધારૂં રે—સા૦—ટેક.
માયાપાશે મોક્ષમતિનું, બંધ કર્યું છે બારૂં રે;
આવ્રણ[3] અળગું થાતાં પ્રગટે, અંતરમાં અજવાળું રે—સા૦ ૧
ભક્તિભાવે પ્રેમ પ્રગટતાં, જગત લાગશે ખારૂં રે;
અંતરશુદ્ધિ થાતાં આપે, પાપ દૂર પળનારૂં રે—સા૦ ૨
શુદ્ધિ થાતાં સ્વરૂપ સાંપડે, ભૌતિક[4] દેહથી ન્યારૂં રે;
સત્યાસત્ય વિવેકે એ વિધ, મુમુક્ષુપદ મળનારૂં રે—સા૦ ૩

---

૧. અને. ૨. ઓચિન્તો ઉમળકો. ૩. આવરણ. ૪. પંચભૂતનો બનેલો.

પંચીકૃત[1] કરી ભાગત્યાગ[2]થી, સ્થૂળ[3] સહજ સમનારૂં રે;
સૂક્ષ્મ[4] કારણે[5] ક્રમથી સમતાં, સ્વરૂપજ સાંપડનારૂં રે—સા૦ ૪
પૂરણ બ્રહ્મ તું સ્વયંપ્રકાશી, શુદ્ધ સ્વરૂપ ઉજીઆરૂં[6] રે
ભવબંધન ભગવાન ન ભાળે, ટળતાં યમ હું-મ્હારૂં રે—સા૦ ૫

## બોધવચન.

### મનહર છંદ.

તુજ વાળ કાળા અવસ્થાએ-શ્વેત તે પણ થાય છે,
જો વિચારી કાળાશ મનનો, તોય લેશ ન જાય છે;
ઉમ્મર થયે શરમાઇ એ વિધ[7], વાળ તજતા શ્યામતા,
પણ મલિન મન નિર્લજ્જને, નહિ લાજ તેની સર્વથા. ૧
નવ વિચારે મન[8] માનવી, કર્તવ્ય ત્યાં જે નવનવું;
સુવિચાર, સાર-અસાર સમજી, સુધરતા નિત્યે જવું;
મન વાળી એ વિધ વિચરો, વર્તન સુધારો સર્વદા,
સંસ્કાર શુદ્ધજ સાધવા-માં શર્મ ના રાખો કદા. ૨
નિત ચાહી સુખ નાનાવિધિ, મન કામનાભક્તિ કરે,
નવ થાય તું નિષ્કામ તો, શુધ ભાવના ક્યાંથી સરે;
જ્યાં સુધી શંકા નવનવી, સંકલ્પ તા'રા નવ ટળે,
ત્યાં સુધી પૂરણ બ્રહ્મમાં, તુજ પ્રેમ તે ક્યાંથી પળે. ૩
જવ શુભાશુભ[9] સંચિતનું-ફળ ભોગવતાં તે દૂર ટળે,
સંસ્કાર શુદ્ધજ સાધવા, ક્રિયમાણ શક્તિને[10] બળે;
એથીજ સત્યાસત્યવસ્તુ-વિવેક વેગે આવશે,
ભગવાન આત્મસ્વરૂપમાં, સ્થિતિ સહજમાં એવિધ થશે. ૪

---

૧. પંચભૂતના ભાગ જૂદા પાડવા. ૨. એકએકમાંથી ભાગ કાઢી નાખવા. ૩.-૪.-૫.-શરીર સ્થૂલ, સૂક્ષ્મ, ને કારણ. ૬. ઉજિયારૂં=ઉજળું. ૭. એ વિધિએ=એ રીતે. ૮. મને=મનમાં. ૯. એકઠાં થયલાં કર્મનું ફળ ભોગવતાં. ૧૦. મનુષ્યપ્રાણીમાં કંઈ નવું કરવાની શક્તિ અપાયલી છે તેને જોરે.

## ઉપદેશ-અક્ષરકોટી[1]

### પદ ૧ લું

[રાહ—ઉપર પ્રમાણે.]

મન મારી રે, જોની તું જીવ વિચારી
થશે આખર શી ગતિ તા'રી—
ધીર ધારી શું, બેઠો અબુધ અવિચારી—થશે૦—ટેક.

કર્યાં કર્મ તેં કારમાં કારી[2] રે,
ખાઇ ખોટ ખમી તેં ખુવારી રે,
ગઈ ગાંઠ[3] ગણાયો ગમારી[4] રે
ઘણું ઘૂમ્યો રે, ઘાટ[5]માં ઘાલી અંધારી—થશે૦—૧

ચોર ચિત્તે ચંચળતા ચંચારી[6] રે,
છકયો છંદે છૂપા છળકારી રે,
જાણી જોબન-જોરમાં જારી[7] રે,
ઝંખવાયો રે, ઝાંખીને ઝાંઝવાં[8]-વારી—થશે૦—૨

ટક્કર ખાઇ પડયો ટેક ટાળી રે,
ઠરસે ઠીક ફર્યો ઠાઠ ઠાલી રે,
ડણું[9] ડોળનું ડોકે ડાલી[10] રે,
ઢોર પેઠે રે ઘર તાણે આંખો ઢાળી—થશે૦—૩

તાપ ત્રિવિધિએ ફરતો તાતો રે,
થાકયો તોય નથી થીર થાતો રે,
દવ દુઃખનો દિલ દવાતો રે,
ધરાયો નહીં રે, ધામધરા ધન ધારી—થશે૦—૪

---

૧. અક્ષરની યુક્તિસિદ્ધ અમુક ગોઠવણી. ૨. ઘણાંજ હાનિકારક. ૩. ગાંઠે બાંધેલી-એકઠી કરેલી દોલત. ૪. ગાંડો—અક્કલ વગરનો. ૫. પ્રપંચ. ૬. ચચારીને—વારંવાર ટોકીને. ૭. વ્યભિચાર. ૮. પાણી-ખારની જગામાં સૂર્યના પ્રકાશથી દેખાતો પાણીનો ભાસ. ૯. ભારે લાકડાની આડી. ૧૦. ડાલીને (હિન્દુ૦)—નાખીને.

નારીનેત્ર[1] ન શકતો નિવારી રે,
પરધન પરનિન્દા પ્યારી રે,
ફરે ફોગટ કરતો ફુલારી રે,
બહુ બંધનમાં બંધ, ન બચવા[2] બારી—થશે૦—૫

ભજે ભાવે ન ભવભયહારી રે,
મતિ મૂળ મુદ્દે ગઇ મારી રે,
યમદૂતની આખર યારી[3] રે,
રડી રહેશે રે, રાંક બનીને લચારી[4]—થશે૦—૬

લાભ આવ્યો જે લેવા માટે રે,
વળ્યો મે'લી તે અવળી વાટે રે,
શર[5] કીધો વિષય શિર સાટે રે,
ષટ્રિપુએ રે, સાંકળ્યો સંખલા[6] ધારી—થશે૦—૭

સદવાંસના થાય જો સારી રે,
હજુ હોય ઉગરવા-વારી[7] રે,
ક્ષય પામી ગયો પરવારી રે,
જ્ઞાનદષ્ટે રે, આળ એ નાખ ઓવારી[8]—થશે૦—૮

અલ્યા, જૂઠો આ જગજંજાળ રે,
ઇચ્છારહિત થૈ આવરણ[9] ટાળ રે,
ઉર અંતરવૃત્તિ તું વાળ રે,
ભગવાન થશે, આત્મસ્વરૂપ-અધિકારી—થશે૦—૯

---

૧. સ્ત્રીની આંખ-કટાક્ષ. ૨. છુટવાનો રસ્તો. ૩. દોસ્તી. ૪. લાચાર-લઇલાજ-નિરૂપાય. ૫. કબજે કીધો-પોતાનો કરી રાખ્યો. ૬. સાંકળ નાખીને બાંધી લીધો. ૭. બચવાની તક. ૮ ઓવારી નાખ=ઓગાળી નાખ.-માથેથી કાઢી નાખ. ૯. આવરણ=પડદો—ઢાંકણ=(અજ્ઞાનનો).

પદ રજું.

[રાહ ઉપરનો.]

મંદ ભાગી રે મિથ્યા તે શું મલકાવું,
થશે પાછળથીરે પસ્તાવું.
જંજાળી જીવ, ફોકટ શું રે ફુલાવું.
થશે પાછળથી રે પસ્તાવું—ટેક.
દડબડ દડબડ શું દોડે રે,
શું મિથ્યા મૂછ મરોડે રે,
અલ્યા, કાળ તને કાં છોડે રે,
આખરતોરે જરૂરપણે છે જાવું—થશે પા૦—૧
રે'તો તેલ ફુલેલે તાતો રે,
ચોળી અરગજા આનંદ થાતો રે,
ઉના પાણી વિના નહિ નહાતો રે,
આખર તો રે ટાઢે પાણીએ ટહાવું—થશે પા૦—૨
નહીં નબળું ભોજન ભાવે રે,
શોધી શોધી સરસ વસ્તુ લાવે રે,
બહુ સ્વાદ કરીને તું ચાવે રે,
આખર તો રે ખાંડીને પડશે ખાવું—થશે પા૦—૩
સજી શૈયા તે ઊંચી તરતી રે,
બાંધી મચ્છરદાની ફરતી રે,
નિચે સૂતાં તો ભોંયજ નડતી રે,
આખર તો રે પૃથ્વિ વિષે પથરાવું—થશે પા૦—૪
સ્હેજ તાપથી રહે અકળાતો રે,
બહુ બાગબગીચે તું જાતો રે
ઢોળી પંખા પવન ખુબ ખાતો રે,
આખર તો રે અગ્નિ મહીં અકળાવું—થશે પા૦—૫

કો ન અંતર આણુતો શર્મ રે,
શું આ હોય તું કરતવ કર્મ[1] રે,
ભગુ ધાર્યો શું એ તુંજ ધર્મ રે,
આખર તો રે આત્મસ્વરૂપ ઘટે જાવું—
પડે પાછળથી રે પસ્તાવું—થશે પા૦—૬

પદ ૭જું.

[રાહ ઉપર પ્રમાણે.]

અવિનાશીરે આવાગમનથી ઉગારો,
ભગવાન, ભરોસો છે ત્હારો ;
દીન બંધુરે, દાસે દયા દિલ ધારો.—ભગવાન—ટેક.
આડી વાટે વિશેષ વિચરતો રે,
કદી ફોગ ફુલાલી હું ફરતો રે,
કુડાં કર્મ કર્યે નવ ડરતો રે,
દુ:ખદરિયે રે, ડુબ્યો ન દેખે આરો—ભગવાન—૧
જાણે જીવું હું વર્ષ હજારો રે,
ભોગ ભોગવું આ ભવ સારો[2] રે,
પ્રભુપંથ ન લાગતો પ્યારો રે,
બુડતાને રે, બાંહ્ય ગ્રહીને ઉગારો.—ભગવાન—૨
આશા તૃષ્ણાની માંહ્ય તણાતો રે,
પાપપંથે તું રહે છે પળાતો રે,
હતભાગી તું નિત્ય હણાતો રે,
નવ સુઝે રે, મારગ તુજને સારો.—ભગવાન—૩
માયા માંહે રહે મદમાતોરે,
દીશે ડુબ્યો તોયે ન દબાતો રે,

---

૧. તું કરતવ્ય કર્મ=તુજ કરતવ્ય કર્મ-તારે કરવા યોગ્ય કામ.
૨. આ ભવ સારો—(સારો=આ આખી જીંદગીમાં)

ગુણ ગોવિંદના નથી ગાનો રે,
અંત કાળે રે, ઉગરવાનો ઊધારો,
ભણુ, ભવબંધન કર બા'રો.—ભગવાન—૪

## ઉપદેશ અક્ષરમાળા.

[રાહ—કક્કા કર સદગુરૂનો સંગ.]

કક્કા કર કરવાનું કામ, આવ્યાનું કર સાર્થક આમ;
સુકૃત–સંચય છોટું ગર્થ[1], વૃદ્ધિ કર વણ ખરચે વ્યર્થ;
વ્યાજ વધારી દોઢત્ર દામ, કક્કા કર કરવાનું કામ. ૧

ખખ્ખા ખોટતણો વ્યાપાર, અનર્થ આ ગાળે અવતાર;
પાપથકી પાછો નવ વળે, પંચવિષય નહિ પ્રભુમાં પળે;
સમજ્યો નહિ તું સારાસાર, ખખ્ખા ખોટતણો વ્યાપાર. ૨

ગગ્ગા ગરથ ગાંઠનું ગયું, હું–મમતામાં આવી[2] રહ્યું;
સ્ત્રી, ધન માન્યું સુખનું ધામ, પાપપુન્જ[3] જેનો પરિણામ;
પુણ્યપદારથ[4] પૂરૂં થયું ગગ્ગા ગરથ ગાંઠનું ગયું. ૩

ઘઘ્ઘા ઘોર અંધારી રાત, લોભ–લલૂના મારે લાત;
માયા–અભ્ર[5] આવરે ઘાટ, વિવેકવિદ્યુત[6] સૂચવે વાટ;
માયા બળથી પડે પછાત, ઘઘ્ઘા ઘોર અંધારી રાત. ૪

ચચ્ચા લક્ષચોર્યાશી વાર, ભટકયો ભૂલ્યામાં નિરધાર;
જન્મમરણ અંધારો દૂર્ગ,[7] મનુષ્યદેહ નિકળવા માર્ગ;
ખજવાળ્યામાં[8] ખોશે દ્વાર, ચચ્ચા લક્ષચોર્યાશી વાર. ૫

છછ્છા એમ છલ્યો બહુ વાર, જો ચેતે તો થા તૈયાર;
ખજવાળ્યાનું નોહે[9] કામ, દ્દઢતાથી ધારી હિયે[10] હામ;
માર્ગ શોધીને નિકળ બહાર, છછ્છા એમ છલ્યો બહુ વાર. ૬

---

૧. એકઠું કરેલું ધન. ૨. હું–મમતા એટલુંજ ગર્થ રહ્યું. ૩. પાપનો ઢગલો. ૪. પદાર્થ=વસ્તુ. ૫-૬-૭. કોટ ૮. એકજ બારણાવાળા કોટમાં આંધળો હાથ ફેરવી બારણું શોધતો ચાલતો હોય, ને બારણા આગળ આવતાં ખજવાળવામાં હાથનો ઉપયોગ કરે કે બારણું વટી જાય તે પ્રમાણે. ૯. નોય–ન હોય. ૧૦. હિયે–હૈયે=હૈયામાં.

જજ્જા જોર નકામું કરે, ઉલટથાપમાં નિશદિન ફરે;
જુક્તિથી તું ઝામ્યો ઘણો, જાય ભાળ્યો નહિ કાળજતણો;
જમ આગળ જુક્તિ નવ સરે, જજ્જા જોર નકામું કરે. ૭
ઝઝ્ઝા જળ આ ઝાંઝવાંતણાં, પાન[1] ગણી પિડાયા ઘણા;
સમજ્યા જે કો પાછા વળ્યા, પાનાતુરના પ્રાણજ પળ્યા;
મંદભાગ્ય એમાં શી મણા, ઝઝ્ઝા જળ આ ઝાંઝવાંતણાં. ૮
ટટ્ટા ટીલાં-ટપકાં કરે,[2] કાર્ય ક્યાંથી તા'રૂં સુધરે;
ઊપરથી આડંબર[3] ધરી, ખોજ નહીં જ્યાંસુધી ખરી;
ડોળ થકી નવ ઇશ્વર ડરે, ટટ્ટા ટીલાંટપકાં કરે. ૯
ઠઠ્ઠા ઠાઠ સૌ ઠપકા કાજ, રમતથકી નવ રીઝે રાજ;[4]
ઠાઠથકી ઠીઠોળી[5] થાય, મળવા કરતાં ભ્રમણું જાય;
સાદવટે સાચવ મૂળ સાજ, ઠઠ્ઠા ઠાઠ સૌ ઠપકા કાજ. ૧૦
ડડ્ડા ડોળ ડહાપણનો કરે, મિથ્યા ફાંફાં મારી મરે;
કે'ણી રે'ણીમાંજ કત્રાણ, પાખંડજ મો'ટા પાષાણ;
કોટે પા'ણ[6]ને ક્યાંથી તરે, ડડ્ડા ડોળ ડહાપણનો કરે. ૧૧
ઢઢ્ઢા ઢાલ-ધર્મ નહિ કને, મિથ્યા મર્દ શું કરવા બને?
મર્દાઇમાં તું માર્યો જાય, રક્ષણ[7] વિણ રણજીત ન થાય;
ચેને તો ચેતાવું તને, ઢઢ્ઢા ઢાલ-ધર્મ નહિ કને. ૧૨
તત્તા ત્રિવિધિ ટળતાં તાપ, માયાબળનું જડશે માપ;
અંકાશે તે આવી અડે, રહી દાળમાં લેશ ના નડે;
ઓળખ થાશે આપોઆપ, તત્તા ત્રિવિધિ ટળતાં તાપ. ૧૩
થથ્થા થોથાંથી નહિ થાક, આયુષ આગળ આડો આંક;
થોથાં વાંચે[8] થાકી જશે, ધાર્યો કરતાં ઉલટું થશે;
જ્યમ ફરશે ત્યમ ચઢશે ચાક,[9] થથ્થા થોથાંથી નહિ થાક. ૧૪

---

૧. પીવાનું-પાણી. ૨. કર્યે. ૩. ડોળ. ૪. રાજા—ઇશ્વર. ૫. મશ્કરી. ૬. પત્થર. ૭. રક્ષણ કરનાર. ૮. થોથાં વાંચે=પુસ્તકો વાંચ્યાથી. ૯. ચાકે.

દદ્દા તું દિલમાં નવ ડરે, જેમ ફરે તેમ ભારજ ભરે;
અનેક સંચિત[1]નું જે આળ, પુરૂષપ્રયત્ને તે તું ટાળ;
સંચિત રહે[2] સ્વાર્થ ના સરે, દદ્દા તું દિલમાં નવ ડરે. ૧૫

ધધ્ધા ધીરજ ધાર્યું કેમ, જાશે આખર આવ્યો જેમ;
આતુર થૈને આગળ ચાલ, શું કરવાનું તે સંભાળ;
આળસમાં રહે એમનોએમ, ધધ્ધા ધીરજ ધાર્યું કેમ. ૧૬

નન્ના નવધા ભકિત[3] વડે, ઇશ્વરપદ સુધી તું ચડે;
પછી થતાં તેમાં તદરૂપ, થૈ અદ્વૈત જો આપસ્વરૂપ;
મોક્ષમાર્ગ એમ જુગતે[4] જડે, નન્ના નવધા ભકિત વડે. ૧૭

પપ્પા પૂર્ણ થવા જો ચહાય, શાસ્ત્રક્રમે તું ચાલ્યો જાય[5];
ક્રમે ક્રમે ચઢતાં સો ચઢે, કૂદવા જાય તો પાછો પડે;
સમયે સો આપાપે[6] થાય, પપ્પા પૂર્ણ થવા જો ચહાય. ૧૮

ફફ્ફા ફાંફાં મારે ફોગ, હું મમતાનો મો'ટો રોગ;
માયા ટળતાં મૂળજ બળે, જન્મમરણનું જોખમ ટળે;
એ ઉપરમ[7]નો કર ઉદ્યોગ, ફફ્ફા ફાંફાં મારે ફોગ. ૧૯

બબ્બા બંધનનો જો ભેદ,[8] જીવ–ઇશ્વરનો જ્યાં લગ ભેદ;
કોહં કસ્ત્વં કરતાં શોધ, તત્વમસી[9]નો થાશે બોધ;
ખોજ કરંતાં[10] ટળશે ખેદ, બબ્બા બંધનનો જો ભેદ. ૨૦

ભભ્ભા એ વિધ ભાંગે ભૂલ, આતમતા[11] પામે અણમૂલ્ય;
'અહં બ્રહ્મ'[12] એમ થાતાં ભાસ, હુંપદ આપે પામે નાશ;
થૈ રહેશે જે છે તે મૂળ, ભભ્ભા એ વિધ ભાંગે ભૂલ. ૨૧

---

૧. એકઠાં થયલાં કર્મ. ૨. રહ્યે–રહ્યાથી. ૩. નવ પ્રકારની ભક્તિ (જોવું–ટીકા). ૪. જુક્તિએ–યુક્તિએ. ૫. જાય=જા. ૬. આપ–આપે=પોતાની મેળે. ૭. ઉંચી દશાએ પહોંચવું તે. ૮. યુક્તિ. ૯. 'તે તું છે' એ ઉપદેશવચન. ૧૦. કરંતાં=કરતાં. ૧૧. આત્મતા—પોતાપણું–બ્રહ્મસ્વરૂપ. ૧૨. 'હું (પોતે) બ્રહ્મ છું' એ ઉપદેશવચન.

મમ્મા મો'ટું મો'ટું કહે, લક્ષ કરે તો સહજે લહે;
પંચિકૃત[1] કરતાં પરખાય, ભાગત્યાગ[2]થી સઘળું જાય;
સઘળું જાતાં સત્યજ રહે, મમ્મા મો'ટું મો'ટું કહે. ૨૨
યય્યા યમથી જો તું ડરે, આત્મજ્ઞાનનો ઉદ્યમ કરે;
સ્થૂળ[3] સૂક્ષ્મ[4] જ્યાં જૂદાં પડે, કારણ[5] કારણમાં જે અડે;
બ્રહ્મરૂપ થૈ બ્રહ્મે ભળે, યય્યા યમથી જો તું ડરે. ૨૩
રર્‌રા રંગ તે મૂળ અનૂપ, સત્–ચિત્–આનંદ[6] શુદ્ધ સ્વરૂપ;
અન્ય રંગથી મેલજ ચઢે, જેમ ચઢે તેમ જૂદો પડે;
રંગે કાઢતાં બને કુરૂપ, રર્‌રા રંગ તે મૂળ અનૂપ. ૨૪
લલ્લા લોહ–ગ્રહ[7] પારશ ધર્યો, આવરણે તેને આવર્યો;[8]
પારશ સ્પર્શ ન થાએ એમ, લોહ બને સુવર્ણજ કેમ?
આવરણનો ઉપાય ન કર્યો, લલ્લા લોહ–ગ્રહ પારશ ધર્યો. ૨૫
વવ્વા વિષય–વાસના[9] જેહ, આત્મ–પારશે[10] આવરણ એહ;
ટળતાં પારશ સ્પર્શજ થાય, લોહ–કાય કાઞ્ચન બની જાય;
જીવ શિવ જૂદાઇ એહ, વવ્વા વિષય–વાસના જેહ. ૨૬
શશ્શા શાસ્ત્રની સવળી વાત, સદ્દગુરૂથી સમજે સાક્ષાત;
વણસમજે[11] વિપરીત અનુભવે, જેમ પોપટ મુખ રામજ લવે;
ગુરૂગમ[12] વણ એ ગધંવલાત, શશ્શા શાસ્ત્રની સવળી વાત. ૨૭
ષષ્ષા ષટ્દર્શન[13] શું કહે, મતવાદી મતભેદજ લહે;
ગતિ જેટલે તે ત્યાં જાય, આખર જેને અટકે ત્યાંય;
સમતોલે[14] તો સારજ ગ્રહે, ષષ્ષા ષટ્દર્શન શું કહે. ૨૮

---

૧. (જોવું પા૦). ૨. (જોવું પા૦). ૩. ૪. ૫. (જોવું પા૦). ૬. ઈશ્વરનું મૂળ આનંદરૂપ સ્વરૂપ. ૭. લોઢાંનું ઘર.—લોઢાના ઘરમાં પારશમણિ મૂકેલો છે ૮. તેને પડદાએ ઢાંકેલો છે, એટલે લોઢાંને તેનો સ્પર્શ થતો નથી. ૯. પંચેન્દ્રિયના પંચવિષયના ભોગવિલાસની ઈચ્છા. ૧૦. આત્મારૂપી પારશમણિના ઉપર. ૧૧. વણસમજ્યે=સમજ્યા વગર. ૧૨. ગુરૂએ આપેલી સમજ. ૧૩. છ શાસ્ત્ર—(જુઓ પા૦). ૧૪. સરખાવી જુએ.

સસ્સા સુન્દર વેશ વિશેષ[1], ભૌતિક[2] એ તા'રો નહિ દેશ ;
વૈખરી[3] આદિ જે વરણવે, અન્ય દેશ એને અનુભવે ; જે છે તે તું તારો દેશ.
પરા[4]માંહી કરતાં પરવેશ[5], સસ્સા સુન્દર વેશ વિશેષ. ૨૯

હુહ્હા હોહા[6] મિથ્યા કરે, પોકારે પ્રભુપદ દૂર પળે ;
શંકા કરતાં વાધે શૂળ,[7] વિરમે[8] વિચારતાં દશ્ય સ્થૂળ ;[9]
મૂળ રૂપમાં સહજે મળે, હુહ્હા હોહા મિથ્યા કરે. ૩૦

ક્ષકાર ક્ષાર સમુદ્રે ગળે, કાર્ય કારણે સહજે મળે ;
સ્વરૂપ શોધતાં થાશો લીન, તદાકાર નહીં ભાસે ભિન્ન ;
બ્રહ્મરૂપ તે બ્રહ્મે ભળે, ક્ષકાર ક્ષાર સમુદ્રે ગળે. ૩૧

જ્ઞકાર જ્ઞાન મોક્ષનું દ્વાર, અન્ય સાધનો ગોણજ[10] ધાર ;
બંધ-મોક્ષ એ મનના ઘાટ, કર્મ-ભક્તિ સાધનને માટ ;
અંતરશુદ્ધિ મૂળ આધાર, જ્ઞકાર જ્ઞાન મોક્ષનું દ્વાર. ૩૨

અક્ષર[11] બ્રહ્મસ્વરૂપજ તુંય, માયામાં મા'રૂં ને હુંય ;
ઈચ્છાએ એ સાથે મળ્યો, તદાકાર થૈ તેમાં ભળ્યો ;
ઉપરમ થૈ જાણે એ શુંય, અક્ષર બ્રહ્મસ્વરૂપજ તુંય. ૩૩

ङ, ઞ, ણ, ળ–અક્ષર તો ક્ષર[12] ઠર્યા, શબ્દાદિ[13]થી આપે ખર્યા ;
ચાર શરીરો[14] તે પણ તેમ, ક્ષરરૂપ આપે ખરશે એમ ;
અનુભવી અક્ષર આપે રહ્યા, ङ, ઞ, ણ, ળ–અક્ષર તો ક્ષર થયા. ૩૪

ભાગ્યવાન ભગવાનજ થાય, કરવાનું જો કાર્ય કરાય ;
ભૂલી ભમી પાછો નવ પડે, શોધી સીધે મારગ[15] ચઢે ;
આત્મસ્વરૂપે આપ સમાય[16] ભાગ્યવાન ભગવાનજ થાય. ૩૫

---

૧. વિશેષ વેશ=સ્થૂલ તેમજ સૂક્ષ્મ, ને કારણથી તદ્દન જૂદો. ૨. પંચભૂતનું બનેલું શરીર-સ્થૂલદેહ. ૩. ૪. ૫. પ્રવેશ. ૬. હોકારા. ૭. કાંટો-ભોંકનારી વસ્તુ=અડચણ. ૮. સમી જાય, શાન્ત થાય. ૯. દેખીતું સ્થૂલ શરીર. ૧૦. ઉતરતા. ૧૧. અવિનાશી બ્રહ્મસ્વરૂપ. ૧૨. નાશવંત. ૧૩. શબ્દની શરૂઆત-આદ્યાક્ષર. ૧૪. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ વગેરે. ૧૫. સીધે માર્ગે-ખરે રસ્તે. ૧૬. બ્રહ્મસ્વરૂપમાં લીન થઈ જાય=પોતે બ્રહ્મસ્વરૂપ થઈ રહે.

## ગીતિ.

ગુરૂ ગોવિન્દજ સાથે, થાએ અપરોક્ષ[1] આવી નિજ સદને,[2]
ગોવિન્દથી ગુરૂ જાદે, ધરેજ પ્રથમે નમવું ગુરૂપદને. ૧
ગુરૂગમવિણુ ગોવિન્દજ, દુર્લભ દિસે શાસ્ત્રપુરાણુ રટે;[3]
પ્રસાદ ગુરૂગમ મળતાં, કીટભ્રંગવત્[4] તતક્ષણુ સ્થિતિ પલટે. ૨

## ગુરૂસ્તુતિ.

### વસંતતિલકા.

બ્રહ્મા ગુરૂ ને, ગુરૂ વિષ્ણુ જાણો,
મહેશ્વરાદિ, ગુરૂ એ પ્રમાણો;
ગુરૂ પરિબ્રહ્મ-સ્વરૂપ ન્યારો,
ગુરૂ કૃપાળુ, કર શિર ધારો. ૧

હે દીનબંધુ, શુણી દીન વાણી,
અલ્પાયુ[5] અજ્ઞાન અનાથ જાણી;
ત્રિવિધ્ય[6] તાપે તપતાં ઉગારો,
ગુરૂ કૃપાળુ, કર શિર ધારો. ૨

તપેલ આલોક-ઉપાધિ-તાપે,[7]
સકંપ દુર્દૈવતણા પ્રકોપે;
હે નાથ, શરણાગતને[8] ઉધારો,
ગુરૂ કૃપાળુ, કર શિર ધારો. ૩

સંસાર આ દુસ્તર વારિધિમાં,[9]
વે'તાં ન દેખું કેંદી ક્યાંહિ સિમા;
પાણી[10] ગ્રહી પાર પ્રભુ ઉતારો,
ગુરૂ કૃપાળુ, કર શિર ધારો. ૪

---

૧. પ્રત્યક્ષ-નજર આગળ આવેલાં. ૨. ઘરમાં. ૩. કહે. ૪. ભમરાના ચટકા દેવાથી કીડો બદલાઈને ભમરો થઈ જાય છે તેમ. ૫. થોડા આયુષ્યવાળો. ૬. ત્રિવિધિ=ત્રણ પ્રકારના. ૭. આ દુનિયાની ઉપાધિના તાપે કરીને. ૮. શરણે આવેલાને. ૯. સમુદ્ર. ૧૦. હાથ.

કરે ધસારો બહુ મોહ-વારિ,
વો'માં[1] જતાં કોણ શકે ઉગારી,
માથાતણો બંધ બુરાડનારો,
ગુરૂ કૃપાળુ, કર શિર ધારો. ૫

બુદ્ધિ-વિતર્કો[2] બહુધા પ્રમાદ,[3]
ભવાબ્ધિનૌકા[4] ગુરૂનો પ્રસાદ[5];
અન્યોપચારે નહિ પામું આરો,
ગુરૂ કૃપાળુ, કર શિર ધારો. ૬

વાણી-સુધાએ વપુ શાન્ત પાડો,
યોગૌષધિ[6]થી મળ દૂર કાઢો,
સદ્બોધ સંસ્કાર સુધારનારો,
ગુરૂ કૃપાળુ, કર શિર ધારો. ૭

વિભ્રાન્તિ[7] જન્માન્તરની વિદારી,
ટાળો ભયો જે ભગવાન ભારી;
આ કર્મરેખા પર મેખ મારો,
ગુરૂ કૃપાળુ, કર શિર ધારો. ૮

## સદ્ગુરૂ.

### શાર્દૂલવિક્રીડિત.

ષટ્સંપત્તિસુયુક્ત[1] આત્મનિગ્રહી,[2] તત્વજ્ઞ યોગાશ્રયી,
વેદાધ્યાયી ચતુર્થ[3]-આશ્રમસ્થિતિ, આરૂઢ જેની ગતિ;
પ્રિતે પામર ભૂમિ પાત્ર કરવા, સર્વત્ર સંબોધતા,
અદ્વૈતાત્મસ્વરૂપ[4] પૂર્ણ ગુરૂને, વંદી નમું કોટિવા. ૧

---

૧. વહો=પાણીનો જોસ. ૨. બુદ્ધિના સંકલ્પવિકલ્પ. ૩. અભિમાને ચઢી જવું તે. ૪ સંસારસમુદ્રમાંથી તરવાની હોડી. ૫. કૃપા. ૬. યોગરૂપી ઓસડ. ૭. વિશેષપણે ભ્રમ થયલો તે.

૧. છએ સંપત્તિ જેને પ્રાપ્ત છે એવો. ૨. મનને દાબમાં રાખનારો. ૩. સંન્યસ્થ-આશ્રમ ધારણ કરેલો એવો. ૪. બ્રહ્મરૂપ થયલો.

વંદું એ ગુરૂદેવ વેદ વિભુતિ,[1] તેજોમયી આકૃતિ,
યોગાનંદ નિમગ્ન નિત્યનિયમી–વાણી સુધા સીંચતી;
નિઃસ્વાર્થી સમભાવી શિષ્ય સમુહે, વાંચ્છિતસિદ્ધિપ્રદા,[2]
અદ્વૈતાત્મસ્વરૂપ પૂર્ણગુરૂને, વંદી નમું કોટિધા. ૨

નિર્માની નિજ નિત્યનિર્મલ વપુ, વૃત્તિ સદા સાત્વિકી,
આવિર્ભાવ[3] ન લેશ મોહમમતા, નિસ્શંક સર્વે કૃતિ;
યોગાદ્રીમૃતપાન[4] નિત્ય કરીને, આનંદમાં મા'લતા,
અદ્વૈતાત્મસ્વરૂપ પૂર્ણગુરૂને, વંદી નમું કોટિધા. ૩

સંસારાગ્નિવિતપ્ત[5] વિહ્વલ જીવો, શાન્તિ ન ક્યાં દેખતા,
તૃપ્ત્યર્થેજ અનામ્બુ-સ્થાન[6] વિચરી, મૂઢો વ્યથા વેઠતા;
અદ્વૈતામૃતવારિ[7] એહ જનને, સંમુખ દર્શાવતા,
અદ્વૈતાત્મસ્વરૂપ પૂર્ણગુરૂને, વંદી નમું કોટિધા. ૪

જ્ઞાનારૂઢ અખંડ-ઇન્દ્રિજીત જે, યોગીન્દ્ર આ કાળના,
સ્વાનંદામૃતપૂર[8] સ્નાન કરતાં, નિત્યે રહે નિર્મળા;
ભાવેથી ભગવાન શિર્ષ ધરીને, પાદામ્બુજે સર્વથી,
અદ્વૈતાત્મસ્વરૂપ પૂર્ણગુરૂને, વંદી નમું કોટિધા. ૫

દોહરો.

ઉર-અજ્ઞાન અલગ કરી, વદી યોગ્ય વરદાન;
કૃતાર્થ કર ધારી કરો, ભાગ્યશાળી ભગવાન. ૧

---

૧ વેદ એજ જેનું દૈવત છે એવો. ૨. ઇચ્છેલી સિદ્ધિને આપનારો. ૩. વૃત્તિ થવી–માયાનું જરા પણ આવરણ નહિ એવો. ૪. સમાધિમાં થતા આનંદરૂપી અમૃતનું પાન. ૫. સંસારના અગ્નિથી તપેલો. ૬. પાણી વગરની જગ્યા. ૭. અદ્વૈત-અમૃતરૂપી જલ. ૮. બ્રહ્મસ્વરૂપના આનંદરૂપી અમૃતની રેલ.

## જીવને શિવનો ઉપદેશ.

### કવિત.

દેહ તો માનુષ્ય ધરી, દુ:ખ તું ન ઇચ્છે જરી,
દુ:ખમાં ડુબેલો તે તો, દિલ નથી જાણતો ;
સુખ શું સંસારમાં છે, અસારની વસ્તુ એ છે,
સુખ સુખ કરી સદા, મિથ્યા સુખ માણતો ;
માટે ધરી હિય હામ, પરહરી મોહકામ,
મોક્ષની મતિ તું મૂઢ, શેં ન ઉર આણતો ;
સોહમ[1]નો સજી સંગ, આવરણ કરી ભંગ
ભગવાન ભણે વદે—વાક્ય એ પ્રમાણ તો. ૧

અરેરે અભાગી અંધ, આવ્રણ[2]ના બાંધ્યા બંધ,
અંતરે છે અજવાળું, આંખ ન ઉઘાડતો ;
મૂર્ખ મતિહિણ થઈ, અક્કલ ક્યાં ઊડી ગઇ,
છોકરવાદે[3] તું છેક, શેં ન છંદ છાંડતો,
પકડ્યો પત્થર પાણી,[4] પટકીને પ્રેમ આણી,
પટાન્તરે પારશ તે, પકડી ન પાડતો ;
આજથી કરીને સાદ, શોધવાની ભૂલી યાદ,
ભગવાન ભૂંડ પેઠે, અવરથા આડતો. ૨

અનઘડની એ યારી, ખોટમાં ખમે ખૂવારી,
ફોગટ ફૂલાઇ ફાંફાં—મારી ફંદે ફસ મા ;[5]
'હું, તું,' ભ્રમે[6] રહ્યો મોહી, તેથી તું ન જૂદો કોઇ,
અંતરમાં ઊંડું જોઇ, ખ્યાલ કદી ખસ મા ;[5]

---

૧. સોહમ્-(સં:=તે+અહં=હું-તે હું છું) આપણે જ્યારે ઉંચો શ્વાસ લઈએ ત્યારે સો જેવો ઉચ્ચાર થાય છે, અને નીચો મુકીએ ત્યારે હમ્ જેવો ઉચ્ચાર થાય છે. એ સોહમ્ ને અજપાજાપ કહે છે તે. ૨. અજ્ઞાનનો પડદો. ૩. નાદાનીમાં. ૪. પાણીમાં=હાથમાં. ૫. નહિ. ૬. હું અને તું જૂદા છઈએ એવો ભૂલાવો.

વિષયને વિષ ગણી, વિશેષ વિવેકી બણી,
વાસનાને વેગે હણી, વાળ વૃત્તિ વશમાં ;[1]
આત્મસું વૃત્તિસંબંધ, આત્માકાર થાતાં અંધ,
ભગવાન ભવબંધ, છૂટશે નિમિષમાં[2]. ૩

## કવિત.

કઇ શુકસું[3] રામમુખે લવતા, નવ રામની ઓળખ એમ જડે,
કઇ વેશધરી વસતા વનવાસ, ન આશ કદી યમ પૂરી પડે ;
કઇ ટેક અનેક ધરી અવની પર, આગ્રહી થૈ રઝળે રવડે,
કઇ ધ્યાન ધરી બગલા બની આસન વાળી અહોનિશ નિત્ય અડે[4] ;
કઇ આપત વેઠી અટે બહુ તીરથ, જાય વહ્યા મળના[5] વળમાં,
કઇ મૂખથકી નિજને નિત[6]મુક્તજ, માન ધરી બકતા બળમાં ;
નવ એમ લવે લવલેશજ લાભ, આભજ આવતું ઓંડળમાં,
ભગવાન ભલે ભટકો ભવમાં, ભવપાર ન એમ લહો પળમાં. ૧

કઇ સ્નાન ને દાનમાં માન ગણી, ભૂલી ભાન ભલાં તીરથો ભટકે,
કઇ મૌન્ય[7]વરી નિજ હેતુ ન દાખવી આણ ધરી સ્થળમાં અટકે ;
મુખ વધારીજ પંચકેશ ધરી કંઇ અંગ અહોનિશ ભસ્મ[8] ધરે,
કઇ શીત તૃષા અને તાપ સહી, નિજ કાય બની કૂર કૃપ[9] કરે,
કઇ વેશ વડો કરી વૈષ્ણવનો, તુલસીતણી માલજ કંઠ ધરે,
લઇ તાલ પખાજ વિણાદિક વાદ્ય[10]સુ ગોવિન્દનાં ગુણગાન કરે ;
નવ અંતરવૃત્તિ વળ્યા વણુ લાભ ન આભજ આવતું ઓંડળમાં,
ભગવાન ભલે ભટકો ભવમાં, ભવપાર ન એમ લહો પળમાં. ૨

---

૧. અંકુશમાં-કબજામાં. ૨. આંખનો પલકારો-આંખ મીચીને ઉઘાડીએ તેટલી વારમાં. ૩. શુકસું=શુકપેં-પોપટની પેઠે. ૪. અડીજડીને બેસે. ૫. પાપના વમળમાં. ૬. નિત્યમુક્ત—હમેશાને માટે મોક્ષપદને પામેલો. ૭. મુનિવ્રત-બોલવુંજ નહિ તે. ૮. વિભુતિ-ભીભુતિ. ૯. સુકાઈ ગએલી. ૧૦. વાજિંત્ર સાથે.

## હિતશિક્ષા

[પદ ૧લું].

(જંજાળી જીવડા, મુક્તિની જૂગતિ ન જાણી—એ રાહ.)

ઓ અંધ અભાગિ, કાં નથી જોતો તું જાગિ;
આખર વેળા આવી તોયે, તૃષ્ણા નવ તું ત્યાગિ રે; ઓ અંધ. ટેક.
જઠરાગ્નિથી જલતો જ્યારે, કોલ[1] બહુ ત્યાં કીધા;
માત–ઉદરથી અલગા થાતાં, સર્વે વીસારી દિધા રે. ઓ અંધ. ૧
બાલપણે તું માતપિતાના, લાલનમાં બહુ માહલ્યો;
ખાઈ પીઇ મસ્તાનો થૈને, માથે માથે ચાલ્યો રે. ઓ અંધ. ૨
જુવાનીને જોરે દોડયો, જે દીઠું તે લેવા;
હુંમમતા ને મોજશોખને, માની તેં મિઠા મેવા. ઓ અંધ. ૩
મોટપણે તું મોહપાશની, લાલચમાં લલચાયો;
ધામ, ધરા ને ધન મેળવવા, અનેક ધંધે ધાયો રે. ઓ અંધ. ૪
રાતદીવસ રળિયાત રહિને, યત્ન કરે સૌ એવા;
ચૂકે નહિ ચાલ્યું[2] કરવાને, આલ ઓંડળમાં લેવા રે. ઓ અંધ. ૫
જર્જરીભૂત[3] થયો તું જ્યારે, હાલિ લક્ષ શું કરવા;
આખર વેળા અંતર સુજ્યું, ઇશ્વરને ઓળખવા રે. ઓ અંધ. ૬
કાયા કંપે જીવ ન જંપે, મન મુઝવણ નહિ માતી;
ઇશ્વરની ત્યાં ઓળખ કે'વી, એમ કરવાથી થાતી રે. ઓ અંધ. ૭
એમ ઉંઘ ને આળસમાં તેં આયુષ ખોયું સારૂં;
મરતાં સુધી મામ ન મુકી જીવ ઝંખે 'હું મારૂં.' ઓ અંધ. ૮
ઉલટે રસ્તે આમ આથડયો તું, લહે પ્રભુની નવ લાગી;
જન્મમરણનું જોખમ પાછું, મુખ લીધું તેં માગી રે. ઓ અંધ. ૯
મોંઘો મનુષ્યદેહ મળ્યો તે, યમ એજે તેં ખોયો;
ભણે ભગુ ભવબંધનનો તેં, ભય નવ ઝાંખી જોયો રે. ઓ અંધ. ૧૦

---

૧. વચન. ૨. ચાલતું–બની શકે તેટલું. ૩. છેક ઘરડો.

## પદ ૨ જું.

[રાહ ઉપર પ્રમાણે.]

પરપંચી દુનિયા, પાપમાં રહે છે પચેલી,
નેક ટેકને અળગા મૂકી હું મમતામાં મચેલી. પરપંચી. ટેક.

જુઠતણી તું જાળ પાથરી, ફાંદામાંજ ફસાવે,
દબાવ તો બહુ દીન જનોને, દીલ દયા નહિ લાવે. પરપંચી. ૧

મોઢે મીઠો મનમાં કાતી, કરતો નહિ જે કે'તો;
આડુંઅવળું સમજાવિ નિજ સ્વારથ સાધ્રી લેતો. પરપંચી. ૨

દાખવતો ડાહ્યો થૈ ડહાપણ, જાણે સાધુ સાચો;
અંતરમાં તું રાખે આંટો, ખાય ન તેમાં ખાંચો[1]. પરપંચી. ૩

ગરિબ રાંકડા રીઝાવીને, પેટ ભર્યામાં પૂરો,
સગાં સહોદરને સંતોષી, થૈને સૌમાં શૂરો રે; પરપંચી. ૪

લાગ ફાવતે લુચ્ચાઈમાં તું, લેશ ન ખામી રાખે;
અણુસમજુને ઉલટ થાપ દઇ, તરતજ ઉંધા નાખે[2] રે. પરપંચી. ૫

મનમાં આશા મ્હોટી મ્હોટી નિર્લોભી થઇ કરતો;
કામ કારમાં કરવામાં નવ, ઇશ્વરથી તું ડરતો રે. પરપંચી. ૬

આઘો પાછો આમતેમ તું, આડોઅવળો મ્હાલે;
મનમાન્યું મળતે જંપીએ નહીં, જંપીતે નવ ચાલે રે. પરપંચી. ૭

ભડાક દઇને પડતો કૂદી વાત પડે કંઇ કાને;
મનનું ગમતું મળે તોય પણ, મન તા'રૂં નવ માને રે. પરપંચી. ૮

પાર ન આવે પ્રપંચનો ને પુન્જ[3] પાપના થાશે;
ભણે ભગુ એમ આવાગમનમાં, અથડાયો તું જાશે રે. પરપંચી. ૯

આ ભવ તો તેં એમ બગાડયો, જાશે જ્યમ તું આવ્યો;
અવર જન્મના બંધનનો તું વિચાર નહીં મન લાવ્યો રે. પરપંચી. ૧૦

---

૧. ખાંચો ખાય=અટકે. ૨. ઉંધા નાખે=છેતરે. ૩. ઢગલા.

## પદ ૭ મું.

[ રાહ ઉપર પ્રમાણે. ]

સોમાં થઈ શુરો, સાન તું શાને ગુમાવે;
નવ પૈસેથી પૂરો તોએ, સુકામાં નાવ ચલાવે રે—સોમાં—ટેક. ૧
ડરકુ થઇને નિડરપણાની, ડોળે મિથ્યા બબડે;
એમ કર્યાથી જાણે નહિ શું, ગાડું ક્યાં લગી ગબડે રે—સોમાં. ૨
આમ ઘણાઓ આ દુનિયામાં, અજ્ઞાને અટવાતા;
નાહક[1] નાક[2] ગુમાવીને નિજ, ખાલી ગોથાં ખાતા રે—સોમાં. ૩
આપત્તિમાં બને આંધળો, તોલ કશુંજ ન તોલે;
આપ ગુમાવી આપતણું તે, નામજ બાપનું બોળે રે—સોમાં. ૪
ગરથ નહિ કંઈ ગાંઠ, લાંઠમાં નામ પડયું છે પૂરૂં;
બાલ્યું ન રહેશે બંધુવર્ગે, હોએ શું એથકી બૂરૂં રે—સોમાં. ૫
બાલ્યું ત્હારૂં ન ગમે કોઈને, બકવા મિથ્યા કરતો;
ફાંફાં મારી ફોગટ ફુલી, ફક્કડ થૈને શું ફરતો રે—સોમાં. ૬
યમ અવતાર ગુમાવે એળે, આયુષ પૂરૂં કરતો;
આવ્યો તેવો જરૂર જવાનો, એથી હાલ શું નરતો રે—સોમાં. ૭
બાથડીયાં તું બધે મારતો, હાથ કશું નહિ આવે;
જ્યાં ત્યાં પાછો પડતો ત્યાં તું, બહાનાં બહુ બતલાવે રે—સોમાં. ૮
સ્વજન સહોદર સાથ સર્વ નહિ—પૂઠ[3] પૂરે તુજ કોઇ;
આંગળીએ ઉરાડે યમ સો જૂગતે જાણી—જોઇ રે—સોમાં. ૯
બૂજ ગણાઈ નહીં આ ભવમાં, બળ્યો જળ્યો તું જાશે;
ભણે ભગુ યમ અકળાએ શું, થાવાનું તે તો થાશે રે—સોમાં. ૧૦

---

૧. નકામું. ૨. આબરૂ ખોઈ. ૩. પૂઠ પૂરે=મદદ કરે.

# તૃતીય વિલાસ—ભાગ ત્રીજો

## આઉપયોગી કાવ્યકૃતિ.

### ઈશ્વરપ્રાર્થના.

પ્રભાત.

ઓ પ્રભુ, ઈષ્ટ તું સકળ સૃષ્ટિતણા,
અબળ હું અલ્પમતિ બાળ ત્હારૂં ;
રાત્રિવિષે પૂરા ઊંઘ—અજ્ઞાનમાં,
જાળવ્યું ભયથકી અંગ મ્હારૂં.— ૧

ઓ દયાનાથ, એ તુજ દયા દેખીને,
ભાન થાતાં દયા—દાન માગું ;
જે વડે કાર્ય કરવાતણું તે વિષે
ઊર આળસ તજી ઝટ્ટ જાગું.— ૨

શરીરમાં શક્તિ તે અંશ છે તાહેરો,[1]
તે વડે તન–મને રાખ શુદ્ધિ ;
નીતિ ભક્તિ દઈ જાળવા સ્ત્રીરીતિ,
પૂર્ણ પાતિવ્રતે પ્રેર બુદ્ધિ.— ૩

જન્મી આ જગત[2]માં જીવન સાર્થક કરૂં,
પ્રભુ તવ ચરણનું શરણ પામી ;
જગતજંજાળમાં અંધ થઇ નવ ફરૂં,
જન્મ ને મરણુ આ જાય વામી.[3]— ૪

ભાવિ ભગવાન નિત નિપજે નિર્મળું,
સજી સદાચાર અજ્ઞાન વામું ;
ભેદબુદ્ધિ ટળી, તુજ રૂપે ભળી,
શુદ્ધ સ્વરૂપ થઇને વિરામું.— ૫

---

૧. ત્હારો. ૨. જગતમાં. ૩. વામી જાય=ટળી જાય.

(હિન્દ મહારાજાશ્રીના રાજ્યાભિષેકનો કન્યાશાળાઓ માટે ગરબો.)

(રાહ—પૂનેમ ચાંદની+ +, ખી+ + +લી પૂરી+અહીં રે—)

રૂડો આજનો, દિન રળિયામણો રે,
શોભે રાજ્યાસને, હિન્દના મહારાજ,
લેઓ આનંદે એ-તાતનાં ઓવારણાં રે—ટેક—
વર્ષાઋતુ આ, ગાજી રાજી થઈ રે,
દિસે પંખીડાં સૌ, ડોલતાં ચોપાસ—
વેગે વાદળાં છે, વ્હેતાં લૈ વધામણાં રે—
સાખી—લ્હેકે સરિતા લ્હેરથી, જાણે હરખી મંન,
પવન વહે ધુનકારતો, શબ્દ કરી ઘનઘન—
દશો દિસે જાણે ગેબી ઘંટો ગાજતા રે,
પ્રાણીમાત્ર પ્રેમે, દિસતાં પ્રસંન—લેઓ આનંદે૦
સાખી—પ્રજા બની સૌ પ્રેમથી, રાજ્યરતિમાં લીન,
અભિવંદી ભગવાનને, ચઢતી ઇચ્છે મંન—
રાજ્યભક્તિતણા રાગ સૌ અલાપતાં રે
ધન્યવાદ-ઘોષે, ગજવે ગંગન—લેઓ આનંદે૦
શી સોહામણી, શોભા આજે બની રે,
દિલ્લી-આસને છે, રાજ્ય—અભિષેક,
રૂડા **એડવર્ડશ્રી** હિન્દના મહારાજને રે—
શાન્તિકારી આ, શીતળ શિશિરમાં રે,
સૃષ્ટિસૌંદર્ય સૌ, દિસે શોભામાન,
દિપે દિગંત[1] તે, દિવ્ય દેખાવે ભર્યું રે—
સાખી—અવની અંગ ઓપી રહી, ધારી વસ્ત્ર સુવેશ,
આનંદ્યા ઉર વનતરૂ, ખીલ્યો ક્ષેત્ર-પ્રદેશ—

---

૧. દિગંત=દિશાનો છેડો=દૃષ્ટિની મર્યાદા-હદ.

શિશ નમાવીને, દિસે સહુ ડોલતાં રે,
જડ સૌ વસ્તુઓમાં સહજ જણાય,
રાજ્યભક્તિતણી ભાવના[1] અંકુરતી રે—
૧ ૯ ૦ ૩ ૧૧

સાખી—ભૂમિ-ખંડ, ખં-ભુવનમાં, જીવાત્મા હરખાય,
ભાગ્યશાળી ભૂપાળનું, રાજ્યારોહણ થાય—
રાજ્યસેવાતણા, રંગે રગિયાત છે રે,
ઊરે ઉલટયો છે આનંદ-પ્રવાહ,
પૂરા ઉત્સાહી આ, ઉમંગ-પ્રસંગમાં રે—

સાખી—સકળ સ્થળોમાં શોભતું, દિવાળીસમ પર્વ
વફાદારી વર્ષાવવા, મળતું મહાજન સર્વ—
થઇ રાજી રાજી ગર્વે દિસે ગાજતાં રે,
વદે વ્હાલકેરાં, વિમળ વચંન,
ધન્ય ધન્ય-વાદો, ગગન ધુમાવતાં રે—

સાખી—પ્રજા પૂર પ્રેમે ભજે, પરમપૂજ્ય એ રાજ,
તપો પુણ્ય ગાદીતણું, રહો અચળ શિરતાજ—
કાજ કીર્ત્તિતણાં કોટિક, એથી થજો રે,
ઊડો આ-લોકમાં, નિર્ભય નિશાન,
માન મહીપોમાં, સર્વથી મ્હોટાં મળો રે—

સાખી—ચક્રવર્તી ચિર જીવજો, નૃપવર રીતિ-નીતિમાન,
રાજ્યરિદ્ધિરસ ભોગવો, ભય હરજો ભગવાન,
સ્થાન સકળમાં શ્રેષ્ઠપદ થાપજો રે—
સુખ શાન્તિ હજો કુશળ કલ્યાણ,
રૂડા એડવર્ડ શ્રી હિન્દના મહારાજને રે—

---

૧. અંકુર ફૂટી નીકળતી-બહાર દેખાઈ આવતી.

## ભણવાના ઉપદેશની ગરબી—૨ જી.

(એ લક્ષ્મણજી–ગઢ લંકામાં જરૂર હમારે જાવું—એ રાહ.)

સખી સાંભળજો, શિખ દઉં હું અભણપણું ઉતારવા,
આ યુગમાંહી, અબળાની સંસારસ્થિતિ સુધારવા—ટેક.

સંસારે સુખિયાં હોય થવું,
તો ભાવ ધરી ભણવુંગણવું,
નથી એમાં કરવું કાંઇ નવું.—સખી સાંભળજો૰ ૧

બહુ બાળાઓ પૂર્વે ભણતી,
નીતિભક્તિ લહી નિપુણ બનતી,
નિજ જનના બહુ દોષો હણતી.—સખી સાંભળજો૰ ૨

સતીમંડળમાં જે શોભી સહુ,
ભણવાથી બુદ્ધિ પામી બહુ,
હતી તે પણ માતા-સાસુ વહુ.—સખી સાંભળજો૰ ૩

અતિ અભણ સ્ત્રીઓ દિસે કેવી,
લડતી વઢતી કૃત્યા જેવી,
ગણો દયાપાત્ર અબળા એવી.—સખી સાંભળજો૰ ૪

ગૃહશિક્ષણ એનું એવું ગણો,
શો દોષ લહો એ અજ્ઞાતણો,
એ ટળવા વિદ્યાપાત્ર બણો.—સખી સાંભળજો૰ ૫

ભણવું એ ભૂલજ સુધરવા,
ભણવું નિજ ખામી પરહરવા,
ભણવું તે વિનય-વિવેકી થવા.—સખી સાંભળજો૰ ૬

ભણી ભાણ્ડુભાવ સઘળે રાખે,
દિલ પ્રેમ-દયા દીનને દાખે,
ભગવાન ભવિષ્ય ભલું ભાખે.—સખી સાંભળજો૰ ૭

## સ્ત્રીહિતશિક્ષા.

### ખરૂં વશીકરણ.

(રાહ ઉપર પ્રમાણે.)

સુણો સાહેલી, વશીકરણવિદ્યા કહું તમને પ્રીતે,
મન શિખ ધરો, વશ થાશે ભરથાર ખરે એ રીતે—ટેક.

જે દિનથી જાવું સાસરીએ,
દીઠો ઘરધંધો આચરીએ,
કહ્યાં સાસુ–નણંદનાં નિત કરીએ.—સુણો સાહેલી૦ ૧

નવ ઊંબર મેલી નિસરવું,
નવ કામ વિના પરઘેર જવું,
નિત ઘરમાં મ્હોંલાજે રહેવું.—સુણો સાહેલી૦ ૨

નવ ફરવું ઉઘાડે માથે,
નિત રહેવું સાસુ–નણંદ સાથે,
નહીં ભળવું ભૂંડાં સંગાથે.—સુણો સાહેલી૦ ૩

નવ નબળાની સોબત કરવી,
નવ શિખ અવર શ્રવણે ધરવી,
પરધન પરનિન્દા પરહરવી.—સુણો સાહેલી૦ ૪

બહુ દૂખી હોય ઘણી નારી,
સહુ વાત પૂછે વારી વારી,
નવ કહેવી તેને નિજ ધારી.—સુણો સાહેલી૦ ૫

કંઇ નારીને બહુ કલેશ ગમે,
ઘર ભંજાવ્યામાં મંન રમે,
બહુ બાળા–બુદ્ધિ એમ ભમે.—સુણો સાહેલી૦ ૬

કોઈ ઘરની વાત કરે પૂરી,
નહીં ભળવું તેમાં થૈ શૂરી,
નવ વદવું ટાપસીઓ પૂરી.—સુણો સાહેલી૦ ૭

નવ ઘરની વાત અવર કહેવી,
સહુ પેટ સમાવીને દેવી,
પર વાત પૂછી પેરે લેવી.—સુણો સાહેલી० ૮

કદી નણદી મ્હેણાં દે ભાંડે,
કદી સાસુ નહીં મ્હોડું માંડે,
કદી ત્હેનું જોઈ સ્વામી છાંડે.—સુણો સાહેલી० ૯

હોય પાપ પિયરીઆંનું ધોતાં,
કદી નાક ફુલાવી નિત જોતાં,
દુઃખ માની પાર નહીં રોતાં.—સુણો સાહેલી० ૧૦

નવ આવી વાતો ઉર ધરવી,
નવ પ્રીત પતિસુ પરહરવી,
નિત રાવ નહીં પતિને કરવી.—સુણો સાહેલી० ૧૧

નવ ઊંચ સ્વરે સામું લડવું,
નવ બીજાં આગળ બડબડવું,
નિત કામતણું કામણ કરવું.—સુણો સાહેલી० ૧૨

બહુ બહેનપણી બાળી ભોળી,
કંઈ વાત કરે ચાંદુ ચોળી,
તે માટે તજવી તે ટોળી.—સુણો સાહેલી० ૧૩

નવ સૈયર આપણું દુઃખ હરે,
નવ કહેવાથી કંઇ કામ સરે,
ઉલટું વિષ એમાંથી નિસરે.—સુણો સાહેલી० ૧૪

હોય દુઃખ સહુ સાંખી રહીએ,
નવ પિયરમાં કોને કહીએ,
નવ નબળું કો કહેવા દઇએ.—સુણો સાહેલી० ૧૫

બહુ બોલ્યાથી બહેકી જાશે,
વળી કુંખ-જનેતા ભંડાશે,
સહુ સુખ સબુરીથી થાશે.—સુણો સાહેલી૦ ૧૬

સંસારતણી રીતો એવી,
બહુ ડાહ્યાજન નિન્દે તેવી,
નહીં આપણે તે લક્ષે લેવી.—સુણો સાહેલી૦ ૧૭

સાસુનાં ગમતાં નિત કરીએ,
નવ હોડ નણંદ સાથે ધરીએ,
તો સહજ પીડ એ પરહરીએ.—સુણો સાહેલી૦ ૧૮

સ્વામીને નિજ ઈશ્વર ગણવા,
હોય ભૂંડા તોય ભલા ભણવા,
કંઇ પેર કરી દોષો હણવા.—સુણો સાહેલી૦ ૧૯

પતિ કહે તે આધીન થૈ કરવું,
નવ ચ્હીડ કરીને ચડભડવું,
થઈ નીચાં નમણાં ચિત હરવું.—સુણો સાહેલી૦ ૨૦

વળી સાચું ભાષણ નિત કરવું,
બહુ જૂઠથકી બીહીને ફરવું,
નહીં સુખ અવરનું ઉર ધરવું.—સુણો સાહેલી૦ ૨૧

સહુ કર્મ પ્રમાણે સુખ લહીએ,
બહુ તેમાં રાજી થઇ રહીએ,
નવ દોષ સગાંને શિર દઇએ.—સુણો સાહેલી૦ ૨૨

બહુ પ્રેમ ધરે એથી સ્વામી,
દુઃખ સઘળું જાય ખરે વામી,
કંઈ નારી પૂરણ પદ પામી.—સુણો સાહેલી૦ ૨૩

સખી, આનો સાર ગ્રહો સારો,
વશકરણીવિદ્યા એ ધારો,
નથી જંત્રમંત્ર વશ કરનારો.—સુણો સાહેલી૦ ૨૪
દુનિયામાં ડાહ્યાં કહેવાશો,
નિજ સંસારે સુખિયાં થાશો,
ભગવાન મોક્ષધામે જાશો.—સુણો સાહેલી૦ ૨૫

## શિયળવ્રત.

(રાહ ઉપર પ્રમાણે.)

સખી, શાણાં થૈ શિયળવ્રત સમજીને સુખમાં મ્હાલો,
અતિ આગ્રહથી, પૂરણ પ્રેમ ધરીને પતિવ્રત પાળો—ટેક.

નિજ પતિને પ્રભુભાવે ભજવા,
શણગાર શિયળવ્રતના સજવા,
દુષણરૂપ દુરગુણને તજવા—સખી, શાણાં થૈ૦ ૧
પતિસેવામાં આતુર ફરવું,
નહીં આવું ને તેવું કરવું,
પરપુરૂષ વિષે નવ ચિત ધરવું—સખી, શાણાં થૈ૦ ૨
ગુણ સ્વામીના ચિત્તમાં ધરવા,
ગમતાં તેહેનાં નિત આદરવાં,
નિત તે પગલે પગલાં ભરવાં—સખી, શાણાં થૈ૦ ૩
નહીં ઉલટો ગુણ કશો ધરવો,
સ્વામીને મળતો ગુણ કરવો,
હોય દોષ પરસ્પર પરહરવો—સખી, શાણાં થૈ૦ ૪
પતિવ્રતનો મહિમા કોણ કહે,
સહુ તીર્થ વ્રત તે માંહિ રહે,
નવ શિવ બ્રહ્માદિ પાર લહે—સખી, શાણાં થૈ૦ ૫

પતિવ્રતનો પ્રતાપ ન જાય કળ્યો,
બ્રહ્મ બાલક અગ્નિથી ન બળ્યો,
જુઓ **સિમંતણીનો*** સ્વામી મળ્યો—સખી, શાણાં થૈ૦ ૬

નારીને સ્વામીવ્રત મ્હોટું,
છે બીજું સહુ એથી છોટું,
એ વિણ જે કરવું તે ખોટું—સખી, શાણાં થૈ૦ ૭

નવ સેવે સ્વામી પ્રભુભાવે,
પતિ ઉપર રોપ કશો લાવે,
નહીં અન્ય વ્રત આડે આવે—સખી, શાણાં થૈ૦ ૮

જે નારી સ્વામીવ્રત છાંડે,
નહીં છાનું રહે તે સંતાડે,
ચણ્ડાળ કહી લોકો ભાંડે—સખી, શાણાં થૈ૦ ૯

તે નારીને સ્વામી ત્યાગે,
માબાપકુળે લાગ્છન લાગે,
નરકે જમદૂતના દંડ વાગે—સખી, શાણાં થૈ૦ ૧૦

જે નારી શિયળભંગ થશે,
મનુષ્યાદે' આવ્યો તેમ જશે,
બહુ પાછળ પસ્તાવાનું થશે—સખી, શાણાં થૈ૦ ૧૧

એ માટે સમજી નિત ચાલો,
સજી સદ્દગુણ શિયળવ્રત પાળો,
ભગવાન અભયપદમાં મ્હાલો—સખી, શાણાં થૈ૦ ૧૨

## સતી-ધર્મનીતિ-નિરૂપણ

(બેડો બાઈ બૂડતો તારો રે, અંબે આઈ પાર ઉતારો રે—એ રાહ)

સતીધર્મ આવા કહીએ રે, હૃદેમાં તે રાખી રહીએ રે—ટેક.

---

* બ્રાહ્મણનો છોકરો હોત્રાગ્નિમાં પડયા છતાં બળ્યો નહિ.

પાર્વતી માતાએ પ્રેમ ધરીને, હૃદે રહી રળિયાત,
સંભળાવી શિવયોગી પ્રત્યે જે, સતી રીતિ સાક્ષાત—સતી ધ૦ ૧

સતી સ્ત્રીને નિજ સ્વામીજ વ્હાલો, અંતર આત્મારામ,
પતિ વિષે પ્રભુભાવજ ધરતી, પતિવ્રતા તેનું નામ—સતી ધ૦ ૨

પ્રાતઃકાળે નિજ પતિ પહેલાં તે, ઉઠતી ઉમંગભેર,[1]
નમન કરી નિજ નાથને પહેલું, પ્રભુ સ્મરે શુભ પેર—સતી ધ૦ ૩

વાળી ચોળીને સાફ કરી ઘર, જળમાર્જન દે સાર,
મુખશુદ્ધિ કરી વાળ હોળ્યા વિણુ, મુખ ન કાઢે બ્હાર—સતી ધ૦ ૪

પ્રાતઃસામગ્રી તે પતિને સારૂ, પ્હેલી કરે તૈયાર,
સ્નાન કરી પછી શુદ્ધ હૃદયથી, સ્મરે વિશ્વાધાર—સતી ધ૦ ૫

સ્હોળે રહી કરે સાંતરૂં સંધુ, ધીરજથી રહી શાન્ત,
પાક સહુ તૈયાર કરે, જે પ્રભુઇચ્છિાએ પ્રાપ્ત.—સતી ધ૦ ૬

અતિથી દેવ નિવેદ ધરાવીને, સ્વામી જમાડે સુસ્વાદ,
અર્પીને તામ્બુલ આજ્ઞા લે પછી, પોતે ગ્રહે તે પ્રસાદ—સતી ધ૦ ૭

હેતે રહે નિત હાથ જોડી સતી, ઊભી પતિની પાસ,
પોતાનું સર્વસ્વ સ્વામીને માને, અન્ય નહિ અભિલાશ—સતી ધ૦ ૮

વસ્ત્ર—આભૂષણ અંગ સજે—પતિ, રીઝવા પ્રાણ—આધાર,
અન્ય જનો રખે આળ કરે માટે, જાય નહીં ઘર બ્હાર—સતી ધ૦ ૯

પ્રીતિનાં ભાષણ પ્રેમ ભરેલાં તે, સ્વામી સંગાથેજ થાય,
યોગ્ય સમય વિણ પતિ સાથે પણ, નિર્લજ નહિ થવાય—સતી ધ૦ ૧૦

ધર્મ નિયમ વ્રત[2] દેવ ને દહેરાં તે, સ્વામીની આજ્ઞાએ થાય,
જપ તપ તીરથ[3] જાત્રા ને વ્રત સહુ, સ્વામીસેવામાં સમાય—સતી૦ ૧૧

પતિ પોતાનો ન ઘેર હોએ ત્યારે, ધારે નહીં શણગાર,
દઢ મનથી ધરી વૈરાગ્ય ઉરે, સમરે સરજનહાર—સતી ધ૦ ૧૨

---

૧. ઉમંગભેર=ઉમંગભરી. ૨. મંદિરોમાં દર્શન કરવા જવું તે. ૩. તીર્થ.

સ્વામીનું આયુષ્ય વધવાને તેનું, નામ કરે ન ઉચ્ચાર,
નાથને નામે નામ અવરનું તે, લેતાં લાજે સતીનાર—સતી ધ૦ ૧૩

સંધ્યાની પૂર્વે સન્માર્જન[1] કરે, ધૂપ દીપ ઘરમાંય,
સંધ્યાવંદન સ્વામી કરે ત્યારે, પોતે પ્રભુગુણ ગાય—સતી ધ૦ ૧૪

સ્વામી પોઢાડીને પોતે સુએ, નિત સેવામાં રે' તૈયાર,
કથા વારતા બોધવચન સુણી, નિદ્રા લહે સુખકાર—સતી ધ૦ ૧૫

સ્વામીનું દિલ દુભાએ ન જેથી, પૂરણ ધારતી પ્રીત,
એવું અહોનિશ વર્તન સતીનું, એજ અનાદિ રીત—સતી ધ૦ ૧૬

ભાવે ભજે ભગવાન ભણે એમ, ભામિનીઓ ભરથાર,
દૈવત પોતાનું પતિ ગણે નિજ, તેજ પતિવ્રતા નાર—સતી ધ૦ ૧૭

---

સતિ નીતિ સ્નેહથી પાળો રે, શાણી સ્ત્રી તે સમજી ચાલો રે—ટેક.

સ્વામીને ગમતાં સતી સ્ત્રીએ નિત, કરવાં સઘળાં કામ,
સ્વામીની સેવા તે શ્રેષ્ઠ પરમપદ, સ્વામી સકલ સુખધામ—સતીની ૧

મુખશુદ્ધિ માટે સમજુ સ્ત્રીએ નવ, ઓટલે જઈ બેસાય,
પ્રાતઃસમે પ્રભુધ્યાન ચૂકી જેથી, મિથ્યા ન વાણી વદાય—સતીની૦ ૨

વસ્ત્ર વિના નવ ન્હાવું કદાપિ, હોય ભલે એકાન્ત,
અવર જનો નિજ અંગ ન દેખે, રાખવી એવી ખાંત—સતીની૦ ૩

હૃદયપ્રદેશ[2] ન દે દેખાવા તે, પહેરે પાની પર્યંત,
કપાળ સુધી કેશજ ઢાંકીને, અંગ ઢાંકે અત્યંત—સતીની૦ ૪

કાછ[3] કશીને બ્હાર ન નીસરે, સતી સુલક્ષણવંત,
સ્હેજ સ્હેજમાં હસે ન ખડખડ, નવ દેખડાવે દંત—સતીની૦ ૫

કૌતુક વણ હસવું નવ આવે, ભાવે[4] નહિ બકવાદ,
સસરા, સાસુ ને વડીલવર્ગે, બોલે ન ઉંચે સાદ—સતીની૦ ૬

---

૧. વાળી કાઢવું. ૨. છાતીનો ભાગ. ૩. કાછડો. ૪. ગમે.

ભૂંડું ભાષણ નિર્લજ વાતો તે, ઘર પરઘેર ન થાય,
ઉંચે આસને ચઢીને સ્ત્રીથી, ક્યાંએ નહી બેસાય—સતીની૦ ૭

ખાંડણીઓ, મૂશળ, સાવરણી ને, ઉંબર કે પાષાણુ,
તે ઊપર સતી નાર ન બેસે, શાસ્ત્રે એજ પ્રમાણુ—સતીની૦ ૮

લોભ લાલચને વશ નવ વર તે, કરે નહીં કદી ક્લેશ,
અન્ય પુરૂષ પર અવઘડમાં પણ, નાંખે ન નેત્રનિમેશ[1]—સતીની૦ ૯

ઊંધી સમજણ ઉર નવ ધારે ને, રાખે સંતોષ સદાય,
શાસ્ત્ર વિરૂદ્ધ જ્યાં વર્તન દિસે ત્યાં, સતી ન મૂકે પાય—સતીની૦ ૧૦

પાર્વતીએ જેમ શિવને પૂજ્યા ને, રૂક્મિણીએ ઘનશ્યામ,
સાવિત્રીએ જેમ બ્રહ્મા સંતોષ્યા ને, સીતાએ સેવ્યા રામ—સતીની૦ ૧૧

રન્નાદેએ રવિની રૂખ રાખીને, રોહિણીને જેમ ચંદ્ર,
તારાએ વાળી વાંદર જેમ વેઠયો, મંદોદરી દશકંધર[2]—સતીની૦ ૧૨

અરૂન્ધતી વશ વશિષ્ઠને, વળી ગૌતમ અહલ્યા નાર,
પાન્ચાલીએ જેમ પાણ્ડવ પૂજ્યા, દમંત્તિએ નળ સાર—સતીની૦ ૧૩

હરિશ્ચંદ્ર ને તારામતિ જેમ, જેની કીર્તિ પૂરાણે ગાઇ,
પતિતણું પણ[3] પાળવાને પોતે, પુત્ર સહિત વેચાઇ—સતીની૦ ૧૪

શાસ્ત્ર પૂરાણે છે સાખજ જેહની, અંબરિષકેરી નાર,
પતિનું વાયક પાળવા વેઠયું, અસહ્ય દુઃખ અપાર—સતીની૦ ૧૫

સર્વ કાર્યમાં સતી સ્ત્રીઓ રહે, સ્વામીને નિત્ય સહાય,
માયિક સુખદુઃખ મિથ્યા માને, ધાર્યું પ્રભુજીનું થાય—સતીની૦ ૧૬

ભાવે ભજે ભગવાન ભણે એમ, ભામિનીઓ ભરથાર,
ચારે પદાર્થ પતિ નિજ પેખે, તેજ પતિવ્રતા નાર—સતીની૦ ૧૭

---

૧. આંખનો પલકારો. ૨. રાવણ. ૩. ટેક.

## બાળમાતાને શિખામણ.

### ભુજંગી છંદ.

અતિ બાળ-આક્રંદ દુસ્સહ દિસે,
મતિહીન માતા હશે જોઇ હિંસે;
ન જોડો તદા જુક્તિ એ બાળ ખોવા,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૧

જુઓ જીવ એનું અરેરે ગજું શું!
લઘુ વેશ તો ભાન હોએ હજુ શું!
તદા જાળવો જીવને જંન[1] જોવા,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૨

અરે શું તમે માગણી એની જાણો,
નહીં એહનાં ચિહ્ન પૂરાં પ્રમાણો;
કદી યોગ્ય વેળા મળે પાન[2] તો વા;[3]
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૩

ખરે સર્વથી શ્રેષ્ઠ તો વાત એ છે,
જરા ઊં કરી શબ્દ કાને પડે છે;
કરો કાળજી સત્વરે પાન[4] સ્હોવા,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૪

હશે આંખમાં નિન્દ તો સ્તંન ચૂમો,[5]
ન લે મૂખ તો ક્રોધમાં સહુ ઘૂમો;
કરો દૂર એ કામ નાદાનીં જોવા,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૫

---

૧. મોટો થએલો. ૨. ધાવવું. ૩. વાહલા-આનંદ. ૪. પાન સ્હોવા= ધવડાવવાને. ૫. મ્હોંડામાં ઘાલો.

જુએ જાગતે બાળ આતૂર પાને,
વળી ક્રોધથી પાન ના હોય થાને ;
જુઓ દોષ એ બાળનો છે કશો વા !
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૬

કરે માગણી પાન ના ભાન હોતું,
ચઢે રાઢમાં સૂધ તે રોતું રોતું,
પછી પાનનો ખ્યાલ પ્હાનોજ[1] ખોવા
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૭

બહુ રોગ રોવાથકી સદ્ય થાએ,
અતિ કૂમળી તે નસો ફૂલી જાએ ;
કદી એટલેથી પતી જાય તો વા ;
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૮

લઘુ પિણ્ડ એને અતિ દુ:ખ થાશે,
કંઇ વાર મોટે થયે તે પિડાશે;
થશે ભંગ આશા ન ખામી તજો આ,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૯

જુઓ યોગ[2]–અજ્ઞાનથી બાળ માટે,
કરો વ્રત્ત બાધા ધરો સુખ સાટે ;
કરો એહ શું બાળને મૃત્ત જોવા !
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૧૦

કરો ચાલતું રીત એ શાસ્ત્ર સાખે,
પછી ભાવિ ભૂંડું ભણ્યું જક્ત આખે ;
છૂટો ગાળમાંથી ભલે દૈવ લો વા !
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૧૧

---

૧. દૂધનું ઉતરવું. ૨. યોગ–અજ્ઞાન=અજ્ઞાનના યોગે.

ચહો જો પનોતાં[1] થવા પુત્રયોગે,
સહુ સુખ કોરે ધરો તેજ જોગે ;
બહુ જુક્તિ જોડો રૂડો[2] જોગ જોવા,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૧૨

બીજી વાતમાં બુદ્ધિશાળી બનો છો,
બહુ ડાહ્યું ડાહ્યું મુખેથી ભણો છો ;
પ્રસંગે હઠીલાં બનો હાનિ જોવા,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૧૩

તજો હઠ ભૂંડી ભલું થાય બેનું,[3]
સહો દુઃખ પંડે ચહો સુખ એનું ;
કરો યુક્તિએ કામ એ બાળ સ્હોવા,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૧૪

ઘણું શું કહું બુદ્ધિ છે પાદપાની,[4]
રૂડું એજ જે ચાલવું શીખ માની ;
વિના ટાળે દોષ શું આંસુ[5] ધોવાં,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૧૫

ન કો માવડી એ શિશુશાપ લેતાં,
ભણુ ભાવથી કહે રખે દોષ દેતાં ;
ન દો ખોડ ખોટીથી જાતિ વગોવા,
અરે બાળમાતા, ન દો બાળ રોવા. ૧૬

---

૧. પુત્રવાળા, પુત્રવાન. ૨. સારો વખત નજરે જોવાને માટે. ૩. બે=બેયનું. બેહુનું. (સં૦ ઉભય.) ૪. પગની પાટલીએ. ૫. આંસુ ધોવા=આંસુ પાડવાં-રડવું.

## પંદર તિથિ

### ગુરૂગમ—ગરબી

( રઘુવંશી રામ રૂદેમાં રહેજો રે—એ રાહ )

ગુરૂગમની ગતિ અતિ ન્યારી રે
ગુરૂબોધતણી બલિહારી—ગુરૂગમની૦ ટેક.

ગોઠયું ગુરૂગમમાં મંન મારૂં રે,
ટળ્યું અંતરકેરૂં અંધારૂં રે,
ગુણ ગુરૂજીના શા શા સંભારૂં—ગુરૂગમની૦ ૧

મનગમતું ગુરૂજીએ કીધું રે,
શુદ્ધ જ્ઞાન પૂરણ પ્રીતે દીધું રે,
જીવ્યું જગમાં સફળ કરી લીધું—ગુરૂગમની૦ ૨

ગુરૂ પોતે પૂરણ બ્રહ્મરૂપ રે,
ઓળખાવતા આત્મસ્વરૂપ રે,
સુણો ગુરૂજી પ્રતાપ અનૂપ—ગુરૂગમની૦ ૩

પ્રભુ પડવે તે પહેલું ટાણું[1] રે,
સદગુરૂજીનું આવ્યું આણું[2] રે,
દુઃખ વામી વાયું સુખવહાણું—ગુરૂગમની૦ ૪

બીજે બોધ ગુરૂજીએ દીધા રે,
મોક્ષસાધન-મારગ સીધા[3] રે,
બોળે અટવાતાં ઉગારી લીધા—ગુરૂગમની૦ ૫

ત્રીજે તાપ ત્રિવિધિના ટાળ્યા રે,
બહુ જન્મના બોજ ઉતાર્યા રે,
ઉપદેશ-સુધા[4] સીંચી ઠાર્યા—ગુરૂગમની૦ ૬

---

૧. તક. ૨. તેડું ૩. શિખવ્યા. ૪. ઉપદેશરૂપી અમૃત.

ચોથે ચંચળ ચિત્તને તાણ્યું રે,
અટવાતું આકર્ષીને આણ્યું રે,
અંતરે તે ઉતારીને નાણ્યું[1]—ગુરૂગમની૦ ૭

પાંચેમે પંચેંદ્રિ વશ કીધી રે,
આડવાટેથી અંતર લીધી રે,
નિજ કાર્યમાં ઉતારી સીધી—ગુરૂગમની૦ ૮

છઠ્ઠે ષડ્‌રિપુને છંછેડ્યા રે,
તરછોડીને આઘે તેડ્યા રે,
મારી ખાસડાં દૂર ખસેડ્યા—ગુરૂગમની૦ ૯

સાતેમે સત્ય વચનજ કહે છે રે,
વામે વાંસના[2] વસમું એ છે રે,
મૂળ જન્મમરણતણું જે છે—ગુરૂગમની૦ ૧૦

આવી આઠમ આનંદકારી રે,
થઇ અલગ અજ્ઞાન-અંધારી રે,
સુઝી સ્વાત્મસદનતણી બારી—ગુરૂગમની૦ ૧૧

નોમે શાસ્ત્રનીતિ સમજાવી રે,
ભવબંધન ટળવા તે ભાવી રે,
જૂઠી જગતની મમતા મૂકાવી—ગુરૂગમની૦ ૧૨

દશેમે દાસદોષ નિવાર્યો રે,
મસ્તાનો મન-માતંગ[3] માર્યો રે,
જીવભાવના-ભેદ[4] સંહાર્યો—ગુરૂગમની૦ ૧૩

એકાદશીએ જે આત્મસ્વરૂપ રે,
શુદ્ધ, નિત્ય, અક્રિય, ચિદ્‌રૂપ રે,
ઓળખાવ્યું તે આપ અનૂપ—ગુરૂગમની૦ ૧૪

---

૧. દોરડાંએ બાંધ્યું. ૨. મનની ઉર્મીઓ. ૩. મનરૂપી હાથી. ૪. જુદાપણું.

પ્રભુ, બારસે બંધન છૂટયું રે,
ઉરે આવરણનું[1] પટ તૂટયું રે;
સ્વસ્વરૂપનું અંકુર[2] ફૂટયું—ગુરૂગમની૦ ૧૫

આણ્યો તેરશે તિવ્ર વિરાગ રે,
આશા તૃષ્ણાતણો થયો ત્યાગ રે;
ભાંગી ભ્રમણા કર્યો મહાભાગ[3]—ગુરૂગમની૦ ૧૬

ચિત્ત ચૈતન્ય[4] ચૌદશે પામ્યું રે,
અહં-મમતાનું વિભ્રમ[5] વામ્યું રે,
નિજાનંદતણું જડ[6] ઝામ્યું—ગુરૂગમની૦ ૧૭

પ્રેર્યો પુનેમે પરમાનંદે રે,
સ્વસ્વરૂપને વળી વળી વંદે રે,
ઉર ઉભરાયું પૂર્ણાનંદે—ગુરૂગમની૦ ૧૮

અમાવાસ્યા એ પર્વ મહાન રે,
પર્વ પુનિત મંગલમય સ્થાન રે,
અખંડાનંદનું અભિધાન—ગુરૂગમની૦ ૧૯

પામી પૂર્ણ પ્રસાદીનું દાન રે,
સચ્ચિદાનંદ સ્વરૂપ નિદાન રે,
બ્રહ્માનંદે ભળે ભગવાન—ગુરૂગમની૦ ૨૦

---

૧. પડદો. ૨. પીલો. ૩. મોટા ભાગ્યશાળી. ૪. બ્રહ્મસ્વરૂપનું ભાન.
૫. વિશેષ ભ્રમણા. ૬. મૂળ બાઝયું.

# શ્રી-ઉપયોગી ભાગવતસાર—દશમસ્કંધ
## કૃષ્ણજન્મસંબંધ-જન્મખંડ
### (પહેલા ચાર અધ્યાયનો સાર)

(ઢાળ—ધ્રુવજીના આખ્યાનનો—ચાલ ચંદ્રાવળાની)

આદિ નિરંજન નારાયણને, લાગું હું પ્રથમે પાય,
કૃષ્ણકૃપાથકી આદરૂં, શ્રી ભાગવતનો મહિમાય;
ભાગવત મધ્યે દશમસ્કંધ, પૂરણ મોક્ષતણો સંબંધ;
પૂછે પરિક્ષિત જોડી પાણ[1], શુકદેવજી તવ બોલે વાણ.
જય જય જય ગોવિન્દ. ૧

હરીરસ અમૃત ઘૂંટડો, પીતાં કોઇ ન તૃપ્તજ થાય,
વિરામે કૃષ્ણકથાથકી, નરદેહ તે કેમ મનાય,
દઢ તુજ ભક્તિકેરો ટેક, કથાશ્રવણનો એજ વિવેક,
નવે સ્કંધ તેં સૂણ્યા રાજ, અવતરતા પ્રભુ નિજ જનકાજ. જય૦ ૨

અધર્મ અતિશે વ્યાપિયો, થયો પૃથ્વીને પરીતાપ,
ભારે થઇ ભૂ આકળી, ત્યારે આવરિયું નિજ આપ,
ગૌ થઇ ચાલ્યાં બ્રહ્માપાસ, બ્રહ્મા લઇને જાય કૈલાસ;
શિવ[2] વિરંચી, ને સૂરનો સાથ, લઇને ચાલ્યાં ધરણીમાત. જય૦ ૩

ક્ષીર સમુદ્ર તીરે જઇ, પછી આરાધ્યા ભગવંત,
સ્તુતિ કરી સ્થીર ચિત્તથી, ત્યારે રીઝયા કમળાકંત,
અંતરીક્ષથી કીધી વાણ, હું છું એ સર્વેનો જાણ,
સૂરવર્ગ હું કહું તે કરો, યાદવ[3]માં જઇને અવતરો. જય૦ ૪

યાદવમાં જઇ અવતરો, ધરી આપ આપનો અંશ,
પાછળથી પ્રગટું અમો, દળું[4] દુષ્ટ અસૂરનો વંશ,
દુષ્ટ દળી ઉતારૂં ભાર, વર્તાવું જગમાં જયકાર,
વાણી સુણીને વિસ્મે[5] થાય, શિવ બ્રહ્માદિક લાગે પાય. જય૦ ૫

---

૧. પાણ=હાથ. ૨. બ્રહ્મા. ૩. યાદવમાં જન્મ લેઓ. ૪. સંહાર કરૂં.
૫. વિસ્મય=ચકીત થાય.

બોલ્યા બ્રહ્મા પછી દેવસું, થઇ આકાશે જે વાણ,
પ્રભુવચન પાળો પ્રેમસું, થાઓ જાદવ સૌ નિરવાણ,
સુરસ્ત્રીઓ પણ એમજ કરો, પ્રભુસેવા માટે અવતરો,
વસુદેવ–દેવકીકેરે અવાસ, શેષસહિત પ્રભુ થાય પ્રકાશ. જય૦ ૬

શેષ પ્રથમ ત્યાં પ્રગટશે, કરી ધારણ હળધર વેષ,
વિષ્ણુની આજ્ઞાથકી, કરે **માયા** ત્યાંહિ પ્રવેશ ;
દેવકીનો તે ગર્ભજ લઇ, રોહિણી-ઉદર ધારે સહી,
પ્રગટશે પછી પોતે ત્યાંય, ઉછરશે પ્રભુ ગોકુળમાંહ્ય. જય૦ ૭

વિરંચીની વાણી સુણી, સહુ દેવને શાન્તિ થાય,
વંદી પછી વિધિ દેવને, સુરવર્ગ થયો છે વિદાય ;
પ્રજાપતિ એમ પ્રેમજ ધરી, આશ્વાસન અવનીનું કરી,
પૂરણ બ્રહ્મને કરી પ્રણામ, શિવ–બ્રહ્માદિક ચાલ્યા ધામ. જય૦ ૮

સૂર સહુ પછી અવતરે, ધરી આપ આપનો અંશ,
સુરસેનની નગરી વિષે, એમ વાધ્યો જાદવવંશ ;
આ જાદવ સૌ કોને ત્યાંય, તેડયા સુરસેને મથુરાય,[1]
થાતાં દેવતણો ત્યાં વાસ, મથુરામાં હરિભક્તિવિલાસ. જય૦ ૯

મથુરામાં ઉગ્રસેનકેરી, સુતા દેવકી બાળ,
પરણાવ્યાં વસુદેવસું, શુભ મેળવી વેવિશાળ,
માનુની કરતી મંગળગાન, ગજ–રથનાં આપ્યાં બહુ દાન,
કનકરત્ન આપ્યાં છે રાય, કરતાં દેવકીને વિદાય. જય૦ ૧૦

સજ્જ કરી રથ જોતર્યો, ત્યારે દેવકીકેરો ભ્રાત,
કંસ બેઠો થઇ સારથી, નવ માની તે કોઇની વાત,
હાંક્યો રથ ને વાણી થઇ, મૂઢ કંસ, તું ચેતે નહિ,
બ્હેન તારીનો આઠમો બાળ, નિશ્ચે જાણુ તે તારો કાળ. જય૦ ૧૧

સાંભળતાં વિહ્વળ થયો, તે પાપી કંસ નરેશ,
રથ રાખી ઝટ ઉતર્યો, સાહ્યા દેવકીકેરા કેશ,

---

૧. મથુરાએ=મથુરામાં.

ખેંચી ખડગ કહે મારૂં સહી, વસુદેવે ત્યાં વાણી[1] કહી,
અરે રાય, અણુઘટતું થાય, બ્હેનતણી કરે સ્ત્રીહત્યાય. જય૦ ૧૨

દૃષ્ટાંત ત્યાં આપે ઘણાં, સ્તુતિ કરતા શ્રીવસુદેવ,
પુણ્યે પાપ ઠેલાય છે, નવ પાપથી આવે છેહ.[2]
પાપે પુણ્ય પાંગળું થાય, લખ્યો દિવસ નવ આઘો જાય,
તોએ ન સમજ્યો પાપી જંન, વસુદેવે તવ આપ્યું વચંન. જય૦ ૧૩

બાળક આઠમો મારશે, એવી વાણી થઇ આકાશ,
તે માટ પ્રત્યેક બાળને, હું લાવીશ ત્હારી પાસ,
આઠે ગર્ભ તું હણજે એમ, તો પછી મૃત્યુ થાશે કેમ,
ત્યારે પામ્યો કંસ વિરામ, શાંત થઈ ચાલ્યો નિજ ધામ. જય૦ ૧૪

શાન્તિ વળી આમ કંસને, ત્યારે દેવકી-દેવ સુધીર,
પાડ પ્રભુજીનો માનતાં, પછી પહોચ્યાં નિજ મંદીર;
કાળગમન કરતાંજ વિલાસ, દેવકીને નહિ ઉર ઉલ્લાસ,
સત્યવાસનાથી ગુણવંત, દેવકીને આવ્યું સીમંત. જય૦ ૧૫

પહેલો પુત્રજ જનમતાં, દૃઢ મંન થઇ તતકાળ,
સત્ય પોતાતણું પાળવા, જઇ આપ્યો તે કંસભૂપાળ;
સાચું લહી વસુદેવનું મંન, આતુર કંસ વદે છે વચંન,
ન હોય પુત્ર એ મ્હારો કાળ, માટે પધારો લેઇ એ બાળ. જય૦ ૧૬

પુત્ર તમારો આઠમો, તે કહેવાયો મુજ કાળ,
માટે હણીશ હું તેહને, તે જનમતાં તતકાળ;
સત્ય છે એમ વદીને ત્યાંય, વસુદેવજી નિજ મંદિર જાય,
કંસવચનનો શો વિશ્વાસ, ઉર વિષે નવ લેશ ઉલ્લાસ—જય૦ ૧૭

તવ નારદે મન વિચારિયું, આ તો અણુઘટતું નિરધાર,
શાન્તિ રહે આમ કંસને, તો તો ઉતરે કયમ ભૂ-ભાર;
કંસ વિષે જો ક્રૂરતા ન્હોય, શાન્તિથકી નહીં કારજ હોય,
કંસ વિષે ન્હોય ક્રોધ ને રીસ, અપરાધવિણ કેમ હણશે ઇશ—જય૦ ૧૮

---

૧. આકાશમાંથી અવાજ સંભળાયો. ૨. છેડો-અંત.

મથુરા વિષે ઝટ આવીયા, એમ ધારીને નારદમુન્ય,
કંસને કોપ ચઢાવવા, વદે મુખથી આમ વચંન ;
વ્રજમાં નંદાદિક નરનાર, વૃષ્ણિ[1] વિષે વસુદેવજ સાર,
મિત્ર સહોદર જે તુજ પાસ, પ્રગટ્યા દેવ એ કરવા નાશ—જય૦ ૧૯

એમ કહી જ્યારે કંસને, મુનિ પામ્યા તે અંતરધાન,
કંસ તે લાગ્યો દેખવા, સહુ સૃષ્ટિ દેવ-સમાન ;
દેવકીનો જે પહેલો બાળ, તે પણ દેખવા લાગ્યો કાળ,
દેવ-દેવકીને બાંધી બંધ, કારાગ્રહ પૂર્યાં ક્રોધાન્ધ[2]— જય૦ ૨૦

પહેલો પુત્ર એ મારીઓ, પછી જે જે પુત્રજ થાય,
કાળતણી શંકા કરી, કરે પ્રત્યેકની હત્યાય ;
પૂર્વ વેરનો પામી બોધ, જાદવ સાથે માંડ્યો વિરોધ,
સગાં-સહોદર જે નિજ જંન, પીડવા લાગ્યો સર્વ[3] રાજંન—જય૦ ૨૧

પછી પિતાને પાછળ કરી, લીધું રાજ્ય પોતાતણે હાથ,
ક્રોધે ચઢ્યો કંસ કારમો, હણવા સહુ જાદવસાથ,
પ્રલંબ ચાણુર, આદિ અસુર, પ્રેર્યા નરક આદિ જે ક્રુર,
કેશી, બકાસુર, કારમાં રૂપ, પ્રેરી પુતના કાળસ્વરૂપ— જય૦ ૨૨

વળી આશ્રય લઇ જરાસંધનો, જીત્યા જાદવ જે તે સર્વ,
ચક્રવર્તી પોતે થયો, મહા પ્રબળ પૂરણ-ગર્વ ;
જાદવ સરવે વ્યાકુળ થયા, જે જ્યાં ફાવ્યું ત્યાં જઇ રહ્યા,
અક્રુર આદિએ લીધું શર્ણું,[4] કંસ સેવી કરે પોષણ-ભર્ણું— જય૦ ૨૩

દુષ્ટતણું દળ ઉલટી, કરે જાદવમાં બહુ કેર,
વેદનાએ વિહ્વળ થકા, સહુ નાસતા એણી પેર ;
કંસ ક્રુર એ કૂડો કાળ, દેવકીના માર્યા ષટ્ બાળ,
સાતમો ગર્ભ ઉદર અભિરામ, પૂરણ અંસ શેષ-બળરામ— જય૦ ૨૪

ઉદર વિષે ગર્ભ આવતાં, દિસે દેવકી હર્ષિત મંન.
કંસનો કેર સંભારીને, વળી શોકમાં થાતાં લીન ;

---

૧. વૃષ્ણિકુળમાં. ૨. ક્રોધે આંધળો થએલો. ૩. સર્વ=સઘળાને.
૪. તેનું શરણું લીધું=તાબે થઇને રહ્યા.

અંતરજામીએ જાણી વાત, દુઃખ ધરે છે દેવકી માત,
યોગમાયાને તેડી હરી, વાત કહી વિવેચન કરી— જય૦ ૨૫

જાઓ, દેવી, મૃત્યુલોકમાં, કહું કરવાનું એક કામ,
દેવકી-ઉદર ગર્ભ જે, છે શેષજ મ્હારૂં ધામ;
તે લઇ રોહિણીને તન ધરો, નંદ[1]-વધુ-ઊદર સંચરો,
પુત્રી થઇ અવતરશો ત્યાંય, એથી આગળ ધાર્યું થાય— જય૦ ૨૬

મૃત્યુલોકે માન પામશો, દેવી, પૂજાશો રૂડી પેર,
અનેક નામથી ઇશ્વરી, થાશે સ્થાપન ઘેરેઘેર,
મહામાયા દુર્ગા અભિરામ, ચંડીકા અંબા સુખધામ,
નામ સરસ્વતી કૃષ્ણા ધરો, પામરની પીડા પરહરો— જય૦ ૨૭

પ્રદક્ષણા પ્રભુની કરી, દેવી ઉતર્યાં ધરણીમાંય,
ગર્ભ ઉપાડીને દેવકી,[2] ધરીઓ રોહિણી-કાય;
ગર્ભ ગળ્યાની[3] ચાલી વાત, કંસને મન થાતો ઉતપાત,
ગોવિન્દજીએ ગમતું કર્યું, આપતેજ વસુદેવે ધર્યું— જય૦ ૨૮

પૂરણ અંશ પ્રતાપથી, વસુદેવજી સૂર્ય-સ્વરૂપ,
તેજોમય તન હર્ષથી, દિસે મૂરતી મંગળરૂપ;
મંગળરૂપ થઇ વસુદેવ, અર્પ્યો ગર્ભ પત્નિ તતખેવ,
ઊદરમાં હરિનો હોય વાસ, આનંદરૂપ અતિ ઉલ્લાસ— જય૦ ૨૯

કારાગ્રહમાં કૃષ્ણજનો, થાતાં ગર્ભ પ્રવેશ,
દેવકી દિસે દેવસમ, નવ કષ્ટ લહે લવલેશ;
દેવકીરૂપ નિહાળી કંસ, આલ્યો મનમાં આણી ડંસ,
નવ રૂપ આ ભગ્નિ નિરધાર, એ મુજ પ્રાણતણો હણનાર— જય૦ ૩૦

નિશ્ચે એ હણવા મુજને, કીધો હરિએ હાંએ પ્રવેશ,
દેવકીદેહ દીઠો નહીં, તેજ મૂર્તિ કદી આ વેષ,
શો કરવો હાવે ઉપાય, સગર્ભ સ્રીહત્યા નવ થાય,
અંગોઅંગ થયો ઉચ્ચાટ, કૃષ્ણ-જનમની જોતો વાટ. જય૦ ૩૧

---

૧. નંદવધુ=જશોદા. ૨. દેવકીનો. ૩. ગર્ભ ગળ્યાની=બાળક અધુરે ગયું એવી વાત ગામમાં થવા લાગી.

વિષ હળાહળ વ્યાપીઊં થયો આકુળવ્યાકુળ ભૂપ,
દશો દિશા લાગ્યો દેખવા, સહુ કારમું કૃષ્ણસ્વરૂપ ;
હરિની માયા અપરંપાર, દેવને હર્ષજ હોય અપાર,
સ્તુતિ કરી કીધા નમસ્કાર, વસુદેવ દેવકી જુગદાધાર— જય૦ ૩૨

શ્રાવણ માસ સુશોભતો, રૂડું રોહિણી નક્ષત્ર સાર,
કૃષ્ણપક્ષકેરી અષ્ટમી, ઋતુ વર્ષા શાન્તાકાર ;
મધ્યરાત્રિ વિષે ઘનઘોર, પ્રભુ જનમ્યા થઇ કૃષ્ણ કિસોર,
જન્મમરણ જેને નવ હોય, અકળ કળા નવ જાણે કોય— જય૦ ૩૩

પૃથ્વી ઉપર જો[1] પધારીઆ, હરિ નારાયણ સાક્ષાત,
અમર સહુ અંતરિક્ષથી, કરે પુષ્પતણો વરસાદ ;
દુન્દુભી વાગ્યાં દેવજતણાં, ગાન[2] અપ્સરા કરતી ઘણાં,
મંદ સુગંધિત વાયુ વાય, ઝરમર ઝરમર વૃષ્ટિ થાય— જય૦ ૩૪

પ્રસુતચિહ્ન ન પેખતાં, દેવ-દેવકી આકસ્માત,
તેજોમયી હરિરૂપ ત્યાં, દીઠા જગતપતિ સાક્ષાત ;
શ્રીવત્સ-લાઞ્છન કૌસ્તુભ-માલ, પીતામ્બર શુભ તિલક ભાળ,
ચતુરભુજ છે આયુધ ચાર, શંખ, ચક્ર, ગદા, પદ્મજ સાર—જય૦ ૩૫

મેઘશ્યામ હરિ શોભતા, મણિમુકુટ કુણ્ડલ કાન,
કટિતર[3] અનુપમ મેખળા, શોભે બેરખી કંકણ પાણ ;
શ્રી હરિ દેખીને દિવ્ય વદન, વસુદેવ વિસ્મય પામ્યા મન,
કૃષ્ણતણો નિશ્ચે અવતાર, આપીશ ગાય હું દશ હજાર— જય૦ ૩૬

અયુત[4] ગોદાનજ આપવા, કીધો સંકલ્પ શ્રીવસુદેવ,
પુત્રભાવ પછી છાંડીને, સ્તવ્યા શ્રી દેવાધિદેવ ;
સચ્ચિદાનંદ તું આત્મારામ, કેવળ અનુભવ-આનંદ-ધામ,
કારણ સર્વનો બ્રહ્મસ્વરૂપ, કાર્ય વિષે પણ કારણરૂપ— જય૦ ૩૭

એહવો પ્રભુ આ લોકના, તું દુ:ખજ ટાળવા માટ,
મ્હારે અવાસે અવતર્યો, તું ચૌદ ભુવનનો નાથ ;

---

૧. જો=જ્યારે. ૨. ગાયન. ૩. કેડ ઉપર. ૪. દશ હજાર.

પાપીષ્ટ કંસ જો જાણે વાત, જેણે હણ્યા તુંજ ભાણ્ડુ સાત,
જન્મ સુણી આવે થઈ કાળ, તે માટે, હરિ, તું સંભાળ— જય૦ ૩૮

વળી દેવકીજી દેખી રૂએ, પરિબ્રહ્મ આ પૂરણ તેજ,
સ્તુતિ કરે કર જોડીને, પ્રભુ ઓળખીઆ મેં સ્હેજ ;
વસ્તુતઃ તું પૂરણ બ્રહ્મ, નિરાકાર નિર્ગુણ એ મર્મ,
તે વિષ્ણુ તું વ્યાપક દીપ, ઊભો આ રૂપે મુજ સમીપ— જય૦ ૩૯

ભક્તને ધ્યાનજ યોગ્ય આ, તુજ રૂપ તું સદ્ય સંતાડ,
ચર્મ-ચક્ષુ જીવ દેહને, નવ આમ તું એ દેખાડ ;
મુજ ઉદર જનમ્યો એ અંશ એમ કરો નવ જાણે કંસ,
કંસનો ભય તુજ માટે લહું, અબળા જાત અધીરી રહું— જય૦ ૪૦

વળી દેવકી કહે હરિ, મુજને ભાસે સંદેહ જેવું એહ,
આ રૂપ કેમ દેખાડીયું, વસી ગર્ભે ધરવો દેહ ;
ઉદર વિષે તું આવ્યો નાથ, શા હારે આ ચારજ હાથ,
લોક હસે સહુ મુજને તંન, શરીર કરો આ સંકોચંન[1]— જય૦ ૪૧

સ્વયંભુ મન્વન્તરે હતી, કહે હરિ તું **પ્રશ્ની** માત,
વસુદેવ સુતપા નામથી, હુતા પ્રજાપતિ સાક્ષાત ;
બ્રહ્માએ જવ આજ્ઞા કીધ, સૃષ્ટિ નિપાવા શિખજ દીધ,
તપ કર્યું થઈ ઇન્દ્રિજીત, કષ્ટે સહ્યાં વર્ષા, તડકો, શીત— જય૦ ૪૨

દુર્ઘટ તપ તમો આચર્યું, મતા પામવા શ્રી ભગવંન,
શ્રદ્ધા ભક્તિ જોઈ તમતણી, થયો આજ રૂપે હું પ્રસંન ;
વર માગો મેં આજ્ઞા કરી, મુજ માયામાં મોહજ ધરી,
મોક્ષતણું ભૂલીને ભાન, માગ્યો પુત્રજ મુજ સમાન— જય૦ ૪૩

બાળક તમને હતું નહીં, માટે કુત્સિત[2] માગ્યું વચંન,
હું સરખો પુત્ર માગીઓ, ત્યારે વિચારિયું મેં મંન ;
સકલગુણ હું સરખા સ્હોય, નવ એવો કો બીજો હોય,
પ્રગટ્યો પુત્ર હું પૂરણકામ,[3] **પ્રશ્નીગર્ભ** મ્હારું ત્યાં નામ— જય૦ ૪૪

---

૧. સંકોચન=સમાવી દેઓ. ૨. નઠારૂં—અયોગ્ય ૩. કામ પૂરણ=ઈચ્છા પૂરી કરનાર.

પછી બીજે જન્મ પ્રગટયાં તમો થઇ **અદિતિ-કશ્યપ** રૂપ,
ત્યાં મેં ધર્યું તુજ ઉદરે, માતા **વામનજીનું** સ્વરૂપ;
મનુષ્યરૂપે અવતરતાં માત, પૂર્વ જનમની ન સાંભરે વાત,
માટે દેખાડયું આ આવું સ્વરૂપ, થઇશ હવે હું બાળકરૂપ— જય૦ ૪૫

બ્રહ્મરૂપે ભજતાં મુને, માતા રાખતાં પુત્રનું હેત,
ચિન્તવતાં અહનિશ મુને, થશો હું રૂપ એજ સંકેત;
ઉપદેશી માતને બોલ્યા વાણ, વસુદેવને કહે છે નિરવાણ,
કંસતણા ભયથી જો ડરો, તો હું કહું તે યુક્તિ કરો— જય૦ ૪૬

ગોકૂળ જઇ મુજને ધરો, જસોદાજીકેરી પાસ,
જન્મી ત્યાં **માયા** કન્યકા, તેને લાવો તમારે અવાસ;
એમ કહી વપુકાયા[1] કરી, દેવકીએ દિલ માયા ધરી.
વસુદેવને કહે ઝટ એ કરો, લઇ કન્યાને વેગે વળો— જય૦ ૪૭

જાવાને જ્યાં તત્પર થયા, હરિમાયાનો નહીં પાર,
લોહ-સાંકળ બંધન થકાં, આફ્ણીએ[2] ઉઘડયાં દ્વાર;
દ્વારપાળની શક્તિ હરી, નિદ્રાવશ નવ જાગે ફરી,
સૂર્ય વિષે તમનો નહીં વાસ, અડચણ સહુ તેમ પામી નાશ— જય૦ ૪૮

વસુદેવ મારગ સંચરે, લઇ મૂર્તિ આ બાળમુકુન્દ,
ઇન્દ્રને આનંદ ઉલટયો, ઘનવૃષ્ટિ કરે મંદમંદ;
વસુદેવને જળ લાગ્યું શરીર, બાળક કાજ કરે તદબીર,
રક્ષણ કરવા શેષે તત્ર, સહસ્રફેણનું ધરીયું છત્ર— જય૦ ૪૯

જમના તટે થંભ્યા જઇ, વહે લ્હેરે સરિતાતીર,
વાતવૃષ્ટિ જળ ઉછળે, કરે ગંભીર ગર્જના નીર;
ભ્રમરાદિ કરતા બહુ શોર, એ કાંઠા વહે છે ભરપૂર,
વૈકુંઠનાથનો અડતાં પાગ, જમુનાજીએ દીધો માગ— જય૦ ૫૦

જમુનાવિષે થકી સંચર્યા, વસુદેવજી લઇને બાળ,
ગોકુળમાં મધરાત્રિએ, સહુ ઊંઘતા ગોપગોવાળ;

---

૧. વપુકાયા = મનુષ્ય-બાળકનું શરીર. ૨. એની મેળે.

નંદતણા ઘરમાં સંચરી, લીધી કન્યા સુતને ધરી,
જસોદાજીનું ટાળ્યું જ્ઞાન, પુત્રપુત્રીનું ભૂલવ્યું ભાન— જય૦ ૫૧
યોગમાયા લેઇ આવીને, મેલી દેવકી સોડમાં તેમ,
નિગડ[1] ભોગળ સરવે થયું, હતું આગળ બંધજ જેમ;
બેડી બંધનને હતું તેમ ધર્યું, માયાએ રડવું જારી કર્યું,
બાળરૂદન સુણીને તત્કાળ, ઝબકીને જાગ્યા રખવાળ[2]— જય૦ ૫૨
સજ થઈ ધાયા સેવકો, જઇ જગાડયો કંસ ભૂપાળ,
શું સુતો નિદ્રાવશ થઇ, આવ્યું બહેનને આઠમું બાળ;
સુણતાં વાત સૂકાયું નૂર, બેબાકળો[3] ધાયો કંસ અસૂર,
પડતો આથડતો છૂટે કેશ, દેવકીને કહે કંસ નરેશ— જય૦ ૫૩
ઝટ લાવો બાળ બહાર એ, મુજ તલપી રહી તલવાર,
કાળ મ્હારો ક્રુર કૃષ્ણ એ, કયારે કાપું એને નિરધાર;
તલપંતો જોઇ ક્રુર-વદંન, દેવકી કહેતાં દીન વચંન,
નોય કૃષ્ણ તહારો આ કાળ, પુત્રી એ મુજ આઠમું બાળ— જય૦ ૫૪
બ્હાર કરો, બંધુ, બહેનોની તમો છત્રપતિ નરભૂપ,
કન્યાનો કાળ કરો તમે, તવ લાજશે રાજસ્વરૂપ;
કન્યા કયમ કરશે તુજ ઘાત, બાળસ્ત્રીહત્યા હલકી વાત,
પુત્ર હોત તો પ્રાણજ લેત, મ્હોટો થઇ તુજને દુઃખ દેત— જય૦ ૫૫
સુન્દર બાળી સોહામણા વીરા, સર્વ હણ્યા તુજ હાથ,
અન્યાય નવ ગણું તાહેરો, મુજ દૈવગતિનો બાધ;
દીન વચન મ્હારૂં આ માન, આપ મને આ એક સંતાન,
પુત્રી તમારી ગણો એ વીર, કલ્યાણી હો તુજ શરીર— જય૦ ૫૬
એમ કહેતાં કાંપી દેવકી, લેઇ હૃદયસું ચાંપી બાળ,
તોય દયા નહીં દૈત્યને, મારી કંસે તે કારમી ફાળ;
ઝુંટવી બાળને પકડયા પાય, શીલા સાથ પછાડવા જાય,
છટકી બાળ તે જ્યોતપ્રકાશ, ઉડી ગઇ દેવી આકાશ— જય૦ ૫૭

---

૧. બારણાને બંધ કરવાની આડી. ૨. રખવાળ—(સં૦ रक्षपाल)=રખેવાળ. ૩. બેબાકળો—(સં૦ व्याकुल)=ગભરાયલો.

આકાશે અષ્ટભુજા થઈ, દીધું દેવીએ દર્શનદાન,
ત્રિશુલ દિસે કર કારમું, ધર્યાં આયુધ જાજ્વલમાન;
દિવ્યાભૂષણ કંઠે માળ, તીલક ચંદન ચર્ચ્યાં ભાળ,
સૂરવંદ્ય[1] માયા નિરવાણ, અંતરીક્ષથી બોલી વાણ— જય૦ ૫૮

કંસ કુબુદ્ધિ રાય તું, મુજ મારે શું કાઢે સાર,
કાળ અહ્યા તુજ કારમો, તેણે ક્યાંય ધર્યો અવતાર;
દેવીતણું આ સુણી વચન, વણપાવક[2] પ્રજ્વલતો મન,
દુષ્ટ મતિ ટળી પામ્યો બોધ, કાઢી નાખ્યો તુર્ત વિરોધ— જય૦ ૫૯

વસુદેવ-દેવકીને નમ્યો, ગ્લાની પામીને કંસ ભૂપાળ,
બંધનથી કર્યાં મોકળાં, બ્હેન બનેવીને તતકાળ;
બેહુ કર જોડી કહેતો સત્ય, અણધારતું મેં આચર્યું કૃત્ય,
માર્યાં તમારાં મેં ન્હાનાં બાળ, થાશે હવે કેવા મુજ હાલ— જય૦ ૬૦

બાળહત્યા મેં કીધી ઘણી, દીધું નિર્દોષને બહુ દુઃખ,
કર્મગતિ કેવી માહેરી, મુને ક્યાંથી હોએ હવે સુખ;
સત્યવાદી તમ બહુ સાધ[3], ક્ષમા કરો મ્હારો અપરાધ,
એમ કહીને મૂક્યું ધીર[4], બેહુ લોચને વહેતાં નીર— જય૦ ૬૧

કાઢ્યાં પછી દેવ-દેવકીને, બંધનમાંથકી દૂર,
આકાશવાણી ખરી ગણી, થયો ભયભીત કંસ અસુર;
ભયભીત થાતો દૈત્યજ દુષ્ટ, કાયાએ પામ્યો બહુ કષ્ટ,
લજ્જા પામી પડતો પાય, વસુદેવે સંતોષ્યો રાય— જય૦ ૬૨

વસુદેવ વ્હાલ ધરી કહે, અહ્યા સાંભળો કંસ ભૂપાળ.
હર્ષ-શોક મિથ્યા ખરો, મ્હારૂં ત્હારૂં એ આળપંપાળ;[5]
કર્તા હર્તા જુગદાધાર, માણસ મિથ્યા લે શિર ભાર;
મિથ્યા મનને કરવો કલેશ, સંતોષ્યો એમ કંસ નરેશ— જય૦ ૬૩

આમ વિરામી વિરોધથી, થયો કંસજ ત્યાંથી વિદાય,
રાત્રિ વટી દીન ઉગતાં, તેડયા નિજ પ્રધાનને ત્યાંય;

---

૧. દેવોએ વંદવાને યોગ્ય. ૨. વગર અગ્નિએ. ૩. સાધ=સાધુ=પવિત્ર. ૪. પોતાની ધીરજ છોડી દીધી. ૫ નકામું જેવું.

યોગમાયાની અકળીત વાણ, દૈત્યોને તે કીધી જાણ,
રાયવચન સુણી દૈત્યો વદે, દ્વેષ દેવ પર ધરતા હ્રદે— જય૦ ૬૪

દ્વેષ ધરી દુષ્ટ બોલતા, શિશુરૂપ છે આપનો કાળ,
તો હણો ગામેગામનાં, સહુ ન્હાનાં મ્હોટાં બાળ;
ઝટ એ આજ્ઞા દીજે રાય, જુઓ કરે શું દેવો સહાય,
દુર્બળ દેવને નિત્ય ઉદ્વેગ, શું સહેશે તે ત્હારો વેગ— જય૦ ૬૫

બ્રહ્માજી ભાંજે ઘડે, વિષ્ણુ કરતો તે વિભવવિલાસ,
શિવ સંન્યાસી તે શું કરે, વિષધારી વસે વનવાસ;
ઇન્દ્રતણું બળ જાણો અલ્પ, શો કરવો સંકલ્પવિકલ્પ,
તોપણ તે અસુરોને શૂળ, માટે હણવાં તેનાં મૂળ— જય૦ ૬૬

ગો, બ્રાહ્મણ ને વિપ્ર જે, વળી પુનિત તીર્થ સુધર્મ,
યજ્ઞ યાગ તપ વ્રત જ્હાં, દિસે વર્તતો વિષ્ણુધર્મ;
ધર્મતણાં આવાં જે ઠામ, કરો નિકન્દન[1] તેનાં નામ,
વેદવિહિત સાધુજન જેહ, તે સરવેનો આણો છેહ— જય૦ ૬૭

સંતસાધુઓને પીડવા, એમ પ્રેર્યા તે કંસે અસુર,
ગોવધ બ્રહ્મહત્યા કરે, માની પ્રાક્રમ એમાં પૂર;
બાળ બહુના લેતા પ્રાણ, જાણે કાળતણી હોય હાણ,
નિર્દયતાએ ન રાખે નૃત્ય, કંસતણું પરવારે પુન્ય— જય૦ ૬૮

એમ કંસે તે કેર ચલાવીઓ, છાંડી મનથી છેકજ મ્હેર,
ધર્મતણું મૂળ ફેડવા, જેને વ્યાપ્યું તે ઝાઝું ઝેર;
વાગી હાક ત્યાં કંસજતણી, રંક પ્રજા રંજાતી ઘણી,
મથુરામાં આ કારમો કેર, ગોકુળમાં શી થાતી પેર—જય૦ ૬૯

હવે ગોકુળમાં શ્રીનંદને, ઘર મંગળ ઓચ્છવ થાય,
પુત્રજન્મ સુણી વ્રજવિષે, સહુ આનંદ ઉર ન માય;
હર્ષે તોરણ બાંધ્યાં બાર, મંગળગાન કરે વ્રજનાર,
નોબત શરણાઇ વાજે સાર, વેદ ઉચ્ચારે વિપ્ર અપાર— જય૦ ૭૦

---

૧. નિકંદન કરો = નાશ કરો.

જાતકકર્મ[1] વિધિવડે, કીધું નંદજી નિજ કુમાર,
સંતોષ્યા સહુ વિપ્રને, દીધાં દાન ત્યાં અપરંપાર ;
વેદવાદી[2] વદતા કલ્યાણ, બંદીજન બોલે જયવાણ,
ગોપ-ગોપીને ભારે ગર્વ, હર્ષે ઘેલાં દિસે સર્વ— જય૦ ૭૧

પછી ચાલી વધામણી કારણે, સહુ ગોપિકા આનંદ અંગ,
વસ્ત્ર આભૂષણ શોભતાં, ધર્યાં નાનાવિધ નવ રંગ,
ચાલી ચતુરાં નંદજીદ્વાર, હૈયે ધરતી હર્ષ અપાર,
આશિષ દેતી સરવે નાર, ચિરંજીવી હો નંદકુમાર— જય૦ ૭૨

પૂરવાસી મળ્યા પ્રેમથી, દધી-ઓચ્છવ માનસુકંન,
દધીઘૃત હળદર મેળવી, સહુ છાંટે પરસ્પર તંન ;
એક એકને કરતાં હાસ, માખણના મુખ ઉપર પાસ[3],
વાજિત્રના નાનાવિધ નાદ, મુખથી કરતા મંગલવાદ— જય૦ ૭૩

ગોકુલ ઘેલું દિસતું, સહુ પૂરણ ઉર ઉલ્લાસ,
લક્ષ્મીનાથ પધારતાં, કીધો લક્ષ્મીએ વ્રજમાં વાસ ;
પ્રભુની માયા અપરંપાર, વ્રજવૈકુંઠ દિસે નિરધાર,
તોરણ સાથિયા ઘેરેઘેર, વ્રજમાં દિસે લીલાલ્હેર— જય૦ ૭૪

પછી નંદ જતા મથુરા વિષે, કંસને કર આપવા કાજ,
નિજ બાળકને સંભાળવા, મેલ્યા ગોપ ઘણા મહારાજ ;[4]
કંસને જઈને આપ્યું દાણ, વસુદેવને થઈ તેની જાણ ;
ઉઠ્યા મળવાને નિજ વીર, નંદનિવાસે ચાલ્યા ધીર— જય૦ ૭૫

વસુદેવ જઈ નંદને મળ્યા, ઉઠ્યા આસનથી નંદરાય,
આલિઙ્ગન કર્યું હેતથી, સ્નેહસાગર ઉલટ્યો ત્યાંય ;
બેઠા તે ભ્રાત બેઉ આસંન, પૂછ્યા કુશળ અન્યોઅન્ય,
પુત્ર વિષે છે જેનું મંન, વસુદેવજી તે બોલ્યા વચંન— જય૦ ૭૬

પ્રભુ ઘડપણમાં તમો પામીયા, પુત્રરૂપીજ મ્હોટું ધંન,
રાંકને રત્નજ સાંપડ્યું, તો કરજો યોગ્ય જતંન ;

---

૧. જન્મ વખતની ક્રિયા. ૨. વેદના ઉચ્ચાર કરનારાઓ—વેદ ભણનારાઓ.
૩. ડાઘ. ૪. મહારાજે=નંદજીએ.

વાત વિચારીને બોલ્યા વાણ, ગ્રહસ્થાશ્રમ તુજ સફળ પ્રમાણુ,
અભાગીઓ હું જે આઠ બાળ, કંસે તે સર્વનો આણ્યો કાળ—જય૦ ૭૭

સંસારચક્રે હતો ચઢયો, ભાઇ ભ્રમણામાં મુજ દેહ,
મહાભાગ્યે આવી મળ્યો, મિત્ર તે સમયે તું જેહ;
મિત્રમેળાપે થયું મુજ સુખ, દૂર થયું સહુ દોહેલું દુઃખ,
તુજ મેળાપથી નિશ્ચે જાણુ, મૃત આ દેહમાં આવ્યો પ્રાણુ—જય૦ ૭૮

વસુદેવજી વળી બોલીયા, એક સાંભળો બીજી વાત,
વ્રજમાં જે રોહિણીપુત્ર છે, તે માનતો તમને તાત ;
માતસહિત તે વ્રજમાં રહે, તમ વિણુ ઓથ[1] ન કોની લહે,
પુત્ર ગણી કરજો પાળંન, માયાભાવ ધરીને મંન— જય૦ ૭૯

પછી નંદ પોતે વસુદેવને, કહે ધરશો ન ઉર ઉચ્ચાટ,
કંસે કરી બહુ ક્રૂરતા, એ છે અદૃષ્ટ કેરી વાત ;
પુત્રમરણનો મિથ્યા શોક, પ્રાપ્તિ થયે ફૂલાતું ફોક.
જીવીતને સહુ આવી મળે, પુત્ર-અપ્રાપ્તિ તે પણ ટળે— જય૦ ૮૦

જરા શાન્ત થયા વસુદેવજી, પણ માયાનો મ્હોટો વેગ,
નંદને કહેતા સંકેતથી, ધરી ઉરે અતિ ઉદ્વેગ ;
કંસ ક્રૂર ધાર્યું વિપરીત, જો સમજો તો ચેતો ચિત,
વાર ઘણી થઇ કરતાં વાત, હોય રખે વ્રજમાં ઉતપાત— જય૦ ૮૧

કંસે દોડાવ્યા છે દુષ્ટને, સહુ બાળનો કરવા નાશ,
કાળ એનો કહીં એ મસે, જાણે પામે તે સદા વિનાશ ;
દૈત્ય માયા વે અકળ સ્વરૂપ, નવ ઓળખાએ તેનાં રૂપ,
ઝટ તે માટ પધારો ઘેર, બાળક જાળવો રૂડી પેર— જય૦ ૮૨

વસુદેવની વાણી સુણી, થયું નંદનું ધીરજ લોપ,
શકટ જોડીને સજ થયા, તવ સત્વર નંદજી ગોપ ;
વેગે વળ્યા ગોકુળની વાટ, ઉર વિષે ઉપજે ઉચ્ચાટ,
વસુદેવજીની સાચી વાત, વ્રજમાં હોય રખે ઉતપાત— જય૦ ૮૩

---

૧. આધાર, આસરો.

વસુદેવ-નંદસમાગમે,[1] થયા પૂરણ પાંચ અધ્યાય,
કૃષ્ણજન્મતણી એ કથા, કહી પૂરણ ઇષ્ટ કૃપાય;
ઇષ્ટ-કૃપાએ પૂરણ હોય, દોષ દિસે નવ લેશો કોય,
નરનારી સહુ નેહે કરી, સમરો ભાવ ધરી શ્રીહરિ— જય૦ ૮૪

કૃષ્ણજન્મતણી એ કથા કહે પરિક્ષિતને શુકદેવ,
મનવાંછિત-ફલદાયિની, હરે અંતરનો અહમેવ;
અંતરનો અહમેવજ હરે, તાપ ત્રિવિધને દૂરજ કરે,
ષટ્‌શત્રુ ત્યાં મૂકે મામ,[2] પૂરણ મોક્ષતણું એ ધામ— જય૦ ૮૫

વળી ગાય, શિખે ને સાંભળે, જેહ પ્રેમે કરે નિત પાઠ,
સુખ-શાન્તિ પામે સદા, મટે જન્મ-મરણ-ઉચ્ચાટ;
મનુષ્યદેહનું સાર્થક જેહ, હું-મમતા ટળી મળશે તેહ,
પૂરો પ્રભુજી પૂરણ કોડ, બોલો જયજય શ્રીરણછોડ— જય૦ ૮૬

સૂર્યદેહાતટ શોભતું, સ્થળ રાજનપુર[3] જે રંક,
વાસ ત્યાં કવિપદરજતણો, છે **ફક્કાભટ** અવટંક;
ઉદિચ્યસહસ્ત્ર જ્ઞાત અભિરામ, **શિવશંકરદરૂં** કુળનામ,
ભાગ્યવાન હોએ **ભગવાન**, કૃષ્ણ કથારસ કરતાં પાન— જય૦ ૮૭

---

૧. મેળાપ. ૨. અભિમાન છોડી દે. ૩. રાજનપુર—રાંદેર.

# શ્રી કૃષ્ણ બાલચરિત્ર.

## પુતના વધનો ગરબો.

[હાંરે જમુનાને તીરે મ્હારો વ્હાલો—એ રાહ]

(હાંરે) બાળચરિત્રતણો મહિમાય
પૂછે શુકજીને પરિક્ષિત રાય રે—બાળ૦ ટેક.

જાણ્યું જન્મ્યા તે બાળમુકુન્દ,
થયો ગોકુળમાંહી આનંદ,
પૂર્ણ ભાગ્ય તે જશોદાનંદ રે—બાળ૦ ૧

ગોપગોપીને હર્ષ ન માય,
નંદ ઘેર વધામણી જાય,
જાતકર્મ કર્યું નંદરાય રે—બાળ૦ ૨

પછી નંદજી મથુરા જાએ,
કર આપવાને કંસરાયે,[1]
મળ્યા વસુદેવ આવી ત્યાંયરે—બાળ૦ ૩

અહોભાગ્ય તમો ગોપનંદ,
પામ્યા અમૂલ્ય પુત્રરતંન,
ઘણું જાળવી કરજો જતંન રે—બાળ૦ ૪

એમ વસુદેવ કરતા વાત,
વ્હેલા ગોકુળ જાઓની ભ્રાત,
રખે પુત્રને હોય ઉત્પાત્ત રે—બાળ૦ ૫

કંસે ફેરવી દૈત્યમાં આણ,
બાળમાત્રની કરવા હાણ,
તમો દિસો છેક અજાણ[2]—બાળ૦ ૬

---

૧. કંસરાયને—સંબંધાર્થે ચતુર્થી ૨. અણજાણ્યું હોય તેવું.

આવું સાંભળી થઇ ચિન્તાય,
વેગે નંદજી થાતા વિદાય,
એવે ગોકુળમાં શું થાય રે—બાળ૦ ૭

કંસે પૂતના કરી જે તૈયાર,
કહ્યું મારવા બાળકુમાર,
મોહરૂપ ધરી ચાલી નાર રે—બાળ૦ ૮

ધર્યાં શોભતા સૌ શણગાર,
પાયે ઝાંઝરનો ઝણકાર,
રૂપ રૂપતણો ભંડાર રે—બાળ૦ ૯

દિસે હોય દેવાઙ્ગના ભારી,
સ્તન મધ્યે હળાહળ ધારી,
પેઠી વ્રજમાં તે કારમી નારી રે—બાળ૦ ૧૦

દેખી મોહ્યા તે ગોપગોપાળ,
નવ રોકી કોણે તે નાર,
જઇ પ્હોંચી તે નંદને દ્વાર રે—બાળ૦ ૧૧

બહુ મંન વિષે મલકાતી,
ફૂટયું કર્મ ફોગટ તે ફુલાતી,
થઇ પોતાની[1] ઘરમાં જાતી રે—બાળ૦ ૧૨

પેઠી મંદિર ધરી અભિમાન,
ખોળે લીધા તે શ્રી ભગવાન,
માંડયું કરાવવા પયપાન રે—બાળ૦ ૧૩

જોઇ જસોદાજી વિસ્મે થાતાં,
હશે એહ કે હું ખરી માતા,
પ્રભુ પૂરણ ભારે[2] થાતા રે—બાળ૦ ૧૪

---

૧. જાણે સગ્ગી પોતાની હોયની તેવી રીતે. ૨. વજનદાર.

પાન કરતાં તે ચૂસ્યું રૂધીર,
લાગ્યું પીડવા પુતના-શરીર,
વ્હેવા લાગ્યાં છે નેત્રે નીર રે—બાળ૦ ૧૫

પાડી ચીશ ને પડતી તે ધર્ણું,
પામી રાક્ષસીરૂપે તે મર્ણું,
રમે ઊરે અશરણા શર્ણું રે—બાળ૦ ૧૬

દોડયાં માત ગોપીઓની સંગે,
લીધો બાળને ઝટ ઓછંગે,
દેખી વિપરીત કંપ્યાં અંગે રે—બાળ૦ ૧૭

ધવડાવી આલિંગન કીધાં,
આંખ આંજી ઓવારણાં લીધાં,
બાંધી નજર ને પોઢાડી દીધા રે—બાળ૦ ૧૮

હરિ હાથે હર્યાં જેના પ્રાણ,
થયું પુતનાનું આત્મકલ્યાણ,
પામી સદ્દગતિ સ્વર્ગપ્રયાણ રે—બાળ૦ ૧૯

વદે સર્વ મુખે ધન ધન્ય,
દેવદુન્દુભી વાગ્યાં ગગંન,
પુષ્પવૃષ્ટિ કરે તે પાવંન રે—બાળ૦ ૨૦

દેખી પુતના ભયંકર તંન,
નંદ વિસ્મય પામતા મંન,
કહ્યાં વસુદેવે સત્ય વચંન રે—બાળ૦ ૨૧

પિતા-માતનું લહી અભિમાન,
નંદ જસોદા ભૂલ્યાં ભાન,
એવા દેવાધિદેવ ભગવાન રે—બાળ૦ ૨૨

# તૃતીય વિલાસ—ભાગ ચોથો.

## પ્રચલિત રાહની પ્રાસંગિક સંગિતકૃતિઓ.

### રાગ ધનાશ્રી.

દેવ દેવેશ દયાળ,<br>
સ્મરૂં નિત દેવ દેવેશ દયાળ ; ટેક.<br>
આદિ નિરંજન અકળ સ્વરૂપે,<br>
વિવિધ ધર્યો અવતાર. સ્મરૂં—૧<br>
મચ્છ કચ્છ વરાહસ્વરૂપે,<br>
કહાડી પૃથ્વિબ્હાર. સ્મરૂં—૨<br>
નૃસિંહસ્વરૂપે પ્રહલાદ તાર્યો,<br>
અસુરનો આણ્યો કાળ. સ્મરૂં—૩<br>
વામનરૂપે પૃથ્વિ યાચી,<br>
બળી ચાંપ્યો પાતાલ. સ્મરૂં—૪<br>
પરશુરામ થઈ પરશુ ધરીને,<br>
ક્ષત્રીનો કીધો સંહાર. સ્મરૂં—૫<br>
રાવણ રોળ્યો રામજન્મ લઈ,<br>
દીપાવ્યું દશરથદ્વાર. સ્મરૂં—૬<br>
મથુરામાં વસુદેવ દેવકી,<br>
કુખ ધર્યો અવતાર. સ્મરૂં—૭<br>
ઉછરીઆ પ્રભુ નંદધામમાં,<br>
કરવા અસુર સંહાર. સ્મરૂં—૮<br>
કંસ દળીને ધર્મતણી તેં,<br>
પુનઃ કરી પ્રતિપાળ. સ્મરૂં—૯

ભાવિમાં લેશો કલિયુગમાં,
બુદ્ધતણો અવતાર. સ્મરૂં—૧૦
ભવ ભય હરજો દાસ ભગુનો,
મટવા જગતજંજાળ. સ્મરૂં—૧૧

## ગણપતિની સ્તુતિ.

(રાગ ઉપર પ્રમાણે.)

કરીએ પ્રથમ પ્રણામ,
ગણપતિ, કરીએ પ્રથમ પ્રણામ. ટેક.
માત ભવાની તાત શ્રીશંકર,
ગજાનન ગુણગ્રામ. ગણુ૦ ૧
મુષક વાહન મોદક અહારીન,
આનંદરૂપ અભિરામ. ગણુ૦ ૨
સિદ્ધિ બુદ્ધિ બે, ઉત્તર દક્ષણ,
લક્ષલાભ કુલ નામ. ગણુ૦ ૩
શુભ પ્રસંગે સર્વે કાર્યમાં,
જપતું જગત તમામ. ગણુ૦ ૪
વિઘનહરણ સુખકરણ શરણજન,
શાન્તિપ્રદ સુખધામ. ગણુ૦ ૫
મનવાંછિત મેળવવા માટે,
પ્રેરે ભક્તને હામ. ગણુ૦ ૬
સેવક જન ધરી પૂજ્ય ભાવના,
સ્તવતા આઠે જામ. ગણુ૦ ૭
રાખે નિત રળિયાત રહીને,
શરણાગતની મામ. ગણુ૦ ૮

આસ્તિક જનની આશા પૂર્ણ કરી,
આપે આશિષ આમ. ગણુ૦ ૯
દાસ ભગુની વિનતિ શ્રવણુ કરી,
દેજો અવિચળ ધામ. ગણુ૦ ૧૦

## શારદાસ્તુતિ.

(ચાલ ભુજંગીની.)

નમી શારદામાતને પાય લાગું,
થવા વાણિ મુજ વિમળ વરદાન માગું;
મનકામનાપુરણુ માતુ મયાળ,
કરો દિવ્ય મુજ દેવ દેવી દયાળ. ૧

રહો રાજી આ રંકપેં રાતદહાડો,
નહિ કારણુ તે ચરણુથી દૂર કહાડો,
કમળ ભૂતણી કન્યકા છો કુમારી,
સદા સર્વદા બાળ તું બ્રહ્મચારી. ૨

સિંચીને સુધા, વાણી ને સુદ્ધવાળો,
રખા દોષ તેમાં દિશે દૂર ટાળો;
કરોની કૃપા દીનને દાસ જાણી,
પુરો વાસના અંતરે દાઝ આણી. ૩

ચતુર્વેદ પિતાશ્રીથી પ્રાપ્ત કીધા,
વિણાપુસ્તકો માળ કરમાંહી લીધાં,
શિખીરૂઢ થૈને ફરો સુરધામે,
તુજ દર્શને પ્રસનતા પૂર્ણ પામે. ૪

ધર્યાં શ્વેત વસ્ત્રો રૂડાં અંગરાજે,
મણીરત્ન આભુષણો કિરિટ છાજે,
મહિમાતણાં મહિતળે ગાન ગાયે,
ભાતૃભાવથી નિત્ય તુંજ ભક્તિ ચાહે. ૫

## રાસલીલા

મારે ઘેર આવજો રે હો માવા—એ રાહ

ગૌધેન ચારતા રે હરિવંનમાં,
વેણુનાદ ગાજી રહ્યો છે ગગંનમાં. ગૌધેન. ટેક.

જમુનાને તીરે રમે હરી રંગે ;
ગોપગોવાળા તે વાછરૂ સંગે. ગૌધેન. ૧

એકદિ રાત્રી રહ્યા ત્યાં સાથમાં ;
તાન એ તાળી દઇ હરી હાથમાં. ગૌધેન. ૨

મોહ ભરી વાંસળી વિઠલે વગાડી ;
ગોકુળમાં ગોપિકા સઘળી જગાડી. ગૌધેન. ૩

ત્રિભૃંગ વેશે વનિતાઓ જાગી ;
ઉઠી ઝટ અકળાઇ બાળતાળ ત્યાગી. ગૌધેન. ૪

ભાન ભૂલી દીસન્તી સહુ નારી ;
ચાલી અંગ આભુષણુ અવળાં ધારી. ગૌધેન. ૫

હરીરાસ રમિયા ત્યાં વનની માંય ;
ગોપીઓને આનંદ ઉર ઉભરાય. ગૌધેન. ૬

ગોપસંગ કાછ કછે વનમાળી
અન્યોઅન્ય લે છે હરીકર તાળી. ગૌધેન. ૭

આમ લીલા પ્રભુજીની પ્રેમે નરખે ;
અંતરીક્ષ અમર અંતરમાં હરખે. ગૌધેન. ૮

બ્રહ્માદિક વેગે વિમાન ચઢી આવે ;
પ્રભુજીને પ્રેમથી પુષ્પે વધાવે. ગૌધેન. ૯

ધન્ય ગોપગોપી ને ગોકુળ ગામ ;
જ્યાં હરીલીલા કરે સુખધામ. ગૌધેન. ૧૦

ભગવાન ભાવે ભજો નિત નામ ;
લેજો પ્રભુ, શરણે પૂરણ કામ. ગોધેન. ૧૧

## કાનડો દરબારી

ગિરિજાસુત ગણપતિદેવા—ગિરિજાસુત૦—ટેક.
સુખદ શાંતિકર, દુખહર દીનજન,
દેવતણા અધિદેવા—હેજી દેવતણા૦—ગિરિજાસુત૦ ૧
(ધ્રુવપદ)—સંકટે સહાયકારી, ભવભય ભારી હારી,
વિઘન વિદારીકારી—
(દાદરો)—એકદંત મુખકરવારી સકળ સૃષ્ટિ શાન્તિકારી,
ભાગ્ય ભગ્નનું સુધારી—
દેઓ મુક્તિપદ મેવા—હેજી દેઓ૦—ગિરિજાસુત૦ ૨

## ઠુમરી—ખમાચ—ત્રિતાલ

જય વિઘ્નહરન વરદાયક તું—(૨) જય વિઘ્નહરન૦—
વરદાયક તું, ગણનાયક તું જય૦—ટેક.
ગિરિજાસુત ગજવદન લંબોદર, સેવક સુખપદદાયક તું—જય૦ ૧
મંગળકારી મનોરથપૂરણ, વિશ્વ સકળ, વિભુ, વ્યાપક તું—જય૦ ૨
જગતજાળ-જંજાળનો ભારી-ભય ભગવાન ઉથાપક તું—જય૦ ૩

## ઠુમરી—ખમાચ—ત્રિતાલ

ચંચળચિત ચોદશ ભટકી રહ્યું—(૨) ચંચળચિત૦
ચિત ભટકી રહ્યું હેજી ભટકી રહ્યું—ચંચળચિત૦—ટેક.
મર્કટ તરૂવરશાખ ચઢી જયમ, ડાળડાળ પર લટકી રહ્યું-(૨)-ચં૦ ૧
વિષયથકી નથી ક્ષણભર વળતું, જઇજઇને ત્યાં અટકી રહ્યું—ચં૦ ૨
મોહવારૂણી મદથી છાકી, ફોગટ ફૂલી ફટકી રહ્યું—ચં૦ ૩
કાચ-કથીરમાં લોભે લપટી, કંચન પારસ પટકી રહ્યું—ચં૦ ૪

સત્ય વસ્તુનો શોધ ન કરતું, ધૂળ-ધૂમાડો ઝટકી રહ્યું—ચં૦ ૫
ભક્તિસુધા ભગવાન ભૂલીને, વિષ-વિષયારસ ગટકી રહ્યું—ચં૦ ૬

(રાહ—આજ તો હમારે બાગું, ભોલા શંભુ આવે.)

સાચું શ્રીહરિનું નામ, કાચું સર્વ કોઈ—સાચું૦—ટેક.
માતતાત ભ્રાત ભગિની, પુત્રપુત્રી દારા,[1]
સુખના સંગાથી સરવે (૨), અંત સમે ન્યારા–હરહર અંત–સાચું૦ ૧
હય હાથી હીરા મોતી, નાવે કોઇ કામ,
ધંનધામ ધારા સરવે (૨), પડયું રહે ઠામ–હરહર પડયું૦—સાચું૦ ૨
કહે ભગુ ભજવા હરિ મૂકી મંન-મેલ,
સુકૃત કરો તો થાશે (૨), સ્વર્ગે જાવું સ્હેલ-હરહર સ્વર્ગે—સાચું૦ ૩

(રાહ—કાહેકુ દેહ ધરી હો મનવા, કાહેકુ દેહ.)

એળે ગયો અવતાર, ભજન વિના—એળે ગયો અવતાર.
જાણ્યા ન જગદાધાર, ભજન વિના—એળે ગયો અવતાર—ટેક.
મૂર્ખ થઇ મતિમંદ અભાગી, જોયો ન સારાસાર;
ઇશ્વરની નહીં ઓળખ કીધી (૨), અજ્ઞાન ઉરમાં અપાર—ભજન વિના
એળે ગયો અવતાર— ૧
વિશ્વંભરને[2] દીધો વિસારી, ભક્તિ ઉપર નહિ પ્યાર;
નારાયણના નામતણી તુંને (૨), લાગી ન લગની લગાર—ભજન વિના. ૨
જન્મમરણનું જોખમ ભારી, પૂરણ પારાવાર;
મનુષ્યદેહ ઉગરવા-વારી (૨), તેનો ન જરીએ વિચાર—ભજન વિના. ૩
ભણે ભગુ એ આળસ ખોટું, મ્હોટું માથે આળ;
ભવસાગરનું ભ્રમણ[3]જ ભારી (૨), પામે ન પ્રભુવિણ પાર—ભજન વિના. ૪

---

૧. સ્ત્રી-ધણીઆણી. ૨. વિશ્વંભરને—(વિશ્વ=દુનિયાને=ભર-સુધા૦=ભરણપોષણ કરનાર), દુનિયાને પાળનાર. ૩. દુનિયારૂપી દરિયામાં ભટકવું ઘણું જોખમ ભરેલું છે.

(રાહ છેલડાનો.)

હો ભૂંડા ! ભૂલી ગયો તું ભગવાનને રે—હો ભૂંડા૦—
હો ભૂલ્યો ભૂલ્યો—અનિહાંરે—ભૂલ્યો ભૂલ્યો
તું વચનફેરૂં ભાન રે નાદાન—ભૂલી ગયો તે ભગવાનને રે—ટેક.
જોને કીધા તેં કોલ ગર્ભવાસમાં રે—હો જોને૦
હો છૂટો થાવા—અનિહાંરે—છૂટો થાવા
તેં માગ્યું કૃપાદાન રે નાદાન—ભૂલી ગયો૦ ૧
થાતાં છૂટો જઠર-મળમૂત્રથી રે—હો થાતાં૦
હો અડતાં અવની-અનિહાંરે-અડતાં અવની
તુંને આવ્યું અભિમાન રે નાદાન—ભૂલી ગયો૦ ૨
મ્હારૂં ત્હારૂં તું માની લાગ્યો રીઝવા-રે—હો મ્હારૂં૦
હો શિશુવયમાં[1]—અનિહાંરે—શિશુવયમાં
તેં માન્યું મન માન રે નાદાન—ભૂલી ગયો૦ ૩
આ જીવનવ્હાણું વાળ્યું વ્હાલાંના વિનોદમાં રે—હો જીવન૦
હો ચઢતે પ્હોરે—અનિહાંરે—ચઢતે પ્હોરે
તેં ચાખ્યું પ્રીતિપાન રે નાદાન—ભૂલી ગયો૦ ૪
મધ્યકાળે મચ્યો તું મોહજાળમાં રે—હો મધ્ય૦
હો ત્રીજે પ્હોરે—અનિહાંરે—ત્રીજે પ્હોરે
તું તાન[2]માં ગુલતાન રે નાદાન—ભૂલી ગયો૦ ૫
અસ્તકાળે તું દિસે અકળાયલો રે—હો અસ્ત૦
હો આખરવેળા—અનિહાંરે—આખરવેળા
શું અર્થે આવી સાન રે નાદાન—ભૂલી ગયો૦ ૬
ભાળી ભય ભગવાન ભટકયો રહે રે—હો ભાળી૦
હો હૈયાંફૂટા—અનિહાંરે—હૈયાંફૂટા
શેં ગણાવું હેવાન રે નાદાન—ભૂલી ગયો૦ ૭

૧. નાનું બાળક હતા ત્યારે. ૨. દુનિયાદારીમાં મચ્યા રહેવું તે.

## જીવને ઉપદેશ.

### પદ ૧ લું.

( શીખ સાધુજી દે છે રે શિષ્યો સહુ શ્રવણે ધરે—એ રાહ.)

જીવ, જોની તું જાગીરે, સુતો શું તું સોડ[1] કરી ;
મનુષ્યદેહ મોંઘો રે, મળે નહીં ફરી રે ફરી. ટેક.

દેવને પણ દુર્લભ રે, મેળવવાને મથન કરે ;
કોણ પુણ્યે તું પામ્યો રે, મુરખ ના તું મંન ધરે ;
જીવ૦ ૧

લક્ષચોયાંશી ફરતાં રે, ભવ ભવ અટવાયો ;
ભાન તોય ન આવ્યું રે, ગોવિંદગુણ ના ગાયો ;
જીવ૦ ૨

જકડાયો તું જબ્બર રે, જગતજંજાળ મહીં ;
મચ્યો હું-મમતામાં રે, બીજું કાંઇ સુઝે નહીં.
જીવ૦ ૩

મચ્યો ઘરકામમાં રે, હરાયો[2] તું ઢોર થઇ ;
આખર થવા આવી રે, તોયે કાંઈ ચેતે નહીં.
જીવ૦ ૪

યમ એળે ગુમાવ્યો રે, અમુલખ ચિંતામણી ;
મતિ મંદ તું થૈને રે, ભાગ્યહીણા મૂર્ખ બણી.
જીવ૦ ૫

અલ્યા, આમ શું બેઠો રે, અવળી તું વાટ ચઢી ;
ક્યાંથી યમ શિખ્યો રે, કેણે ત્હારી બુદ્ધિ ઘડી.
જીવ૦ ૬

---

૧. સોડ=ચાદર મોં પર તાણીને માથે ઓઢવી તે. ૨. હરાયો=મસ્તિએ ચઢેલો.

આશાતૃષ્ણાનું રંગેરે[1], રાતદિ તું રટણ કરે;
શિખ સંત સાધુતણી રે, જરીએ ન શ્રવણે[2] ધરે.
જીવ૦ ૭

કંઈ કર્મસંજોગે રે, પરો[3] પરીતાપ કરી;
સુખરાશીનું શરણું રે, ધારી લેને સ્નેહ ધરી.
જીવ૦ ૮

થશે જન્મ સાર્થક રે, ભવિષ્ય ભલું ભળશે;
ભાવે ભગુ કહે છે રે, પ્રભુપદમાં મળશે.
જીવ૦ ૯

પદ ૨ જું.

(રાહ આગળ પ્રમાણે.)

જીવ કાયાને કહે છે રે, માયા ત્હારી મોહભરી;
સ્નેહ સબળ સંધાયો રે, જુદાઈ ન જાણું જરી. ટેક.

રસબસ રહી તેમાં રે રમે રૂડી રંગરેલી[4];
અહોનિશ ઉભરાએરે, આણંદની ઉર ઝ્હેલી[5]. જીવ૦ ૧
પ્રેમઘેલીનું દેખી રે, અંતર અભિમાન ધરૂં;
પાડ પ્રભુજીનો માનીરે, નમી નમી નિત્ય સ્મરૂં. જીવ૦ ૨
વારંવાર હું વદતો રે, લીલા પ્રભુની ન્યારી;
જોડ્યું જુગતે તેં જોડું રે, દીધી મુને પ્રાણપ્યારી. જીવ૦ ૨
કરૂં રટણ હું રાતદિ રે ઉરે અભિલાખ ધરી;
અન્ય કાંઇ ન સુઝેરે, ઝંખું જાણે ફરી રે ફરી. જીવ૦ ૪
પ્રેમપાસમાં પુરો રે, મચી મચી ખૂબ રહ્યો;
શત જોજન છેટું રે, ભાન એ કાં ભૂલી ગયા. જીવ૦ ૫

---

૧. રંગેરે=આનંદમાં છકીને. ૨. શ્રવણે=કાને. ૩. પરો=દૂર. ૪. રંગરેલી=દુનિયાદારીનો વૈભવ. ૫. ઝ્હેલી=પરજન્યધારા.

કાણુ હું ને એ કાણુ છે રે, મારે એને સગપણુ શું ?
આંખે બાંધી અંધારી રે, મુરખ નવ દેખું કશું. જીવ૦ ૬
મલકાતો હું મ્હાલું રે,[1] ફરૂં બની મદમાતો;
એકી નજરે હું ન્યાળું રે, હોંસ ભરી હરખાતો. જીવ૦ ૭
ધિરધારી ધરૂં હું રે, ધ્યાન ધરણીધરનું;
સદા સુખ શાંતિપ્રદરે, પ્રભુપદનું શરણું. જીવ૦ ૮
કરી અલગ ઉપાધિઓ રે, મુળમાં હું જઇને મળું;
ભગુ ભાવિ ભાળી ભલુંરે, બ્રહ્માનંદ[2] માંહી ભળું. જીવ૦ ૯

## ઈશ્વરની અકળ કળા.

### (રાગ આશાવરી).

અકળ કળા અતિ ન્યારી—
પ્રભુ, તા'રી અકળ કળા અતિ ન્યારી—ટેક.
સૂર્ય ચંદ્ર ગ્રહ ગોળતણી ગૂઢ,
રચના રચી તેં વિચારી—પ્રભુ તા'રી અકળ૦ ૧
મહાસાગર, નદી, પહાડ, પર્વતો
વૃક્ષલતા બલિહારી—પ્રભુ તા'રી અકળ૦ ૨
ઉદ્‌ભિજ[3] સ્વેદજ,[4] અંડજ[5] આદિ,
ઠાઠ કર્યો ઠીક ધારી—પ્રભુ, તા'રી અકળ૦ ૩
પ્રાણી, પદાર્થો યમ નાનાવિધ,
નિમ્યા નર ઉપકારી—પ્રભુ, તા'રી અકળ૦ ૪
પંચ ભૂતનો પ્રપંચ-યંમ રચી,
દોરી તેં નિજ કર ધારી—પ્રભુ તા'રી અકળ૦ ૫

---

૧. આનંદ ભોગવું. ૨. બ્રહ્માનંદ=મુળસ્વરૂપનો આનંદ. ૩. જમીનમાંથી ઉગતાં-એટલે-વનસ્પતિ. ૪. પરસેવાથી ઉત્પન્ન થતા જીવો. ૫. ઈંડાંમાંથી નીકળતાં-એટલે પક્ષીઓ.

ભૂમંડળ અદ્ભુત અગમ[1] ગતિ,
ભ્રમણા ન ભાંગે એ ભારી—પ્રભુ, તા'રી અકળ૦ ૬
બ્રહ્મા સરખા ભેદ ન પામ્યા,
હામ બેઠા સહુ હારી—પ્રભુ, તા'રી અકળ૦ ૭
મનુષ્ય માત્ર મમતામાં મચેલા,
હુંપદહય[2] અસ્વારી[3]—પ્રભુ, તા'રી અકળ૦ ૮
અભિમાને લહી હું ને મા'રૂ,
આખર થાય ખુવારી—પ્રભુ, તા'રી અકળ૦ ૯
શરણાગત તુંજ થાઉં સવેળા,
ભય ભગવાન સંહારી—પ્રભુ, તા'રી અકળ૦ ૧૦

## રામવિયોગ—ભરતવનવાસ

(રાહ લાવણીની)

કર્યો શો કેર મા તું મારી, બળી એ રાજગાદી ત્હારી.
મંથરા મૂઢ મતિ નારી, કપટનું કૃત્ય કર્યું કારી.
માતપિતાની કરી પેર શી શો વર્તાવ્યો કેર,
આણી અયોધ્યા પર શી આફત, કરી વ્હાલાંમાં વેર.
ઝેરી આ દષ્ટિ શી ન્યારી,
વર્ત્યું શું વિપરીત આ ભારી—કર્યો શો. ૧

સૂજ્ઞ ભ્રાત મમ પ્રાણ રામને, આ સમયે વનવાસ.
સુમિત્ર સીતા સાથ સંચર્યાં, મુજ મન પામ્યું ત્રાસ,
આશ તજી હામ ગયો હારિ,
કપટ જોઈ છૂટે કંપારી—કર્યો શો. ૨

---

૧. અગમ-અગમ્ય=જાણી-સમજી ન શકાય એવી. ૨. હુંપદહય-હુંપણું એ રૂપી ઘોડો. ૩. અસવારી—

ગુરૂવચન હું શીશ ચઢાવું, પ્રજા પાળવા કાજ,
પાદુકા પૂજી પધરાવું, રામતણું એ રાજ,
કાજ સૌ મંત્રીકર ધારી,
થાય, ભગુ, ભરત બ્રહ્મચારી—કર્યો શો. ૩

ગુર્જર ભાષાનું ગૌરવ વધારનાર મહુંમ કવિશ્રી નર્મદાશંકર લાલશંકરના સ્વર્ગવાસ સમયે તેમની સાથેના સંબંધને લીધે લાગણી થઇ આવવાથી તે પ્રસંગે આ નીચે આપેલો લલિત છંદ રચાયો. એને કવિશ્રીની પ્રસાદી ગણીને તેમજ પહેલી કૃતિ હોવાને લીધે કાવ્ય રચવા તરફ અભિરૂચી ઉત્પન્ન થઇ, જેથી કવિશ્રીના સ્મરણાર્થે આ પુસ્તકમાં એ કૃતિ લીધી છે.

## લલિત છંદ

[ભાષાદેવીનો વિલાપ.]

અરર એ પ્રભુ, ગજબ શો કર્યો;
શરણુ માહેરૂં, નર્મ કાં હર્યો!
સુખ સમૂળગું, આજથી ટળ્યું;
ભવિષ માહેરૂં, ધૂળમાં મળ્યું. ૧
વિરરસે ભર્યા, પ્રેમમાં ગળ્યા,
ગુણ વિરૂદ્ધ એ, સ્હેજ થૈ ભળ્યા,
રસિક સંગમાં, રંગીલી બની
નિરમળી છતે, શોભતી ઘણી. ૨
વિવિધ ભૂષણે[1], દીપવી તને[2]
રસ[3] સિંચી કરી, ફાંકડી મને
લલન કોડથી, થૈ હું ગર્ભિણી,
સુઘડ સંતતી[4], પ્રાપ્ત થૈ ઘણી. ૩

૧. જુદા જુદા ભાષાલંકાર વગેરે. ૨. તને=શરીરે. ૩. રસ-ભાષા રસ-નવે રસ. ૪. છોકરાં એટલે સારાં સારાં પુસ્તકો.

પિતુતણા સદા, ગુણુ એ[1] ભજે,
અવર દોષ જે, સ્હેજ તે તજે;
ફરી[2] વિદેશમાં, માન મેળવે,
કવણુ[3] આશરો, તેહને હવે. ૪

ભવિષમાં[4] લખ્યું, શું હશે થવું,
કવણુ આશરે, માહરે જવું,
નિરમ્યું ભાવિ જે, તે કયમે મટે,
અબળ રીબવી, નર્મ ના ઘટે. ૫

વિનવું હે યદુ, નાથ તુજને
તનુજ[5] સાજ જે, જાળવે મને
અધિક યોગ્યતા, પૂર્ણ એ છટે,
પતિ તું મેળવે, પીડ આ મટે. ૬

ભાષાદેવીને સાન્ત્વન—દોહરા.

ઇંદ્રાણી પતિ ઇંદ્ર તે બહુ વેળે બદલાય,
પણ સો યજ્ઞ પૂરા કરે, તો તે યોગ્યજ થાય; ૧

ત્યમ તુજ પતિ નર્મદ પડયો, તો નિરમ્યો કો વીર,
પુણ્ય પૂરે આવી મળે, કે' ભગુ ધરવી ધીર. ૨

## લલિતરચના.

[ લલિત લક્ષણે શોક ભાસતો,
હ્રદય ભેદીને ગ્લાની પામતો;
રસ અતિશયે દીપતો ભગુ,
નરર આણીને અંતમાં લગુ

આ છંદની રચનામાં અગિયાર અક્ષર આવે, એ ગણમેળ અથવા અક્ષરમેળ છંદ છે. એની દરેક લીટીમાં ૧ નગણ, ૨ રગણ, અને છેડે લ, ગુ, (—લઘુ ગુરૂ) આવે.]

---

૧. એ-સંતતિ=પુસ્તકો. ૨. ઠામ ઠામ પ્રસ્તાર પામીને. ૩. કોનો આશરો હતો. ૪. ભવિષ્યમાં=ભાગ્યમાં. ૫. છોકરાં.

# ચતુર્થ વિલાસ.

## ભોળાનાથનું ભાવિ

અને

## વિજ્યા-વિજયરંગ.

—એક સામાજિક કુચાલદર્શક કલ્પિત વાર્તા—

દોહરા.

પૂર્વે આર્યાવર્તમાં, સંસ્થાનો બહુ નેટ;
**વિપ્રપૂર** તેમાં વડું, સર્વ સ્થળોમાં શ્રેષ્ઠ. ૧

વસે વિપ્ર તેમાં વડા, માંડી આશ્રમ-ઠામ;
વેદ વિધિ-વર્તન સદા, અન્ય નહીં કંઇ કામ. ૨

રાજ્યતણા આશ્રયથકી, ચાલે સહુ[1] નિર્વાહ;
નિજ આશ્રમ નિયમતણો, પૂરમાં વહે પ્રવાહ. ૩

નિત્ય કર્મ નિત આદરે, વેદાધ્યયને[2] મગ્ન;
યજન-પૂજન-ઉત્સાહમાં, રહેતા નિત્ય નિમગ્ન. ૪

અગ્નિહોત્ર ઘરઘર સજે, પાળે વૈદિક ધર્મ;
શુદ્ધ ક્રિયા કરવે નિપુણ, કરે ન અવિહિત[3] કર્મ. ૫

ચોપાઇ.

સશાસ્ત્ર[4] છે સહુના આચાર,
અધર્મનો નવ લેશ પ્રચાર:[5]
કલીસત્તા બલવત્તર[6] સહી,
ભ્રષ્ટ બુદ્ધિ કોઇએકની થઇ. ૧

---

૧. સહુ=સહુનો. ૨ વેદ ભણવાને. ૩. ઉલટું (શાસ્ત્રથી). ૪. શાસ્ત્ર પ્રમાણે. ૫. ફેલાયો. ૬. વધારે બળવાન (અન્યસાપેક્ષક તુલના).

પાપ એકનું સહુને નડયું,
અગ્નિહોત્રમાં વિઘ્નજ પડયું;
કલીએ એમ કર્યો સંચાર,
પામ્યું ભ્રષ્ટપણુંજ પ્રચાર. ૨

પાપરૂપ[1] એ જ્યાં ત્યાં નડે,
નીતિનિયમમાં પાછા પડે;
જેમ જેમ અવિહિત થાતો ભાવ,
દુષ્ટ કલીનો ફાવે દાવ. ૩

રાજસી[2] વૃત્તિમાં મન ધરે,
અન્ય વર્ણસમ તે આચરે;
વ્યવહારે તે વધતા ગયા,
ટળી વિપ્ર ને વિભવી થયા. ૪

વેદવિધિ[3] જે રહ્યા નિપુણ,
નવ કીર્તિમાં પામ્યા ન્યૂન[4];
ઊંચ કૂળ એવાં કોઇ રહ્યાં,
અન્ય નીચ વૃત્તિમાં ગયાં. ૫

દોહરા.

**વિપ્રપુર** એમાં વળી, નામે **ભોળાનાથ**;
વસે એક બ્રાહ્મણ વડો, નિજકુળવર્ગજ સાથ. ૧

ઊંચ કુળે જન્મેલ એ, અતિ અભિમાને પૂર;
વિદ્યાએ વાંધો વડો, નહિ બ્રાહ્મણનું નૂર. ૨

અંગે અતિશે શામતા, કંઠે ધરતો માળ;
ભસ્મે ભાગ્ય દિપાવતો, વરણાગીમાં વાળ. ૩

---

૧. પાપ જેવું-અપવિત્ર કરનારૂં. ૨. દુનિયાદારીના વૈભવ તરફનું વળણ. ૩. વેદવિધિ=વેદવિધિએ (સપ્તમી). ૪. ન્યૂન = ન્યૂનતા-ઓછાપણું.

માતપિતાને એકનો-એક હતો એ પુત્ર;
સાધારણ સંપત્તિથી, શોભંતું[1] ઘરસૂત્ર. ૪
સદ્‌ગૃહસ્થોની રે'મથી, ભીખે ભરતાં પેટ,
કડછીનું કામણ કરી, નાણું સંચય નેટ, ૫
ખર્ચ નહીં ઝાઝો ધરે, નહિ માણસનું જોર;
જૂજ જથે જર જોડીયું, ત્રણ પચ્ચીનો[2] દોર. ૬
દુર્ભાગ્યે એને હતી, દુર્મતિ નામે નાર,
સાસુના સંતાપથી, જોડંતી[3] સુખ જાર[4]— ૭
ઉમ્મર સોળતણો થયો, જ્યારે ભોળાનાથ;
દુર્મતિ વર્ષ અઢારની, સોહન્તી[5] તે સાથ. ૮
'ઊંચ કુલે એમાં કશું, અચરજ જેવું હોય,
ઉંચ જ્ઞાતિ કુલિન ઘરે, કેમ કજોડાં ન્હોય? ૯
ઘણો ખરો નિર્મૂલ થતો, કુચાલ એ દેખાય;
તોપણ અસલ વિચારના, કો ઘર અદ્યપિ થાય.' ૧૦
અવસર રૂડો આવીઓ, દુર્મતિનું સીમંત;
હર્ષ દિવાળી જેટલો, હોંસ ધરે અત્યંત. ૧૧
ઉચ્ચ પ્રજા ઉપજે,[6] સરે ધર્મ, અર્થ ને કામ
પણ શાસ્ત્રીય સંસ્કારનું,[7] નહીં દેવું કંઇ નામ. ૧૨
ભાવે ભોજન ન્યાતને દીધું છૂટી ધાર;[8]
પુત્ર પ્રસવવાથી પ્રસન્ન, થાતી દુર્મતિ નાર. ૧૩
પુત્રપનોતી[9] જ્યાં થઇ, જાતે ઓછું[10] પાત્ર;
ગણે ન સસરા-સાસુને, ભોળો તે કોણ માત્ર. ૧૪

---

૧. શોભતું હતું. ૨. સાધારણ પૈસો. ૩. જોડતી (હતી). ૪. સુખ-જાર-જારસુખ—વ્યભિચાર. ૫. સોહન્તી=સોહતી—શોભતી (હતી) ૬. ઉપજે=ઉપજાવે (ભૂ૦ કૃ૦). ૭. શાસ્ત્રમાં કહેલા સંસ્કારો. ૮. છૂટી ધારે=છૂટાં ઘી પીરસીને. ૯. પુત્રને લીધે સપગલાંની. ૧૦. હલકું,

ભોળો સહુ સમજે ખરો, પણ નહિ ઉમ્મર પૂર;
રંક સ્વભાવે દુખીઓ, નહિ પોતામાં શૂર. ૧૫
વળી થોડે દહાડે થયો, માતપિતાનો કાળ;
ભોળો આવ્યો ભીડમાં, મનમાં મ્હોટી ફાળ. ૧૬
કરજ કરીને ખર્ચ તો, માતપિતાના કીધ;
દુર્મતિને ડાહી થવા, શિખામણ બહુ દીધ. ૧૭
ઘર સઘળું માથે પડ્યું, નહી ઉદ્યમે મર્દ,
પેટ ભરે જોરાવરી, દુર્મતિને નહિ દર્દ. ૧૮
પચ્ચીશ વર્ષે પ્હોંચતાં, પાંચ થયાં સંતાન;
પુત્રી ચાર ચતૂર ને, પુત્ર એક **કપિતાન.** ૧૯
પુણ્ય દિવસ પરવારીઓ[1] પ્રગટી પાપી રાત,
ગબડ્યો ઘોર અંધારીએ, નિર્મળ ભોળો નાથ. ૨૦
માથે દુ:ખ દેવાતણું, ઘરમાં સ્ત્રીનું સાલ;
નહિ છાંટો જ્યાં સુખનો, ભોળાના શા હાલ! ૨૧
દુ:ખે દૂર થવા કરે, બહારજ રે'વા ચ્હાય;
વિદ્વાનોના વ્યૂહ[2]માં, મૂર્ખે ક્યાં બેસાય? ૨૨

## ભોળાના પશ્ચાત્તાપનો ચિતાર.

શાર્દૂલવિક્રીડિત.

માબાપે મુજને ન ભાવ ધરીને, વિદ્યા શિખાવી[3] કશી,
બાળ્યાથી ભવ મૂજ બાળ-લગને[4] મૂઓ નકામો ફસી;
ધારીને કુળ-ગર્વ-કાળગૃહમાં નાંખ્યો શું ન્હાની વયે,
ભૂલીને નિજ ધર્મ માતપિતુ, ઓ, છૂટું હું યત્ને કયે! ૧
સંસારે સિંચીને ધર્યો શું ધિકતો અગ્નિ અવિદ્યાતણો,
આ પ્રાણાન્ત અસહ્ય દુ:ખ અતિશે,[5] દાહે હું દાઝું ઘણો;

---

૧. પરવાર્યો=પૂરો થયો. ૨. સમૂહ—સમુદાય. ૩. શીખવી. ૪. લગ્ને.
૫. દુ:ખ અતિશે—અતિશય દુ:ખે (તૃતીયા).

શા પાપે જનમ્યો હું ઊંચ કૂળમાં, સિદ્ધિ શી વિમાસવે,
કર્મોનાં ફળ ભોગવીશ ભવ આ, છૂટીશ બીજે ભવે. ૨
નિચે નર્ક[1]થકી અધિક ગણના, બૂરી ઊંચા કૂળની,
નર્કે એ રહવા[2] ઘટે ન જન જે, જન્મે ખરે એ બની;
નીચાં કર્મ હશે અતિ અધમ જે કૂડા અનર્થો ફળો,
ઊંચા ને અવિચારી કૂળ-વરગે[3] જન્મી સહે તે ફળો. ૩
પૂર્વે ઊંચ ઠરેલ જેની ગણના, વિદ્યા વડે તો ખરે,
પૂઠેથી ગણી નામનીજ ગણના, કોરે ધરી તે અરે!
વિદ્યા નાશ થતે હુંભાવ ધરતે, જૂઓ ગતિ કેવી આ!
થૈ[4] પૂર્પારથ[5]હીન ફોગટ ફરે, નામે કશી આશ ત્યાં? ૪

વસંતતિલકા.

હું પંડિતોની વચમાં બકરૂપ ભાસું,
કાગે[6] ઘટે નિજ સમૂહ રહેવું ખાસું;
ભાવિ ભણેલ વિધિનું નહિ કેદી નાશે,[7]
કોટી ઉપાય કરતાં, નવ તે હણાશે.

દોહરા.

એમ લહી ભોળો પછી, દૂર કરવા નિજ દુઃખ;
કાળ-ગમન મિથ્યા કરે, દુર્મતિને તે સુખ. ૧
પાડોશી સમજુ હતો, દે ભોળાને શીખ;
કાળે ધેર્યો બ્હાવરો, અમૃત માને વિખ[8]. ૨
મિત્ર મળ્યા સહુ મૂરખા, દુર્વ્યસનોમાં પુર;
ભોળો ગાંજા-ભાંગમાં, રાતદિવસ ચકચૂર. ૩
ઘરમાં નહિ સંતોષસુખ, સ્ત્રીથી થાતાં લેશ;
વ્યસનોના વિરામથી, વળતી આશાએશ. ૪

---

૧. નરક. ૨. રહેવા. ૩. વર્ગ. ૪. થઇ. ૫. પુરૂષાર્થ. ૬. કાગે-કાગને
૭. નાશે—નાશ પામે (ક્રિયાપદ). ૮. વિખ=વિખને (દ્વિતિયા).

કૂળ-સ્વધર્મે લગ્ન તો, બે કન્યાનાં કીધ;
ગૃહસ્થના આશ્રયથકી, જ્ઞાતિભોજન દીધ. ૫
ધારી કન્યાદાનનું, શુભ શ્રેદાયક[1] કર્મ;
મદદ કરી નિજ બંધુએ, માનીને કૂળ-ધર્મ. ૬
વાત વિહવા[2] કુપિતાનની, ઘેરેઘેર ગવાય;
ઊંચ કૂળે પુત્રો હજી, ઝોળીમાં[3] ઝડપાય. ૭
ભોળો કંઇ બોલે નહીં, દુર્મતિનું પ્રાધાન્ય;
માગાં પાછાં વાળતી, નહિ રાખે કો માન્ય. ૮
વધતો માગે વાંકડો, બોલે ગર્વી બોલ;
અહાવું ને ત્હેવું કરે, નહિ આ વરને તોલ. ૯
તો પણ મિથ્યા માનને—ખાતર ખોટી ખંત;
તત્પર એકેકે અધિક, ધન દેવા અત્યંત. ૧૦
સાધારણ પંકિતતણા, જનને ખોટી મ્હોંસ;
ઊંચ કૂળે નિજ પુત્રીને, પરણાવાની હોંસ. ૧૧
એમાં માની આબરૂ, દીકરીઓને સઘ;
બાંધે મૂરખ-પાલવે,[4] બહુ ઉચ્ચ જ્ઞાતિ અઘ. ૧૨
અસલી આ વિચારનો, વિપ્ર એક અભિરામ;
વસતો ત્યાં નજદીકમાં, **અવિચારીભટ** નામ. ૧૩
સુમતિ સ્ત્રી તેને ઘરે, વિનય-વિવેકે પૂર;
કુશળ ઇશ્વરભકિતમાં, પતિવ્રતાનું નૂર. ૧૪
વૃદ્ધાવસ્થાએ થઇ, પુત્રી એક રતંન;
વિજ્યા નામ ધરાવિયું ચારૂ[5] ચંદ્રવદંન. ૧૫
ધાર્યું આ અવિચારીએ, કરવા પુત્રીલગ્ન;
કુપિતાને કૂળ દીપવા, થાતો મનમાં મગ્ન. ૧૬

---

૧. શ્રેયદાયક—કલ્યાણ કરનાર. ૨. વિવાહની વાત. ૩. ઝોળીમાં સુતાં—ન્હાનાં બાળકનો વિવાહ થાય. ૪. મૂઢની સાથે પરણાવે. ૫. સુન્દર.

પરણાવું ઊંચ કૂળમાં, આપું માગ્યું દામ;
મ્હોટો ભરીને વાંકડો, દીપાવું કૂળનામ. ૧૭

ચોપાઇ.

સુમતિ કહે સુણજો સ્વામિન,
અરજ એક મુજ આણો મંન;[1]
આપણુને છે પુત્રી એક,
પુત્રતણો નવ સંભવ છેક. ૧
પુત્રી એ આપણુ ઘરસૂત્ર
નહીં હોય એકોપિ પુત્ર;
પુત્રીની જ્યાં વિહવા[2] વાત,
પ્રથમે જોવાં મા ને તાત. ૨
હોય કદી વિદ્યા વિવેક,
પુત્રે પ્રગટે તેવો ટેક;
દુષ્ટા દુર્મતિ જારીખોર,
મનમાં રાખે ખોટા તોર. ૩
ભોળો વ્યસની ટૂંકી બુદ્ધ,
ક્યાંથી હોએ ઘરની શુદ્ધ;
પુત્રતણી ઉત્પત્તિ જાર[3],
બીજગુણ પ્રગટે તે સાર. ૪
મર્કટ.કંઠે બાંધો રત્ન,
ક્યમ કરી હોએ તે જત્ન!
મિથ્યા કૂળ-અભિમાને જોય,
કાગે હંસમતિ ક્યાં હોય? ૫
ઊંચ કૂળ અભિમાની ઘણાં,
અનર્થ નીચ નિન્દ્ય તેતણાં,

---

૧. મને-મનમાં (સપ્તમી). ૨. વિવાહની વાત. ૩. જાર=જારથી (પંચમી).

ભ્રષ્ટ ઊલટા સહુ આચાર.
ખાલી મોટમનો નહીં પાર. ૬
મિથ્યા કૂળ-ગણના કોણ માત્ર,
વિદ્યા વિનયે શોભે ગાત્ર;[1]
માટે શોધો સરખો જોઇ,
પાછળથી નવ નિન્દે કોઇ. ૭
પાળો રાખી આપણુ[2] ઘેર,
શીખાવો વિદ્યા શુભ પેર;
જેથી પુત્રીભવ સુધરે,
પૂન્યે પિતૃઓ ઉદ્ધરે. ૮
સુણતાં આ અવિચારી ભટ્ટ,
લીધી હસ્તે લાકડી ઝટ;
જેવો તાડન કરવા જાય,
મિત્ર એક આવ્યો છે ત્યાંય[3]. ૯
અરે ભાઈ, આ શો ઉતપાત,
સુમતિએ કહી સીધી વાત;
'નિત્યાનંદ હતો એ સુજ્ઞ.
નિત્ય રહે આનંદે મગ્ન.' ૧૦
જરા વિચારી જો ધરી ટેક,
નામ પ્રમાણે વર્તે છેક,
સાંભળ વાત કહું એક સાર,
ખંત ધરી ઉરમાં ઊતાર. ૧૧
મિથ્યા મહતા કાઢી નાખ,
સદ્‌બુદ્ધિ સદ્‌વચને રાખ;

---

૧. શરીર. ૨. આપણે ઘેર. ૩. ત્યાંય = ત્યાં.

શાસ્ત્રતણી ધર શ્રવણે વાણ[1],
અનુભવીનાં સાચાં પ્રમાણ. ૧૨

છપ્પા.

'હોય મહત્વે પૂર, મૂખ મોટમ નવ આણે,
રંક અને ધનવાન, બેહુ સામાન્ય પ્રમાણે,
ધરમાં વહુ–દીકરી, બેહુ સરખાં લેખાએ,
ઈશ્વર ઉપર ભાવ, નિત્ય જ્યાં ઉત્સવ થાએ,
વળી વર્તન જ્યાં વહુ-દીકરી, નિત્યે મ્હોંલાજો ધરે,
ભગવાન સાર્થક જનમ્યું ખરૂં, ઋહાવે ધર જે અવતરે. ૧

વળી નહી જે નામ, પિણ્ડ-પોષકમાં લેખું,
અતિથીકેરૂં માન, નિત્ય ધર જેને દેખું,
ધરકેરાં સહુ જંન નીતિ-ભૂષણથી ઓપે,
પુત્ર આદિ ધરસૂત્ર, વૃદ્ધમર્યાદ ન લોપે,
વળી આ ચરણે ઉજ્વલ દીસે, સંપે થૈ સુખિયાં ઠરે,
ભગવાન જન્મ સાર્થક ખરો, ઋહાવે ધર જે અવતરે. ૨

રંક અધિકો હોય, કદી બ્હોળો પરિવારે,
ભરે ઉદ્યમે પેટ, નીચ વૃત્તિ નવ ધારે,
વહુઓએ નહિ વેર, કદી કૂડું નવ ભાંડે,
નહીં ધરમાં સ્ત્રીચલણ, ક્લેશને દૂરો[2] છાંડે,
વળી આશ સદા ઇશ્વરતણી, નિત્યે મન ઇષ્ટે ધરે,
ભગવાન જન્મ સાર્થક ખરો, ઋહાવે ધર જે અવતરે. ૩

જાતે સૂકું ખાય, પ્રીતથી આવ્યો[3] પોષે,
નવ સંતાડે મૂખ, નહીં આવ્યો જોઇ રોષે,

---

૧. વાણ = વાણી-કહેલું. ૨. દૂર. ૩. આવ્યો=આવ્યા-આવેલાને (ભૂ૦કૃ૦ નામ ).

નહીં રોટલે[1] રડી, વહુ પૈએર પધારે,
સરખો ધારી સંપ, માન મોટેમ વધારે,
ગુણી થૈ નીચાં નમણું ફરે, ઈર્ષા નવ કોથી કરે,
ભગવાન જન્મ સાર્થક ખરો, અહાવે ઘર જે અવતરે. ૪

શિખરિણી.

સજે આ સદ્ગુણો, જનમી જન આ મેદની વિષે,
ખરે વિદ્યા-પાત્રો, બની બહુજ જે લાયક દિસે,
અરે એની શ્રેષ્ટે, ઘટિત ગણના ધારવી ખરી,
કહ્યું[2] શાસ્ત્રે સાચું ગણવું પરમાર્થે મતિ ધરી.

ચોપાઇ.

વિચાર આ દૃઢ કરી ધારવા,
જો હોય એકોતેર તારવા;
સદાનંદકેરૂં ઘર ભવ્ય,
નહિ જેને ઘર દીકરો-દ્રવ્ય. ૧
ઘર દીસે મ્હોળો પરિવાર,
સંપે સુખિયો છે સંસાર,
શુભ આચરણે વર્તે નીત,
દુર્બુદ્ધિ નવ ધારે ચિત્ત[3]. ૨
વિદ્યા-વ્યસને શોભે વાન,
પંડિત-વર્ગે પૂરણ માન,
સાધારણ સુખ લક્ષ્મીતણું,
ખરો શ્રેષ્ઠ એને હું ગણું. ૩
એને તન એક **વિદ્યાનંદ**.
બાળવયથી વિદ્યાનો છંદ;

---

૧. રોટલાને માટે રડીને-પૂરૂં ખાવાનું નહિ મળવાથી. ૨. કહ્યું-કહેલું તે (ભૂ૦કૃ૦ નામ). ૩. ચિત્ત = ચિત્ત-ચિત્તમાં (સપ્તમી).

પુત્રગુણુ ભાસે પારણે,
બાળચિહ્ને શુભ ભાવિ[1] ભણે. ૪
જો સારૂં પુત્રીનું ચ્હાય,
યોગ્ય ખરો વર એ કહેવાય ;
લગ્ન ખરૂં એ કરવું ઘટે,
પાછળથી પસ્તાવું મટે. ૫
બાળહિત માબાપોજ જુવે,[2]
લેઇ દીપ કેમ નાંખે કૂવે ;
બળતામાં જાણી જોઇ પડે,
નિશ્ચે દુઃખ દાવાનળ[3] નડે. ૬
પામે દુઃખી તનુજ જોઇ દુઃખ,
દુઃખદરિયે જોએ શું સુખ ;
અભિમાને લે માથે આળ,
મોટપણે પુત્રી દે ગાળ. ૭

દોહરો.

**અવિચારી** કહે એ બધી, આજે અક્કલ હોય ;
કુળ-ગણુના છે અદ્યાપિ, ઘરડાં ગાંડાં ન્હોય.

ચોપાઇ.

અરે ભાઇ, એ સત્ય વચંન,
નહિ માને તોએ મુજ મંન ;
શું બીજો કોઇ મુજથી ચઢે,
ધન મારા પર પાણી ફરે. ૧
શું બીજા મુજથી જે રંક,
ઝડપે એ વર પાડી અંક ;[4]

૧. શુભ ભાવિ = સારૂં ભવિષ્ય-સારૂં નશીબ (દ્વિતિયા). ૨. જુવે = જુએ.
૩. દવના અગ્નિ જેવું. ૪. વાંકડાનો આંકડો પાડીને.

માટે લગ્ન કરૂં એ પેર,
પાળું પુત્રીને મુજ ઘેર. ૨
ક્યાંથી મ્હારૂં એવું ભાગ્ય,
એ વરનો આ ઘરમાં પાગ;[1]
વાંકો-ચૂંકો પણ નહીં મૂલ્ય,
નહીં બીજાં ઘર એને તૂલ્ય. ૩
બળ્યો જળ્યો પણ ઘઊંનો ઘાટ,
અન્ય ન ચાલે તેને સાટ;[2]
હીરામાણક રત્ન અમૂલ્ય;
કાચકણિકા કાં તે તૂલ્ય. ૪
સોનું તે સોનું કહેવાય,
લોહ સુવર્ણે કેમ ગણાય;
સુવર્ણને કાં લાગે શામ[3];
લોહ ધરે નહિ કંચનનામ. ૫

## દોહરા.

મિત્ર કહે મત તાહેરો, નહિ ઠસતો મુજ બુદ્ધ,[4]
વિવેકથી જોતાં ઠરે, અનુભવથીજ વિરૂદ્ધ. ૧
વળે સુવર્ણે શામતા, ભળતાં નરતો ભેળ;
લોહ શુદ્ધ સોનું બને, થાતાં પારસમેળ. ૨
વિવિધ વસ્તુ-સંધાનથી, સારા નરતા ઘાટ;
પલટે એ વિધ જન સહુ, ઊંચનીચ તે માટ. ૩
ઊંચ ન પલટે નીચમાં, નીચ ઊંચ નવ થાય;
અસ્તોદય નિશ્ચલ નિયમ, ખોટો તે થઇ જાય. ૪

---

૧. પગ. ૨. સાટે-બદલે. ૩. શ્યામ = શ્યામતા. ૪. બુદ્ધ = બુદ્ધ-બુદ્ધિમાં (સપ્તમી).

વળી પૂર્વે ધારી જુઓ, વર્ણાશ્રમ-વિચાર;
બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય તે, કર્મતણે અનુસાર[1]. ૫
એ વિધ અદ્યાપિ ગણો, શાસ્ત્રતણી એ સાખ,
સદાચરણથી ક્ષુદ્રને, બ્રહ્મ ગણીને ભાખ. ૬
બ્રાહ્મણ થૈ મદિરા પીએ, જો દોષિત નહિ થાય;
તો તો ઊંચ મટી કદી, નીચ નહીં પલટાય. ૭
નીચ ભણેલો[2]-શાસ્ત્ર શું, શાસ્ત્રી નવ કહેવાય;
ઊંચે ઉપજ્યો મૂર્ખ તે, પંડિત કદિએ થાય! ૮
ઊંચ અઘટતું જો કરે, શું નહીં શિક્ષા હોય?
પૂણ્યશીલ નીચ પંક્તિમાં, શું શુભફળ તે ખોય? ૯
તેમજ નીચે ઊંચ ગુણ, ઊંચ પદ્િ[3]ને પાત્ર;
વિદ્યા-વિનયે શ્રેષ્ઠતા, કૂલ-ગણના કોણ માત્ર. ૧૦
એ વિધ પૂર્વ વિચારતાં, ઊંચ નીચ નહીં કોય;
વ્યય, વિદ્યા, વિનય વડે, પદવી પામ્યા હોય. ૧૧
સદ્‌વિદ્યા, સદ્‌ગુણ સજી, પાત્ર પ્રતિષ્ઠાવાન;
ઊંચ કૂલીનની યોગ્યતા, પામ્યા લઇ પ્રાધાન્ય. ૧૨
ઊંચ પંક્તિમાં એ ગણ્યા, અન્ય રહ્યા તે નીચ;
શ્રેષ્ઠ કનિષ્ઠ વિભાગ આ, એ વિધ પછાજ ઉચ્ચ.[4] ૧૩
એકે વખતે એટલા, નહીં પામ્યા એ પદ;
એક પછી એકજ વધ્યા, માનો એ રીતિ સદ્ય. ૧૪
માટે કાલ-ક્રમણ થકી, હાનિ-વૃદ્ધિ સિદ્ધાન્ત;
દૂષે હદ બાંધી કરી, આણ્યો તેનો અંત. ૧૫
આગળ એથી માનજો, ખાશો નિશ્ચે માર;
દૂષે દૂષ વધ્યો જશે, નહિ કાઢો કંઇ સાર. ૧૬

---

૧. અનુસાર=અનુસારે (તૃતીયા). ૨. શાસ્ત્ર ભણેલો. ૩. પદ્િ=પદવી.
૪. ઉચ્ચમાં.

કાળક્રમણ છેદી કર્યું, આદિ નિયમે આળ;
કાળે[1] કાળ થયા તમે, કેમ છોડશે કાળ. ૧૭
ભોજકૂળે જન્મેલ જે, ભોજ ગણો એ ભૂલ;
ભોજતણા ગુણ જો સજે, તો તે ઉપમા તૂલ્ય. ૧૮
સદ્‌વિદ્યા સદ્‌ગુણતણા, મળતાં ભાવી જોગ;
પૂરણ પામી પાત્રતા, બને ઉચ્ચ પદ યોગ્ય. ૧૯
બાળહિત-બુદ્ધિ ગૃહી, મે'લી મિથ્યા માન;
ન્યાયથકી લાયક ગણો, દૈ[2] વિદ્યા પ્રાધાન્ય. ૨૦

મંદાક્રાન્તા.

રે, રે, રે, ઓ, નહિ કર કદી કામ એ વાત-વિહ્વા[3];
કાઢું જો એ વચન મૂખથી, થાય દોષિત જિહ્વા.
કીધું કેદી નહિ પુરવજો,[4] થાય શું મુજ હાથે;
ધારૂં પુત્રીલગન[5]જ પ્રીતે, એ કપિતાન સાથે.
હાવે આવી ન કદી ભણશો, વાત એ મ્હારી આગે,
જાણીં જો હું ભરમી કદીજ તો કૂળકાળાશ લાગે.
થાશે પૂરૂં ભવિષ તનુજા[6] અન્નના જો દુકાળા;
પૂરો પૈસે નહિ કદી હતું પોષતાં ઘેર બાળા.

દોહરા.

તરછોડયો એમ મિત્રને, પળિયો તે નિજ ઘેર;
શુભ શિક્ષા હિણબુદ્ધિને, લાગે કડવી ઝેર. ૧
કહેનારા છૂટે કહી, નહીં પકડે કોઇ હસ્ત;
અવિચારે અવળું કરી, ભાર ભરે નિજ મસ્ત.[7] ૨
**અવિચારી** ઝટ ઉઠિયો, તેડયા ભોળાનાથ;
નિજ પુત્રીવિવાહની, ભણતો ભાવે વાત. ૩

---

૧. કાળની બાબતમાં. ૨. દૈ=દઇ. ૩. વિવાહ. ૪. પુર્વજો.
૫. લગ્ન. ૬. તનુજાનું. ૭. મસ્ત=મસ્તે.

ભોળો કરતો લાયકી, તમો હજુ ગુણજાણ;
વૃદ્ધોનાં પૂણ્યે હજુ, ગણો હમારૂં માન. ૪
કૃપા કરીને વાત એ, નાખો મુજ સ્ત્રી-કાન;[1]
નહિ તો ક્લેશ કરે વળી, નવ રાખે મુજ માન. ૫
દુઃખ મ્હારૂં તે હું લહું, કે'તાં આવે લાજ;
ભોળો ભોળપણે કહે, કે'વે સરે ન કાજ. ૬
ભોળો લઇ અવિચારીને, ચાલ્યો નિજ મંદીર;
દુર્મતિને અવિચારીએ, ભેદ ભણ્યો તદબીર.[2] ૭
કહેતાંમાં કૂદી ઘણું, બોલી મૂખ મરોડ,[3]
કન્યા એ ઘરની નહીં, સોહે મુજ તન જોડ.[4] ૮
નહિ આ વર એ ભાગ્યમાં, શું આપે એ વિત્ત,
નવ એથી પૂરી પડે, આપણી જે કુળરીત. ૯
જેમતેમ જોરાવરી, મનવ્યું તેનું મન;
ભારે પરઠયો વાંકડો, સાડીના સો અન્ય. ૧૦
લગ્ન કર્યાં બહુ હાંઠથી, સંતોષ્યા નિજ લોક;
મૂર્ખ પ્રશંસા સાંભળી, ફૂલાતો બહુ ફોક. ૧૧
દુર્મતિ દુભાતી રહી, અમુક અમુક કરી મિષ;
નસ્કોરાં ફૂલાવતી, વદતી વાણી વિષ.[5] ૧૨
'અદ્યાપિ ઉચ્ચ કુળમાં, એ રીતિ છે જુજ ઘેર,
ફોકટ ફૂલાલી કરે, નહીં ખાધાની પેર. ૧૩
કાળક્રમે કૂચાલ એ, પામે થોડે નાશ;
તોપણ અન્ય અધિક રીતિ ઊપજાવે બહુ ત્રાસ. ૧૪
પ્રભુજી કરજો પ્રેરણા, ફરવા મૂળ વિચાર,
કાળ પ્રમાણે બુદ્ધિ તું, કરજે જુગદાધાર.' ૧૫

---

૧. કાને. ૨. તદબીરથી. ૩. મરોડીને. ૪. ૫. જોડે. વિષ-વાણી-વિષ જેવી વાણી.

પૈસેથી મ્હોં પૂરિયું, દુર્મતિનું દઇ દામ;
પ્રસન કરી વોળાવિયાં, વરવધુને નિજ ધામ.[1] ૧૬

ચોપાઇ.

લઈ વહુવર નિજ મંદીર[2] જાય,
દુર્મતિને ઉર[3] હર્ષ ન માય;
સાસુ થાતાં વાધ્યું શૂર,
સ્વર્ગ રહ્યું દ્વિઅંગુલ દૂર. ૧
વહુ ઉપર દેખાડે વ્હાલ,
લઇ ઓવારણુ[4] કરતી ન્યાલ.
મુખ-માગ્યું ખાવા આપતી,
પ્રાણુ સમી લેખી થાપતી. ૨
'આખર સુધી ચ્હાવું હોય,
નવ સાસુને નિન્દે કોય.
પણ પાછળથી લાગે ભોગ,
સાસુ સાધે શત્રુ-જોગ. ૩
સાસુ બૂરી સાખ ગણાય,
સાસુ મ્હોટું સાલ મનાય;
દુરાચરણનો ભૂરો પાસ,
હોય ગળી જેવો કાળાશ. ૪
પૂર્વે પડતાં નબળી છાપ,
નિન્દાયે સાસુનું આપ;[5]
અનાચાર આ પામ્યો નાશ,
હાલ હશે થોડે ઘર વાસ. ૫

---

૧. ધામે (સપ્તમી). ૨. મન્દિરે. ૩. ઉર=ઉરે-ઉરમાં (સપ્તમી).
૪. ઓવારણાં. ૫. શરીર-જાત.

તો પણ સાસુ હલકું નામ,
નબળી વહુ નિન્દે દઇ ડામ;[1]
સાસુ રાખે સઘળું હેત,
સ્હેજ ભૂલથી થાય ફજેત. ૬

કે'તા લોકો જાણે વેદ,
"રાખે વહુ પુત્રીમાં ભેદ;
વહુએ વે'રો-વંચો કરે,
પુત્રીએ પૂરણતા ધરે." ૭

પણ એથી શું સિદ્ધિ સરે,
નહિ પુત્રીથી પિતૃ તરે;
ન્હાનપણે પુત્રી વહુ એક—
ગણવાં ધારી શુભ વિવેક. ૮

મ્હોટપણે પુત્રી[2] નવરૂખ,
જેથી નહિ નિન્દાયે કૂંખ;
પુત્રી તે તો ઘર પરતણું
વહુએ ઘર શોભે આપણું. ૯

પાળો પોષો આપો હામ,
જેથી રહે આગળ ઘરનામ;
પેરે વહુના ટાળો દોષ,
પાડો આગળ ધારી હોંસ. ૧૦

ભૂલાવવો માતાનો પ્રેમ,
સોઇએ તેથી અદકી[3] રહેમ;
કરવું પરને પોતાતણું,
નવ હોએ એ સ્હેલું ઘણું. ૧૧

---

૧. ડામ દઈ–ટાણાં મારીને. ૨. પુત્રીએ-પુત્રીમાં લાગણી. ૩. અધિક=વધારે.

વહુએ વ્હાલ વિશેષજ ધરે,
મોભ્ભો પાડી આગળ કરે;
ધારે સઘળા સારા ગુણ,
વહુથી ટળશે પિતૃરૂણ. ૧૨
હાલ દિસે દુર્મતિ[1] આ રીત,
લાડ લડાવે રાખી પ્રીત;
પછી છોડિ મિઢળ શુભ પેર,[2]
વળાવિયાં વહુને પૈએર. ૧૩

દોહરા.

લગ્ન-રીત પૂરી થતે, ગઇ વિજ્યા પિતુધામ;
સાધારણ વિદ્યા શીખી, નહિ હોતે[3] ઘર કામ. ૧
દિન દિન પ્રતિ સોહે ઘણા, પુત્રી ગુણ અનૂપ;
કળા પ્રતિ વધતું ગયું, શુક્લ-ચંદ્રપે રૂપ. ૨
કાળ ગમન કરતી સદા, આનંદે પિતુ ઘેર;
આગળ પડશે આપદા, શું જાણે તે પેર. ૩
બાલ્ય-અવસ્થે બાપડી, મમતાએ મન પૂર્ણ;
આશ સરવ[4] કેવી થશે, શોક-શીલાથી ચૂર્ણ. ૪

ચોપાઇ.

રહી વાત એ તો એટલે,
આગળ ભોળાની શી વલે;
પુત્રતણું આવ્યું જે દામ,
થોડા દિવસજ ચાલ્યું કામ. ૧
વરસ એકમાં ખાલી થયાં,
બહીલે મ્હોડે બેસી રહ્યાં;

---

૧. દુર્મતિની. ૨. પેરે. ૩. હોવાથી. ૪. સર્વ.

ભોળો ભીખે ભમતો ફરે,
લઈ[1] પૈસા ને કેફજ કરે. ૨

દુર્મતિ જારે જોડે લક્ષ,
તોય ન પૂરો પડતો ભક્ષ;[2]
પાપી પૈસો પેરે જાએ,
અન્ન-અભાવ[3] ન આઘો થાએ. ૩

નહિ ભોળો કંઈ ઉદ્યમ કરે,
ઘેર અન્નનાં સાંસાં[4] પડે;
પુત્ર-પુત્રી બ્હોળો પરિવાર,
વળી જે ઘરમાં વસતો જાર. ૪

નહિ જ્યાં લેશ નીતિમાં મંન,
ક્યાંથી ઇશ્વર આપે અંન;
દુર્મતિ દે નિજ પુત્રે[5] શીખ,
મોકલતી નિત કરવા ભીખ. ૫

બાળવયે ભિક્ષાની આશ,
ક્યાંથી બેસે વિદ્યા-પાશ;
સરખી વયના બાળક બહુ,
જાય નિત્ય નિશાળે સહુ. ૬

જે જોતાં કુપિતાન મુઝાય,
તેની સોબત કરવા ચ્હાય;
માતાની ભિક્ષાએ રૂખ,
દઇ ચ્હોંટી અમળાવે કુંખ. ૭

ભીખ માગવી આપણું કામ,
નોકરીચાકરી નફ્ફટ નામ;

---

૧. પૈસા લઇને. ૨. ખાવાનું. ૩. અન્ન નહિ મળવું તે. ૪. વાંધા. ૫. પુત્રે=પુત્રને.

રાતદિવસ મંગાવે ભીખ,<br>
મુરખ દેતી અવળી શીખ. ૮

જો નહીં ભિક્ષા કરવા જાય,<br>
લેઇ લાકડી ઊભી થાય;<br>
કાળે[1] ઉર્મિ[2] પામી નાશ.<br>
ભીખતણો એંઠો ઘટ પાશ. ૯

અન્ય અભણની સોબત કરે;<br>
રખડી રઝળી પેટજ ભરે,<br>
ભાંડ ભવાઇએ રચતો ફંદ,<br>
ન્હાનપણે સઘળાજ કુછંદ. ૧૦

ચાડી-ચોરી ભૂંડી લત્ત,<br>
તંબાકુ તાણ્યામાં મસ્ત;<br>
ગાંજા-ભાંગે ભાવે ભળે,<br>
નહીં વારનારૂં કો મળે. ૧૧

દુર્મતિ ધરતી જારે બુદ્ધ,<br>
પુત્ર-પુત્રીની ક્યાંથી શુદ્ધ;<br>
જ્યેષ્ટ પુત્રી એ ભોળાતણી,<br>
નીતિ-ભૂષણથી શોભે ઘણી. ૧૨

નિજ બંધુનું ધરતી દુઃખ,<br>
પુત્રીને પૈયરની રૂખ;<br>
પણ તેના સ્વામી બહુ ક્રુર,<br>
ઊંચ-કુળ-અભિમાને પૂર. ૧૩

કદી હોય કંઇ વિદ્યાવાન,<br>
રાખે કંઇ એક સ્ત્રીનું માન;

---

૧. કાળે કરીને-વખત જતાં. ૨. હોંસ-ઇચ્છા.

સાસરિયાં જાણી લાચાર,
રાખે કપિતાને કંઇ પ્યાર. ૧૪
પણ મગરૂએ પૂરા હોય,
નહિ તે સામું ઝાંખી જોય ;
શીખામણ સરખી નવ કહે,
તો બીજું દુઃખ કયાંથી લહે.[1] ૧૫
વળી દુર્મતિમાં પૂરો લક્ષ,
પુત્રીથી નવ થાએ[2] પક્ષ,
નવ લેવાય પિયરનું નામ,
સ્વામીએ તજ્યો[3] તે ઠામ. ૧૬
દુર્મતિને હજુએ નહિ નડે,
જરા નાક નવ નીચું પડે ;
પ્રાણ પ્રકૃતિ સાથે જાય,
સમય-સૂચક મૂરખ કેમ થાય. ૧૭

નારાચ છંદ.

જરૂર જેહ જંન કાળવર્તમાન ભાળશે,
ભણોજ એહને ધિમાન કાળ જોઇ ચાલશે ;
ન કાળને અનુસરીજ સાવધાન રે' બણી,[4]
ખરે અનેક જંન એહ મૂર્ખના શિરોમણી.

ચોપાઇ.

નિરૂપાય જોઇ નિજ ગતિ,
દુષ્ટમતિ ધારે દુર્મતિ ;
પુત્રી એ કુંવારી હતી,
કરવા વિક્રય[5] મન ધારતી. ૧

---

૧. જાણે-સમજે. ૨. પક્ષ થાય—તરફેણ ખેંચાય. ૩. તજાવ્યો. ૪. રહે બણી=બની રહે—થઈ રહે. ૫. વેચાણ-કન્યાવિક્રય.

અનાચારમાં ન્હાવા લાભ,
નીચે ધરતી ઊપર આભ;
આખર થાતી ન્હાવી ગતિ,
દીકરી–દ્રવ્યે ધારે મતિ— ૨

શાસ્ત્ર પુકારી એ'વું ભણે,
અતિશ અધમમાં એને ગણે;
દીકરીને પૈસે જે ન્યાલ,
ગણવું તે ઘરને ચંડાળ. ૩

ચંડાળજ રીતિએ આચરે,
પરમાંસે વિત પેદા કરે;
નીચ એથી વિક્રયી[1]ની જાત,
સ્વમાંસ વેચી રે' રળિયાત. ૪

ઘોર પાપ નાનાવિધ જેહ,
પ્રાયશ્ચિત્તે[2] પામે છેહ;
પણ કન્યાવિક્રયનું પાપ,
વજ્રલેપ નહિ છૂટે છાપ. ૫

અન્નજળ એ ઘર કાં લેવાય?
ઓળો પડતામાં અભડાય;
જો ભૂલે મુખ દાંટે પડે,
દેહશુદ્ધિનું પાતક નડે; ૬

ન્હાવું અતિશય નીચું કામ,
દુર્મતિ તેણે[3] ધરતી હામ;
રાત્રે ભોળો આવ્યો ઘેર,
સંભળાવી તેને સહુ પેર. ૭

---

૧. કન્યાવિક્રયી. ૨. પાપથી મુક્ત થવા માટે જે કરવું તે. ૩. તેણે=તે ઉપર–તેમાં.

સૂણતાંમાં બહુ દુખિયો થયો,
ઘડીએક વિસ્મિત થઈ રહ્યો;
પણે વ્યસનની વેળા થઈ,
વૃત્તિ ચલમે ચ્હોંટી રહી. ૮

ચ્હીડ કરી કે'તો ચંડાળ,
તું ત્હારૂં લાગ્યું સંભાળ;
મ્હારે લેવુંદેવું નહીં,
મ્હારે શું કરવું છે અહીં. ૯

નવ કાઢે કોઇ મ્હારો વાંક,
લૂટાયા પૂઠે શો ધાક;
મ્હારૂં તો સહુ સાથે ગયું,
નહિ એકોએ[1] બાકી રહ્યું. ૧૦

દોહરા.

ભોળો બ્હાર ગયા પછી, આણી મન ઉલ્લાસ,
ન્યાલ પુત્રી-પૈસે થવા, ધરતી પૂરણ આશ. ૧

મંન વિચારી તેડીઓ, એક કુટુંબી-જન;
મ્હોડેથી બહુ મીઠડો, વિષ હળાહળ મંન. ૨

કુટુંબવરગે[2] કારમો, બહુ ખટપટનાં કામ,
કરતો રાતદિવસ સદા, **કપટીશંકર** નામ. ૩

આવ્યો પ્રેમે ડોલતો, મનમાં માઠો લક્ષ;
જાણ્યું સોંપે કામ કંઇ, મળશે મ્હોટો ભક્ષ.[3] ૪

દુર્મતિને કહે ડૉળથી, કયમ બેઠાં છો આમ;
કહો, ભાભા, કયમ તેડીઆ, શું અમ સરખું કામ. ૫

મનમાં સહુ સમજો તમો, જાણો સઘળું દુઃખ;
દુઃખ લખાવી લાવીયાં, કયાંથી હોએ સુખ. ૬

---

૧. એકપણ. ૨. વર્ગે. ૩. ઘણા પૈસા.

ખાવાનાં સાંસાં પડે, હોય હવે શું હામ;
માગનાર જંપે નહીં, નહીં ઠરવાનો ઠામ. ૭
દીકરી એ પરણાવવી, નવ સૂઝે કંઇ પેર,
અંતે એ આવી રહ્યું, ખાવું પડશે ઝેર. ૮
નામ પ્રમાણે આપણા, કરવી પડશે ન્યાત;
રૂઠયો-ફૂઠયો[1] શોધવો, નવ જાણે કોઇ વાત. ૯
કહે કપટી ડરવું નહીં, એ બંદાનું કામ;
સમજ્યો મનની વાત હું, રાખો હૈયે હામ. ૧૦
છે વર મારી ભાળમાં, સુખિયા પૈસાદાર;
નહીં મ્હોટી કન્યા હતી, રંડાયા તે વાર.[2] ૧૧
અસલે ગણના ઊંચમાં, રહેલા વર કે'વાય;
પૈસા તે આપે ખરા, હાથ[3] બાળવા જાય. ૧૨
ત્રીજી વીશી[4]માં પડયા, નિત રાંધ્યાનું દુઃખ;
જો આપણ તે શોધીએ, રાખે આપણી રૂખ. ૧૩
ઊલટી આપે આબરૂ, માને મ્હોટો પાડ;
દીકરી તુજ દુભે નહીં, પૂરણ પામે લાડ— ૧૪
જો જન એહાવી ધારતા, શુદ્ધ બુદ્ધિએ વાત:
જન્મ સફળ સંસારમાં, ધન જનમ્યો જે માત.[5] ૧૫
પ્રસન પિતૃઓ તેમના, જગમાં મ્હોટી ખ્યાત;
સ્વર્ગે સુખ પામે ઘણું, તરશે પેઢી સાત. ૧૬
પણ આમાં નહિ આબરૂ, નહિ પરમારથ[6] લેશ,
સ્વારથથી થઇ આંધળાં, મ્હોંડે ચોળે મેંશ. ૧૭
સ્વારથથી કપટી ભણે, ધરવા ફૂળ કાળાશ;
ડાળ કરે પરમાર્થનું, કયાંથી પૂરણ આશ?' ૧૮

---

૧. રહી ગએલો; ખુણે પડેલો. ૨. વારે. ૩. જાતે રાંધવું. ૪. ચાળીશ ઉપર. ૫. માત=માતા. ૬. પરમાર્થ.

—કહે મ્હોટાં ઘર આપણાં, નવ ઝાઝું મંગાય;
ખર્ચ જ્ઞાતિભોજનતણો, તેને શિર નંખાય. ૧૯
નહિ એમાં કંઇ દોષ ને, કૂળને ખાપણ હોય;
કપટીશંકરનું કપટ, નવ તે જાણે કોય.[1] ૨૦
મનમાં કહેતો "ઠીક છે, લેવું એનું નામ;
એને બ્હાને આપણું, કરવું પેરે કામ." ૨૧
મનમાં મલકાતો ઘણું, કરતો કૂડાં તર્ક;
મૂરખ મન જાણે નહીં, પડવું રૌરવ નર્ક. ૨૨

રૂચીરા છંદ.

મેદનીના જન, જો નિર્મળ મન, રાખી ઉર પરમાર્થ ધરે,
કષ્ટ નિવારી, ભવભય ટાળી, સ્હેજે તે ભવસિન્ધુ તરે;
જીવ-હિતાર્થક, જન્મયું સાર્થક, જન્મમરણને દૂર કરે,
દુઃખ વિરામે, અંતે પામે, અવિચળ ઇશ્વરધામ ખરે.
પેટ પ્રપંચી, દુષ્કૃત સંચી, દુષ્ટ મતિ ધારી ફરતા;
અંતરમાં મળ, વિષ હળાહળ, કાળાં કર્મે નહિ ડરતા;
દંભ બતાવે, હિતને ભાવે, ઇશ્વરને ઠગવાનું કરે,
પાપ પુકારે, જીવતર હારે, આખર નર્ક[2]નિવાસ ખરે.

મનહર છંદ.

કપટી કરી કપટ, ઊઠિયો ત્યાંથી ઝપટ,
હિમ્મતથી ધરી હટ જીત્યો જન્મ માનતો;
મલકાતો દિસે મંન[3], તર્કથકી તાતું તંન,
અંતે ટળે ખાવા અંન, ઉર નથી આણતો.
પ્રપંચનાં પ્હેરી વસ્ત્ર, અધર્મનાં ધારી શસ્ત્ર,
અનાચાર ચાપ-અસ્ત્ર, જાણે જંગ[4] માંડવો;

---

૧. કોઈ. ૨. નરક. ૩. મને-મનમાં. ૪. લડાઈ.

આદિ નીતિનું ઉલંઘ,[1] ધર્મ ધ્વજાતણો ભંગ,
જગપતિ સામો જંગ, નથી ખાવો લાડવો![2]

દોહરા.

કપટી ચાલ્યો કોડથી, કરતો કૂડ વિચાર;
વસતા જ્યાં બ્રાહ્મણ બહુ, દૂર ગાઉ દશબાર. ૧
ધંધો ભિક્ષાવૃત્તિનો, ભોંય પસાતે ખાય;
રાજ્યતણી સેવા કરે, વતનદાર કે'વાય. ૨
પૈસે પણ પૂરા ખરા, નહીં રોટલે રાંક;
આવ્યો પોષે પ્રેમથી, વાળે આડો આંક. ૩
વિવેકમાં વાંધો નહીં, ભાવતણો ભંડાર;
આવ્યાને આદરથકી, બહુ કરતા સત્કાર. ૪
વસતા ત્યાં બે વિપ્રજન, સ્નેહી અપરંપાર;
દુર્ભાગ્યે ગતપ્રાણ[3] થઇ, ઉભયતણી ઘરનાર. ૫
ભાંગ્યું ઉતરતી વયે, બેહુતણું ઘરસૂત્ર;
એમાંથી કોઇને નહીં, પાછળ એકે પુત્ર. ૬
પૈસેથી પૂરા ખરા, નહિ ચાલે ઉપાય;
કન્યા કગરે[4] કાં મળે નવ મ્હોડે મંગાય. ૭
કંઇક વેળા બે મિત્ર એ, મળી કરતા એકાન્ત;
નિન્દા ન્યાતિરિવાજની કરતા ધારી ખંત. ૮
ઉત્તરવયમાં આપદા, કન્યા નાપે[5] કોય;
જ્યમત્યમ જીવન ગાળવું, શ્વાનસમું તે હોય. ૯
એ બન્ને બેઠેલ જ્યાં, કરતા વિવિધ વિચાર;
ત્યાં આવી કપટી વદે, નમસ્કાર ઉચ્ચાર.— ૧૦
—આદરથી ઉઠયા ઉભય 'સફલ ભાગ્ય અમ આજ;'
અંતર પ્રેમ ધરી વદ્યા, 'નમસ્કાર, મહારાજ.' ૧૧

૧. ઉલ્લંઘન. ૨. સ્હેલું નથી. ૩. મરી ગઈ. ૪. કરગર્યે (ભૂ૦કૃ૦). ૫. ન આપે.

આસન પર પધરાવીને, દઈ કપટીને માન;
'ધન્ય દિવસ ધન આ ઘડી,' ઉભય વધા ત્યાં વાણ. ૧૨
"રંક પરે રીઝયા તમો, ઈશ્વર આપોઆપ;
પતીતને પાવન કર્યો, એ ઉપકાર અમાપ. ૧૩
રંક ગ્રામવાસી અમે, નહીં માણસમાં લેખ;[1]
નગ્રવાસી છો દેવતમ, ઉપમા જોગ વિશેખ.[2] ૧૪
ભલે ભૂદેવ પધારિયા, કરૂણા કીધી આજ,
કૃતાર્થ સેવકને કર્યો, કહો અમ સરખું કાજ." ૧૫
**ધનભટ** ને **ભૂલાદવે** ઉભયતણી સુણી વાણ;
કપટી કપટે બોલતો, પ્રપંચ વાયક-બાણ. ૧૬
"વતનદાર મ્હોટા તમે, નવ ખાધા-પરવાર;
કયાંથી એ ભાયગ[3] અમો, પાવન સેવકદ્વાર. ૧૭
કામતણો કાંઈ નહીં નવરાની એ પેર;
દેવોને દુર્લભ તમો, કયાં આવો અમ ઘેર. ૧૮
તમ સરખા રૂડા જનો, ભૂષણ બ્રાહ્મણ ન્નાત;
થોડે દિવસે મન ચહે, મળીને કરવા વાત. ૧૯
માસે બે માસે ખરે થાએ મળવા લક્ષ;
દંભ લાભ-દર્શનતણો, ચુરમા ઉપર ચક્ષ.[4] ૨૦
અંદરખાનેથી ખરો, હેતુ કંઇ એક સ્વાર્થ;
ઠગવા ભોળાને વદે, મુખથી મળવા અર્થ. ૨૧
અસલે ઉદિચ્ય શ્હેરના, ધરતા આ'વી ખંત,
બહાર જતા મળવા મિષે, સળકે જ્યારે દંત." ૨૨
ભોળા ગ્રામજનો પ્રતિ, કરતા મ્હોટી વાત;
શબ્દયુક્તિએ આંજીને, વદતા ખોટી ખ્યાત. ૨૩

---

૧. લેખું. ૨. વિશેષ. ૩. ભાગ્ય. ૪. ચક્ષ=ચૂરમું ખાવા પર નજર-દાનત.

બહુ મિષે બ્હીવાડતા, ગ્રામજનોને એહ;
કાઢી લેતા કપટથી, કામ આપણું જેહ. ૨૪
પછી ભોજન કરી, ત્રણ્ણો મળીને જ્યાંય;
વાતે વાતજ નિકળી, વિવાહકેરી ત્યાંય. ૨૫
કહે **ધનભટ ભૂલાહવે,** નવ ઠેકાણું[1] જોય;
ન્યાતે નહિ કંઇ ઢંગ ત્યાં, સારાસાર શું હોય. ૨૬
સૂકામાં[2] સૌ જઇ પડે, **અમસરખા** રહે છેક;
ખાધે ત્યાં નહિ ખોટ કંઇ, નવ ન્યાતે વિવેક. ૨૭
શું ધાર્યા કશિયા અમો, નહિ કૂળે નીચ કામ;
વિનય બચે પૂરા વળી, નહિ ઘર દીકરી-દામ. ૨૮
મ્હોટામાં જે જે ગણો, ખોટાં સઘળાં કર્મ,
નહિ કરવાનું તે કરે, મૂકીને કૂળ-ધર્મ. ૨૯
પણ ગાંડી ગુજરાત આ, ગાડરિયોજ પ્રવાહ;
એક કરે તે **અવરને,** નહિ જોવો કંઇ રાહ.[3] ૩૦
તવ મ્હોં મલકાવી વદે, **કપટી** કાળીનાગ;
'ઠીક વાત આવી મળી, રૂડો આવ્યો લાગ. ૩૧
એમાં દોષ શું અમતણો, કર્યું ન કેદિ કામ;
કહો તો લાવે દાસ આ, સો કન્યા આ ઠામ.' ૩૨
'સોને શું કરીએ અમો, બે કન્યાનું કામ;
ગુણ કદિ નવ ભૂલીએ, જો ચાલે કંઇ હામ.' ૩૩
'બે કન્યા તો સ્હેજમાં, કહો તો લાવું કાલ.
ખુદ કર્તા ત્યાં હુંજ છું, મુજ શિર છે એ ભાળ.[4] ૩૪
પ્રથમ મને દ્યો[5] પાંચસો, પછી મેળાવો ન્યાત;
સૌ દીઠે વ્હેવા કરૂં, કોય ન જાણે વાત. ૩૫

---

૧. સારૂં ઠામ. ૨. ગરીબને ત્યાં. ૩. ખરો રસ્તો.
૪. ભાળવણી-સોંપણ. ૫. દો—આપો

જાણે અહિંયાં જેટલા, અવર ન જાણે લેશ;
ગૌહત્યાદિ પાપ છે, શું કહેવું વિશેષ. ૩૬
મન માને તો ઝટ કરો, જુઓ વિચારી દિલ;
શ્રેય વિષે વિઘ્નજ ઘણાં, ઘટે ન એમાં ઢીલ.' ૩૭
ઉભય વિપ્ર વિદ્વાન એ, સમજુમાં કહેવાય;
પણ સ્વારથથી[1] આંધળા, શાસ્ત્ર ઉપર દે પાય. ૩૮
ક્રયક્રીતા[2] જે કન્યકા, નવ પતિને પાત્ર;
પ્રાપ્ત પ્રજા જે તેતણી, પ્રજા નામની માત્ર. ૩૯
નહીં પિતૃ તેથી તરે, પિણ્ડદાન નવ સ્હોય;
પુત્ર પુત્રીના જે હકો, લેશ ન તેને હોય. ૪૦
સ્વારથ આગળ શાસ્ત્રને, મેલ્યું બીજે ઠામ;
તુરત ગણ્યા ત્યાં બેહુએ, પાંચ પાંચસો દામ. ૪૧
ધનભટ કે' 'આ કંઇ નહીં, પાછળ વાળું પાડ;
ગુપ્ત કરો એ ઝટ દઇ, કરો પછી સગવાડ.' ૪૨
—ગરજતણા ગળપણ વિષે, ગરક ઘણા અપવાદ;
શાસ્ત્ર-ઉલંઘન પાન-વિષ, તે પણ લાગે સ્વાદ.— ૪૩
ગાંઠે ગરથજ બાંધીને, બોલ્યો કપટી તુર્ત;
'સ્વજન પાંચ ભેગાં કરો, માંગલીક છે મુહૂર્ત.' ૪૪
ધનભટ ને ભૂલાદવે, હોતે સ્નેહી મિત્ર;
રાખી ધનભટને ઘરે ઉભયની ચંદ્રકરીત. ૪૫
સ્નેહી સહોદર સૌ મળી, ન્યાતે તેડાં દીધ;
જ્ઞાતિ સમક્ષજ કપટીએ, ચંદ્રકવિધિ[3] ત્યાં કીધ. ૪૬

---

૧. સ્વાર્થ. ૨. પૈસા આપી લીધેલી. ૩. ચાંલ્લાની રીત.

## સ્ત્રી વગરના ધનભટના ઘરની સ્થિતિ.

છપ્પા.

ઉમર આગળ ખાડ, કૂતરે ખોદ્યો ભારી,
ઠોકરથી પટકાય, ધસે કોઇ ઊંચું ન્યાળી,
જાળાંકેરૂં જૂથ, પવનથી વળગે આવી,
જાણે ઝાઝું હેત, પુષ્પથી લેય[1] વધાવી,
વળી જઇને ઘર અંદર જુઓ, બેઠાઠામજ નહિ જડે,
ભગવાન ભણે કહેણી ખરી, ઘરની શોભા સ્ત્રી વડે. ૧

નહીં ભોંય લીપેલ, છાણનો હોય ડકાળો,
સાવરણીએ છેહ, વેર વર્ષોનું ભાળો,
ઢગલીઓમાં ધાન્ય, ખૂણોમાં નાંખ્યું દિસે,
ચેંણુ,ઊંદર ને કોળ, હડીઓ[2] કરતાં હિંસે,
વળી ભીંત ખીટીઓ ખોળતાં, જાળ કરોળ[3]તણી અડે,
ભગવાન ભણે કહેણી ખરી, ઘરની શોભા સ્ત્રી વડે. ૨

જળપાત્રો પર કાટ, આંખ જોતાં તે લાજે,
વાવ કૂવામાં કાળ, પાણીના ઘંટાં[4] વાજે,
રહ્યું ડહોળું કંઇ નીર, જંતુ જોઇ ખંતજ જાગે,
અણગાળ્યું અપવિત્ર, હોઠ જોઇ આઘા ભાગે,
વળી ખાલી વાસણ ખૂબ ત્યાં ખૂણે ખૂણે ખડખડે,
ભગવાન ભણે કહેણી ખરી, ઘરની શોભા સ્ત્રી વડે. ૩

નહિ પવિત્રઇનો પાર, રસોડું રંગીત મેશે,
પડી પતેલે ભાત, લોઢીએ લાંછન દિસે,
નહિ રાંધ્યાના ઢંગ, દાળ ને પાણી જૂદાં,
કંઇ કાચું કંઇ દગ્ધ, છએ રસ સાથે ધૂંદયા,

૧. વધાવી લે. ૨. દોડતા. ૩. કરોળિયા. ૪. અવાજ કરે.—અર્થાત તેમાં પાણી બીલકુલ મળેજ નહિ.

વળી છાણુ, અડાયાં, રોટલા, પગપાની નીચે નડે,
ભગવાન ભણે કહેણી ખરી, ઘરની શોભા સ્ત્રી વડે. ૪

દાદર આગળ ઢગ, ધૂળ કચરાનો જોતાં,
મેડી મ્હાલ્યા જોગ, ભોગ લાગે જઇ સૂતાં,
ભોંય અડતાં પાગ, લાગ જોઈ ચાંચડ ચ્હોંટે,
તળાઈ ઉપર તાંત-તાણતા[1] મચ્છર મ્હોટે,
વળી માકડ મૂછો મરડતા,[2] જોગ ફરી આ નવ જડે,
ભગવાન ભણે કહેણી ખરી, ઘરની શોભા સ્ત્રી વડે. ૫

ચોપાઇ.

ગ્રામજનોમાં ચાલી વાત,
કંઇ કપટીની કરતા ખ્યાત[3],
શહેરોમાં હજી છે કુળવાન,
મૂળ શોધી દે કન્યાદાન. ૧

દવે અને ભટજીનું કૂળ,
સાત પેઢીએ શુદ્ધજ મૂળ;
બીજાં કૂળ નામજ લેખાય,
ખરાં શુદ્ધ એ બે કે'વાય. ૨

હજુ ખરા ટેકી કો હોય,
ઘરડા તોપણ શુદ્ધજ જોય;
મૂળ જોઇ દે કન્યાદાન,
પૂર્વ રીતિનું રાખે ભાન. ૩

એવામાં એક વનિતા વૃદ્ધ,
બોલી ઉઠી કરીને ક્રોધ;

---

૧. અવાજ કરતાં. ૨. મગરૂબ થતા. ૩. વખાણ.

"શું ડાહ્યા થઇ કરવી વાત,
નહિ જાણો તમ બ્રાહ્મણજાત.[1] ૪
એજ ફૂઝે છે બીજા વર,
પણ નત્ર રે'વા તેને ઘર,
યૂવાન વિદ્યા વિનયે પૂર.
મૂર્તિમાન[2] નારાયણ-નૂર.[3] ૫
હજુ વયે વિશ ઉપર ચાર,
ભાગ્યશાળી થાશે નિરધાર,
મેળવશે તે માન અપાર,
ચલાવશે રૂડો સંસાર. ૬
પણ તે ભારે વિદ્યાવંત,
કુચાલ ઉપર મ્હોટી ખંત;
નહિ ત્યાંથી ખાવા લેવાય,
નત્ર તે કોદિ ગરજી થાય. ૭
નહિ એ વાત તમોને હસે,
છાનું કાળું[4] કીધું હશે;
નહિ તો જો શુભ ઇચ્છા ધરે,
લઇ દીવો કયમ કૂવે પડે. ૮
મડદે મીંઢળ બાંધે કોય,
નિશ્ચે જેમાં વિઘ્નજ હોય;
અંતર ઇચ્છા નબળી થાય,
ગર્ધવ સાથે બાંધે ગાય. ૯
મનમાં માઠો ઉઠે યત્ન,
કાગકંઠ લટકાવે રત્ન;

---

૧. બ્રાહ્મણની ન્યાતને નહિ ઓળખો! ૨. સુંદર સ્વરૂપવાન. ૩. ઇશ્વરી પ્રતાપવાળા—દેવાંશી. ૪. પૈસા લીધા હશે.

કપટીનું એ અસલજ કામ,<br>
કંઇક કલંકી કીધા આમ.[1] ૧૦<br>
નવે કોને એનો વિશ્વાસ,<br>
સુજ્ઞજનો તો પામે ત્રાસ;<br>
બાઇ[2]—બાપલામાં એ ફરે,<br>
તેમાં એનું કામજ સરે. ૧૧<br>
ઊંધી અક્કલ આપી ઠગે,<br>
નહિ કોનો વાર્યો તે ડગે;<br>
નવ કોઇનું એ વાંચે ભલું,<br>
ઇશ્વર તે સાંખે કેટલું. ૧૨<br>
પાપે પૈસો પેદા કરે,<br>
નહિ કો વાવરનારૂં મળે,<br>
કંઇક રંકને રેંસ્યાં[3] ખરાં,<br>
કલંકને શિર નાખ્યાં નરાં. ૧૩<br>
પાછળથી સૌકો પસ્તાય,<br>
પણ પહેલાં પળમાં પટકાય;<br>
દુર્મતિને છે બે દીકરી,<br>
સગવાડજ આ તેની કરી. ૧૪<br>
અનાથ એ નહિ કોની આશ,<br>
કપટીનો કીધો વિશ્વાસ;<br>
નહિ અક્કલનો છાંટો એક,<br>
ખોટી મ્હોંસ ધરે વિશેખ. ૧૫<br>
નવ પોતાની વટ[4]નું ભાન,<br>
આમ ભોળવાએ[5] નાદાન;

---

૧. આ રીતે. ૨. સ્ત્રી અને ગરીબડાંઓમાં. ૩. દબાવીને—ભાર મૂકીને પૈસા લીધા. ૪. ટેક. ૫. ભોળવાય.

એમ અચંબો શું મન વશે!
પાછળથી સૈ પ્રગટજ થશે. ૧૬

દોહરા.

ચંદ્રક કરીને ચાલીઓ કપટી નિજ મંદીર;
કરવાને કહેતો ગયો, પલ્લાંની તદબીર. ૧
મનમાં મલકાતો ઘણું, માર્યો ભારે તાલ;[1]
પણ જોશો પાછળથકી, થાશે બૂરા હાલ. ૨

ચોપાઈ.

કપટી માર્ગે ચાલ્યો જાય,
ચોર એક આવ્યો છે ત્યાંય;
તૃષાતૂર શ્રમથી તે થયો,
બ્રાહ્મણ જાણી ઊભો રહ્યો. ૧
પાણી પાવાની હા[2]ભણી;
પેરે વાત કઢાવી ઘણી;
હજારેકની લૂટજ ખરી,
લાવ્યો ચોરજ ચોરી કરી. ૨
હિમ્મતનું કીધેલું કામ,
દિવસે લઇ નાઠેલો દામ;
કપટીની બદદાનત થઇ,
પોટલી ઉપર દૃષ્ટિ ગઇ. ૩
કૂવે ચોરને લઇને ગયો,
પાણી પાવા તત્પર થયો;
પાછળથી પટક્યો દઇ લાત,
કીધ ચોરને નીચો[3] ઘાત. ૪

---

૧. તાલ માર્યો—સારા પૈસા કઢાવ્યા. ૨. હા કહી. ૩. નીચપણે મારી નાખ્યો.

વિપ્ર જાણી વિશ્વાસે રહ્યો,
પડતામાં ગતપ્રાણુજ થયો;
કપટીનું ત્યાં ભાગ્યજ[1] ભળ્યું,
હજારેકનું બીજું મળ્યું. ૫

મનમાં ધરતો બહુ હંકાર,
ઋહેવે પાછળ આવી વ્હાર;[2]
પ્હેલો એજ મળ્યો એમ ગણી,
ઝોળી ખોળી કપટીતણી. ૬

જોતાં મુદ્દો લાગ્યો હાથ,
બાંધી લીધો મુદ્દા–સાથ;
જઈને બંધનગૃહમાં ધર્યો,
જેરબંધ[3] ત્યાં જારી કર્યો. ૭

સઘળી વાત કઢાવી લીધ,
અમલદારને આધીન કીધ;
અમલદારને બહુ વિનવ્યા,
બ્રાહ્મણ જાણી કીધી દયા. ૮

ઉથલપાથલ કીધું કામ,
સ્વરૂપ ગુન્હાનું બદલ્યું આમ;
બ્રાહ્મણ થઈને છૂટી ગયા,
દામ ગાંઠના ઓછા થયા. ૯

માલદારનો દીધો માલ,
જૂઠું બોલી કાઢ્યું સાલ;
પાપી પૈસો આમજ જાય,
થાવું[4] આવ્યું તેમજ થાય. ૧૦

૧. નસીબ ખૂલ્યું. ૨. સીપાઈ છૂટ્યા. ૩. ફટકાના માર. ૪. થતું આવેલું.

### દોહરા.

**કપટી** પૂરથી નીકળી, જાતાં ચાલી વાત;
વાએ વાતજ ફેલવી, દુર્મતિ ખૂરી ખ્યાત. ૧
ઠામઠામ સૌ કો કહે, આ શી ઊઠી[1] લ્હાય;
નહીં દીઠું સૂણ્યું કદિ, પુત્રી ક્યમ વેચાય. ૨
કળીનો ફેર થયો ખરો, બ્રાહ્મણ જેવા શુદ્ધ;
રે કન્યાવિક્રય કરે, ધારે નબળી બુદ્ધ. ૩

### ચોપાઇ.

સૂણીને કહેતાં સર્વે જંન,[2]
દુર્મતિ દુઃખ ધરે બહુ મંન;
દીકરી વેચ્યાનું બહુ પાપ,
પડે જ્ઞાતિમાં ખોટી છાપ. ૧
પુણ્ય કોટિધા પામે નાશ,
અંતે નરકતણોજ નિવાસ;
નજર નાખતાં ચારે મેર,
નવ સૂઝે કંઇ બીજી પેર. ૨

### દોહરા.

પાપતણું હું પૂતળું, નવ બીજો ઉપાય;
'હેલ ઉપર આ સૂપડું,'[3] થાવાનું તે થાય. ૧
મ્હેર ખરી ઇશ્વરતણી, નહિ કંઇ બીજી વાટ;
કલંકજ લખ્યાં કપાળમાં, શો કરવો ઉચ્ચાટ. ૨
અહેવે આવી કપટીએ, કહી ભાભીને વાત;
વર શોધ્યા રૂડા અમો, શ્રેષ્ઠજ આપણી જ્ઞાત. ૩

---

૧. આગ લાગી—કેવું નબળું થયું. ૨. જનને. ૩. આટલું નબળું ત્યાં એટલું વધારે.

આ, લો આ ત્રણસો તમો, નવ વધુ કંઇ મંગાય,
ભોજન-ખરચે ચાલશે, પછી પાછળ જ્યમ[1] થાય. ૪

હાલ સમય સહુ ઠીક છે, બંધ ગજદરબાર;
જખ મારે સૌ માગતા,[2] ઝટ્ટ કરો તૈયાર. ૫

સામગ્રી સહુ હું કરૂં, પ્રથમજ કરવું એક;
વિજ્યાને તેડાવવી, રાખી ઘરનો ટેક. ૬

બોલાવ્યો કૂળગોરને, કહે છે કપટી ત્યાંય;
વિજ્યા તેડી લાવવી, ઝટ્ટ કરીને ત્યાંય. ૭

આજથકી દિન વીશમે, લગ્ન ઠર્યાં અમ ઘેર;
બે કન્યા પરણાવવી, ઝટપટ કરવી પેર. ૮

ગોર વારૂ કહી ચાલિયા, થયો લગ્ન-આરંભ;
કહે કપટી સત્વર થયું, નવ કરવોજ વિલંબ. ૯

## ચોપાઇ.

દુર્મતિકેરાં બાળક જેહ,
દુર્બળ હાલત સઘળાં તેહ;
કપિતાનની કૂડી જાત,
વિજ્યાની શી કરવી વાત! ૧

વર્ષ સોળની જ્યારે થઇ,
ઘટતી વિદ્યા શીખી રહી;
ભરત સીવવું ઝીણું કામ,
તે પણ શીખી રાખી હામ. ૨

વિનય વિવેક વડો આચાર,
સદ્‌ગુણ સકળતણો ભંડાર,

---

૧. જેમ થાય તેમ ખરૂં. ૨. માગનારા.

ધરધંધો સહુ લીધો હાથ,[1]
ઇશ્વરભક્તિમાં રળિયાત. ૩

દોહરા.

નિત ઉમિયાપૂજન કરે, બાળા જોબનરંગ;
મન મમતા હોંસજ ધરે, રે'વા નિજ પતિસંગ. ૧
પ્રાત: સમયે એકદા, વિજયા વિહ્વલ વેશ;
ઉઠી અકળાતી અતિ, નવ સમજે લવલેશ. ૨
સ્વપ્નભાસ[2] દૃષ્ટિથકી, દૂર જરા નવ થાય;
તેડી એકાન્તે તુરત, સુલક્ષણા સખી ત્યાંય. ૩

(વિજયા પોતાની સખીને સ્વપ્નની વાત કહે છે)

શાણી સખી, હું શું કહું, આજ સ્વપ્નની વાત;
મુઝવણ મન માતી નથી, રડીને કાઢી રાત. ૪

## સ્વપ્નભાસ—ગરબી.

(રાહ—માડી, મને નીશાળે મુકો, એ ઢાળ)

સખીરે થયો સ્વપ્નભાસ મુજને[3]
કહું શું વાત શાણી, તુજને
ભારે મન મુઝવણ થાય મને—સખી થયો૦ ટેક.
મનમાં તો ભ્રમણ વેગ લાગ્યો,
હાર આ મેં મરકટને બાંધ્યો,
જાણે ધાર્યો મનસુબો સાધ્યો—સખી થયો૦ ૧
કુદી બેઠું અણુઘટતે ઠામે,
નાખ્યો તોડી પડિયો તે નીચ ધામે,
અંતર મ્હારૂં અતિ પીડા પામે—સખી થયો૦ ૨

---

૧. હાથ (હાથે-હાથમાં) લીધો-શીખી. ૨. સ્વપ્નનો દેખાવ. ૩. મને.

સુખડતણી ડબ્બીમાં હું રાખું,
હાર એ આ કોમળ કંઠ નાખું,
તેને હું ત્યાં રડવડતો ઝાંખું—સખી થયો૦ ૩

તે લેવા હું તલપ ઘણી કરતી,
હૈયામાં હું હાયે[1] દોડી મરતી,
પાછી પેલા દુષ્ટથકી ડરતી—સખી થયો૦ ૪

આખર તો હું આકળી બહુ થાતી,
અવકળા ન ઉરમાં સમાવતી,
ફાડી જાગી ડીએ ચઢ્યો છાતી—સખી થયો૦ ૫

સખી એનાં ફળ તે કેવાંજ હશે,
શું હાર આ નીચ હસ્તે ચઢશે?
શું મુજને તે પાછો નવ જડશે?—સખી થયો૦ ૬

## સુલક્ષણાનું આશ્વાસન.

ગરબી—રાગ ફેર.

(રાહ—મારગડો મૂકોની મોહનલાલજી)

સહિયર સ્વપ્ન ન સાચાં હોય આ કાળમાં,
શા માટે તું મનડામાં મુઝાય જો;
વાયુના જોસ્સાથી મન વેગે ભમે,
સ્વપ્નાવસ્થામાં તે સ્ફૂરણ[2] થાય જો.—સહિયર૦ ૧

એ તો સહજ અવસ્થા છે આ દેહની,
અનેક કારમી વસ્તુ પ્રગટજ થાય જો;
નવ કૈદિ જે દીઠું કે સૂણ્યું હશે,
તેવું તેવું સ્વપ્નામાં દેખાય જો.—સહિયર૦ ૨

---

૧. હાયે-હેબકે-ધ્રાસકો પડવાથી. ૨. સ્ફૂરે—દેખાવ આપે.

રંક જઇ બેસે છે કહું[1] રાજ્યાસને,
કહું રાજા તે ભૂંડી માગે ભીખ જો;
કહું પંગુલ તે પૃથ્વીતલ ફેરા ફરે,
કહું ગાંડાં તે દે ડાહ્યાને શીખ જો.—સહિયર૦ ૩
સમુદ્રમાં કહું નગર દિસે છે કારમું,
કહું નગરો ત્યાં અરણ્ય[2]કેરાં નીર જો;
કહું સરિતા ત્યાં ધૂળતણા કોટો વળ્યા,
કહું સ્થળ ત્યાં નવપલ્લવ[3]સરિતાતીર જો.—સહિયર૦ ૪
વિપરીત એવું સ્વપ્ન વિષે ભાસે બહુ,
કયમ કરતાં નવ સાચું તેજ મનાય જો;
સ્વપ્ન કદિ નવ સાચું ગણવું, હે સખી,
જૂઠી દુનિયા તે પણ સ્વપ્ન ગણાય જો—સહિયર૦ ૫

(સ્વગત)—શિખરિણી છંદ.

અરે શું અહાવા આ, ઉચ્ચ કુળે છે ચાલ નબળા,
કુળાભિમાને તો, અફળ જીવવું રંક અબળા;
અરે! શું એ જાણે, સ્વપ્ન[4] પડશે સાચુંજ ખરે;
કપિકંઠે માળા, અરર! કપિતાને વિજય એ!

દોહરા.

અહેવે ત્યાં આવી રહ્યો, તેડાગર ભૂદેવ;
બોલ્યો અવિચારી પ્રતિ, આણી મન અહમેવ.[5] ૧
દુર્મતિએ પ્રેર્યો મને, આણું કરવા આજ;
બાળા એ પરણાવવી, વિજયાનું ત્યાં કાજ. ૨
માટે સિદ્યે સજ કરો, સાસરવાસો સદ્ય;
ઝટ ફરૂં પાછા અમો, વાધું વેગે અદ્ય.[6] ૩

---

૧. કહું=કોઇ ઠેકાણે. ૨. સમુદ્ર. ૩. નવાં પાંદડાંવાળા—લીલાં ઝાડોથી ભરેલો નદીનો કિનારો. ૪. સ્વપ્ન. ૫. અહંકાર. ૬. આજે-હમણાં.

આદરપૂર્વક ગોરને, દીધાં યોગ્યજ માન;
ભોજન દઇ સંતોષીને, આપ્યાં ફ્રોફળ-પાન. ૪
તુર્ત કરી તૈયારી ને, માગી શ્રીહરી-સ્હાય;
વેગે વ્હાલ ધરી કરે, વિજયાનેજ વિદાય. ૫

વિજ્યા—ગરબી

(રાહ—ચાલો, સખી, નિશાળે જઇએ.)

જઇશ સખી, સાસરિયે હવે હું,
રહેવા પતિસંગ વયે થઈ છું—જઇશ સખી૦ ટેક.
કૂળગોર આવ્યા છે લે[1] આણું,
લગ્નતણું જોઇને શુભ ટાણું,
સખી, ક્યારે વાય વેગે વહાણું—જઇશ સખી૦ ૧
યૂવાનીનો બાગ રહ્યો બ્હેકી,
વસંતવાએ વેલી આ રહી લ્હેકી,
ભ્રમરભોગી થૈ બેઠા ટેકી—જઇશ સખી૦ ૨
વિદા થઇ વેગે હવે જાઉં,
ટેક તો હું તરતજ મૂકાવું,
ભોગતણી ભૂરકી[2]માં ભરમાવું—જઇશ સખી૦ ૩
રૂપ રસે સ્વામી હશે કે'વા,
અધિર હશે આલિંગન દેવા,
અધરરસ પ્રેમપાન લેવા—જઇશ સખી૦ ૪
શરમ મને લાગશે સાહેલી,
આનાકાની ક્યમ કરવી પહેલી,
રખે જાએ રખડી એ રંગ-કેલી[3]—જઇશ સખી૦ ૫

---

૧. આણું લઈને-તેડવા. ૨. મોહિની. ૩. ભોગવિલાસ.

કદિ સખી સ્વામી રીસાઇ જશે,
પાછળથકી પસ્તાવુંજ થશે,
(હસીને) સંધું મને સુઝ એ કયમ પડશે—જઇશ સખી૦ ૬

સખી— માલિનિ છંદ.

હસી હસી કયમ પૂછે, સુઝ એ સંધી તુને,
રસ અધિકજ જાણે, વ્યર્થ વ્હાએછ[1] મુને;
ભણી ગણી નવસિન્ધી, નારી નૈયાવના તું,
પતિ નિજ પ્રભુ પેખો, એટલી શીખ દૌં છું.[2]

(સ્વગત)— સાખી.

મમતા મોહભરી સખી, ભોગવિલાસની આશ;
સ્વામીના ગૂણ જાણશે, નારી થશે નિરાશ. ૧
અણજૂગતાં જોડાં બને, કયમ રહાવાં અવિનાશ;
ઉચ્ચ કુળે આગળ જતાં, ઉપજે શોક વિનાશ. ૨

## સખી સુલક્ષણા—

દોહરો.

માતા[3] મન મુઝવણ બહુ, મોહોડે નવ બોલાય:
સાંભળ સારી શિક્ષા દઉં, શ્રીહરિ કરશે સહાય.

ગરબી.

(રાહ—સાંભળને તું સજની મ્હારી, રજની૦ ૧૦)

સાસરિયે સિધાવ તું સજની, પ્રભુને કરીને પ્રણામજી,
શીખ દઉં તે શ્રવણે ધરજે, રાખવી હૈયે હામ—
સૈયર શાણીજી.

પૂજ્ય પદારથ સાસુ સસરા, ગણવાં ધારી પ્રેમજી,
સ્વામી સહોદર સર્વ જેકેરૂં, ઇચ્છવું કુશળ ક્ષેમ—
સૈયર શાણીજી.

---

૧. વ્હાય છે—ઊડાવે છે. ૨. દઉં છું. ૩. ત્હારી માતાને.

સાસરિયાંનું સ્વરૂપ જાળવી, તે રહેણીએ રહેવુંજી,
સૌનું મન સાચવતાં જે કાંઇ, દુ:ખ પડે તે સહેવું—
સૈયર શાણીજી.

પતિને નિજ પરમેશ્વર ગણવો, અન્ય પુરૂષ ભાઇ બાપજી,
સ્વામીસેવા સ્ત્રીવ્રત મ્હોટું, અબળાનું એ આપ[1]—
સૈયર શાણીજી.

સારાસાર વિચાર જે સઘળો, સમજણ તુજને ત્હેનીજી,
દુ:ખ-જનેતા વખણાએ તવ. જનમ્યું સાર્થક બહેની.
સૈયર શાણીજી.

સખી સુલક્ષણા, શીખ જ ત્હારી, રાખું લખી ઉરમાંહ્ય[2]જી,
આલિંગી હવે થાઉં હું અળગી, ઉમિયા કરજો સ્હાય—
સૈયર શાણીજી.

## ભોળાનાથને ત્યાં લગ્નનો સમારંભ.

દોહરા.

ભોળો ફરતો બાગમાં, ગર્ક બની ગુલતાન;
ઘરમાં લેશ લહે[3] નહીં, દુર્મતિ આગળ માન. ૧

પુત્ર એકનોએક તે, નિરંકુશ નાદાન;
કાળ કુછંદે કાઢતો, બાળબુદ્ધિ કપિતાન. ૨

ઘરપ્રધાન એક દુર્મતિ, દુર્બુધ્ધ દુષ્ટાનાર;
ત્રણસો આવ્યાથી ચઢ્યો, ત્રમણો મન હંકાર.[4] ૩

સ્વજન કરે સહુ એકઠાં, નિજ સહોદર જેહ;
સ્વસુર પક્ષના સર્વને, નવ લેખવતી તેહ. ૪

લગ્નતણી સામગ્રી સૌ, કરતાં હાથોહાથ.
ત્હેવે ગોર પધારીઆ, તેડી વિન્યા સાથ.[5] ૫

---

૧. સ્વરૂપ—મુખ્ય લક્ષણ. ૨. ઉરમાંહી—માંહે. ૩. લહે=લે. ૪. અહંકાર.
૫. સાથે (ક્રિયાવિ૦).

રથ રાખીને બારણે, ઉતરી વિજ્યા ત્યાંહે;
લઇ ઓવારણુ સાસુએ, તેડી વહુ ઘરમાંહે. ૬
વિજ્યાએ વિનય વડે, વંદન–વિધિ ત્યાં કીધ;
પાય પડી નિજ સાસુને, પગેલાગણું[1] દીધ. ૭
સગાં સર્વ બેઠેલ ત્યાં, વડીલ, વૃદ્ધ સ્ત્રી જેહ;
ઓળખ આપી સાસુએ, પૃથક પૃથક સૌ[2] તેહ. ૮

ચોપાઇ.

વિજ્યા વર્તી ગઇ મનમાંહે,
ચતુર ચિત્તમાં ચેતી ત્યાંહે;
પછી સહુને તે પાયે નમી,
સુજ્ઞ સગાંને મન તે ગમી. ૧
સમાચાર પૂછે જે જેહ,[3]
વિજ્યા વિનય વદી કહે તેહ;
રીત જોઇ સહુ રાજી થયાં,
ચીર સુભાગ્ય સરવ[4] ત્યાં કહ્યાં. ૨
અણુસારે ચેતવતાં સહુ,
ક્યાં સાસુ ને ક્યાં આ વહુ;
કોઇક વદે વિસ્મયતા ધરી,
ઊલટી રીત વિધાતા ખરી. ૩
ઇશ્વિર ઘર અન્યાયજ હોય,
કાકકોટ[5] કાં રત્નજ સ્હોય[6];
દુર્મતિ દેખી વ્હીલી પડી,
રીસ પાનીથી માથે ચઢી. ૪

---

૧. પગે લાગીને આપવાની રીતનું જે થાય તે (દીધુ–આપ્યું). ૨. તે સહુની.
૩. જે–જેના. ૪. સર્વેએ. ૫. કાકકોટે. ૬. શોભે.

વહુ વંદાતાં ઊઠયું નૂર,
ચપટ વળી થાતી ચકચૂર;
વિજ્યા વિનય વિવેક નિધાન,
કૂળદીપક હોય ઘરનું માન. ૫
સદ્‌ગુણુ સર્વ સજે નિર્વાણુ,
દુર્મતિ દુર્ગુણુકેરી ખાણુ;
પાપી દેખી સાધુ વેશ,
સહજ જેમ પ્રગટે મન દ્વેષ. ૬
પરિતાપ પ્રગટયો તે પેર,
દુર્મતિને મન વાસિયું[1] વેર;
પ્રજ્વળવા લાગી તે પૂર,
સહજ શૂળ જોઇ સીન્જયું ઊર. ૭

સહજવેર—છપ્પો.

વેર સાચને જૂઠ, વેર નીતિ અનીતિને,
વેર લોભ સંતોષ, વેર વીરત્વ બીતિને,
વેર વ્હાલ વિરોધ, વેર સુકૃત દુકૃતને,
વેર મિત્ર અમિત્ર, વેર પૂનીત પતિતને.
વળી સહજ વેર એ વિધ લહો, ઉલટા ગુણુ દિસે જહાં,
ભગવાન અસાધુ સાધુને, કેમ બને સાથે રહ્યાં. ૧

સહજ સાલ—છપ્પો.

ધરે નિશાચર નામ, ચંદ્રદર્શન નહિ ગમતું,
વિષયીને વિષપેર, શાસ્ત્રનું વચનજ દમતું,
ભોગીને ભયરૂપ, યોગીની આંખજ લાગે,
કુલટા કૃત્યારૂપ, સતી સ્ત્રી[2] જોતાં ભાગે,

---

૧. વસ્યું. ૨. સ્ત્રીને.

વર્ણો દેવાંશી નર દેખતાં અંત્યજ[1] જ્યમ અકળાય છે;
ભગવાન સુપાત્ર કુપાત્રને, સહજ શળત્યમ થાય છે.

દોહરા.

શળરૂપ ત્યાં સાસુને, થઇ વિજ્યા તેવાર;
દર્શાવે સહુ[2] દેખવા, ખોટો ખોટો પ્યાર. ૧
લગ્નતણું કારજ હતું, મળ્યા સ્વજન સહુ ઘેર,
સહુમાં માનજ રાખવા, ધરતી ખોટી મ્હેર. ૨

ચોપાઇ.

દુર્મતિ જાળવવા નિજ સાખ,
મનમાં બળીને થાતી ખાખ;
વિજયાને નવ વદતી કશું,
દિસે આચરતી સ્નેહસું.[3] ૧
વહુએ ધરતી વ્હાલજ ઘણું,
બીજાને બતલાવા તણું;
અંતરમાં ધીકે અંગાર,
ઉપરથી દેખાડે પ્યાર. ૨
દુર્મતિને એક ઊંડું દુઃખ,
વડા જમાઇ વગોવે કૂંખ;
જ્યેષ્ઠ પુત્રી એ પોતાતણી,
નહિ મોકલતા તેના ધણી. ૩

દોહરા.

લગ્ન સમારંભે મળી, બટકબોલી સહુ ન્યાત;
મ્હોડે મિષ્ટ મનાવતાં, મર્મે કરતાં વાત. ૧
વિકુચીમાં વ્યાખ્યા પડી, છાની નિન્દા થાય;
વિજ્યાને હિયે[4] વાગતા, મર્મવચનના ઘાય. ૨

---

૧. ચડાળ. ૨. સહુને દેખવાને-જોવાને. ૩. સ્નેહથી. ૪. હૈયે-હૈયામાં.

લગ્નતણી તૈયારી ત્યાં, થઇ સહુ રૂડી પેર;
દુર્મતિને દુ:સહ નહીં, વિજયાને મન[1] ઝેર. ૩
સ્વજન સહુ બેઠે છતે, થવું ગ્રહશાન્તિ વિધાન;
એ હેવે પૂરની ભાગળે, આવી લાગી જાન. ૪

ચોપાઈ

આગળથી આવ્યો કૂળગોર
ઊભો કરતો શોરબકોર,
'લગભગ આવી લાગી જાન,
નહિ પાથરણાં ને જળપાન. ૧
સામૈયા[2]ની સગવડ નહીં,
સહુ ઢીલું દિસે છે અહીં;
નવ કરશો સામૈયે વાર,
ક્યાં સુધી રોકાવું બહાર.' ૨

દોહરા.

સગાં સહુ આવી મળ્યાં, દુર્મતિ તેડ્યાં જેહ;
પણ પુત્રી બે જ્યેષ્ટ જે, હજી નવ આવી તેહ. ૧
વર એ બે પુત્રીતણા, હતા કૂળગર્વિષ્ટ;
લેખાતા ઊંચ પંક્તિમાં, ઉચ્ચ જ્ઞાતિમાં ઇષ્ટ. ૨
સાસરિયાં હલકાં ગણી, દમતા લેવા દામ;
વદાગરી પરઠ્યા[3] વિના, ક્યમ આવે તે ધામ. ૩
ભોળાનું ઘર દુર્બળું, માથે ઝઝું દેણ,
વિદાયમાં વાંધો પડે, માટે કહાવી કે'ણ. ૪
અમ આવ્યા શોભું નહીં, નીચ તમારે ઘેર;
ભૂષણ ક્યાંથી જાળવો, પૈસાની નવ પેર. ૫

---

૧. મને-મનમાં (સપ્તમી). ૨. સામા તેડવા જવું તે. ૩. નક્કી કર્યા વિના.

વળી અમ કરતાં ઊતરે, જહૂ-દવેનાં કૂળ;
અરધાવા તે સાથમાં, નહિ અમને અનુકુળ. ૬
એમ છતાં ઉર ધારીએ, રંક સગાં પર મ્હેર;
આટલી વેળા આવીએ, પચ્ચીસની હોય પેર.[1] ૭
પાછળથી પાછી[2] કરો, જાય અમારૂં નામ;
પચ્ચીસ પચ્ચીસ મોકલો, જો તેઓનું કામ. ૮
જખ મારીને મોકલ્યા, પચ્ચીસ પચ્ચીસ દામ;
ઊભય જમાઇ દીકરી, તવ આવ્યાં નિજ ધામ. ૯
ઉચ્ચ કુળે અદ્યાપિ છે, કૂલિન કંઇક કૂપાત્ર;
તો પણુ તે ગમતા ઘણા, જમ જેવા જામાતૃ. ૧૦

**અ-હ્વાવા અજ્ઞ જમાઇઓની આધુનિક ગણના.**

(જમાઇ તે દશમો ગ્રહ.)

છપ્પો.

નવે ગ્રહો નવ નામ, અસર જન ઉપર ભારી;
મનુષ્યમાત્રને તેહ, ગણ્યા છે પીડાકારી;
અમુક અમુક સંયોગ, યોગે ત્યાં તેના નડતા;
પૂર્ણ પામીને રીઝ[3], પ્રસન થઇ પાછા પડતા;
પણ એથી અધિકો પીડતો, જયમ જયમ રીઝ મળે જદા;
એ દશમો ગ્રણ દુનિયા વિષે, જમાઇને જાણ્યો તદા. ૧

(જમાઇ તે જમ.)

જમનું ઝાઝું જોર, જીવપર તલપજ તેની;
જન સહુને છે બ્હીક, જગતમાં એકજ એની;
તો પણ જાણે સર્વ એકદિ[4] એ તો લેશે;
ઝડપીને ઝટ જીવ, પછી સંતોષી રહેશે;

---

૧. આપવાની સગવડ. ૨. હઠી જાઓ=આપો નહિ. ૩. બક્ષીસ-જપ-પાઠપૂજાદાન વગેરે. ૪. એક દિવસ.

ભગવાન અધિક એથી ગણ્યો, જમાઇને જન સર્વએ;[1]
જે સંતોષે નહીં રીઝતાં, હાડ, ચર્મ, માંસજ જતે. ૨

## —પણ પુરૂષની મનુષ્યમાં ગણતી કયારે ?—

શરીર-સમૃધિ[2] પૂર, રૂપમાં હોય ન ખામી;
ધર્મશીળ સદ્‌બુદ્ધ, ગણાએ જગમાં નામી;[3]
વિદ્યા વિનયવિવેક, શૂર સામર્થે પૂરો;
સર્વકાળ-સંપન્ન, નહીં કોવિધ અધૂરો;
પણ જનમી જન આ જગતમાં જુગ્મ[4] બને નહિ જ્યાં લગી;
ભગવાન ગૃહસ્થ વિષે નહીં, લેખું નરનું ત્યાં લગી. ૩

કવિત.

પિતામાત પાળીપોષી, સર્વ વાતથી સંતોષી,
જેણે ઝાઝી પીડ[5] શોષી, પૂજ્ય પહેલાં ધારવાં;
દ્વિજવિધિ જેહ કરી, ગુરૂમંત્ર કર્ણ ધરી,
યોગ્યતા આ અંગ ધરી, બીજાં તે વિચારવાં;
અન્ય જેણે કરી સાહ્ય, પુત્ર ગણી ગ્રહી બાંહ્ય,
વૃદ્ધિએ યોજ્યા ઉપાય, ત્રીજાં તેઓ[6] માનવાં;
ગુરૂ, ગુરૂપત્નિ પણ, પૂજવાં ઘટે નિપૂણ,
વિદ્યાવિત્ત ધર્યું જેણ,[7] ચોથાં એ પ્રમાણવાં. ૧
પણ ધરી પૂર્ણ પ્યાર, સાર્થક થવા સંસાર,
કન્યાતણા જે દાતાર, શ્રેષ્ઠ એને જાણવા;
જોતાં આ જમાઇ નામ, જગમાં ગણાયું આમ,
ટાળવા કરો તમામ, છૂટો એ અદાપ[8]થી
ગણાઇને સુતજન, પાળી શાસ્ત્રનાં વચન,
સાસુસસરાને અન્ય, ગણો ન માબાપથી;

૧. સર્વેએ. ૨ તન્દુરસ્તી ૩. નામવાળો-પ્રખ્યાત-જાણીતો. ૪. જોડું=પત્નીવાળો-પરણેલો ૫. પીડા. ૬. તેઓ=તેઓને (દ્વિતીયા). ૭. જેણે. ૮. દુઃખ.

પુત્રતુલ્ય ગણે જેહ, પિતામાતા ખરાં તેહ,
કહે ભગુ શો સંદેહ, કટાક્ષ આમાં નથી. ૨

દોહરા.

સ્વજન સહોદર સૌ મળ્યા, દુર્મતિકેરે ધામ;
નિર્વિઘ્ને પૂરણ થયાં, લગ્નતણાં સહુ કામ. ૧
લગ્ન રીત પૂરી થઇ, જાન થઇ વિદાય;
આવ્યાં[1] સહુ આજ્ઞા લઇ, નિજનિજ મંદીર જાય. ૨
દુર્મતિ દિલ દુઃખી ઘણી, આપદથી અકળાય;
માગનાર જંપે નહીં, હરનિશ ફેરા ખાય. ૩
વિજયાની પાસે હતી, હલકી જણસો જુજ;
તે પર નજરજ દોડવી,[2] ધારી મનમાં સુઝ. ૪
પણ તેથા પતશે નહીં, ક્યાંથી આવે પાર;
આગળ એ ખપ લાગશે, એમ કર્યો વિચાર. ૫
વિજયાને પુછ્યું નહિ, તે વેળા તે માટ;
બહુ મૂઝાતી બાપડી, સુઝે નહિ કંઇ ઘાટ. ૬
એવે થઇ ફરિયાદી ને, જપતી આવી ઘેર;
રાચરચીલું, ઘર સહુ, જપ્ત થયાં એ પેર. ૭
ગ્રામજનોમાંથી મળ્યા, દયાવંત કો વીર;
ભાડાનું ઘર ભાળવી, કરી આપી તદબીર. ૮
ધર્મદીપ કરી મેળવ્યાં, નાણાં મૂકી લાજ;
વસાવિયાં તે માંહેથી, વાસણ ને ઘરસાજ. ૯
દુર્બળ આ દુર્મતિતણું, ગબડયું ગાડું હાલ;
પણ તેને દુષ્કર્મમાં, વિજયા મ્હોટું સાલ. ૧૦
સપડાઇ તે સામટી, બોલે તો બે[3] ખાય;
જ્યમ ત્યમ જાળવવું પડે, મૂઝાતી મનમાંય. ૧૧

---

૧. આવેલાંઓ. ૨. દોડાવી. ૩. બેવડો માર પડે.

વિજ્યા આ વિપત્તિમાં, ધરતી હૈયે હામ;
સાસુને ઉપદેશતી, કંઇક મસે દઇ ડામ. ૧૨
કુલક્ષણે સર્વે[1] કર્યો, કપિતાનમાં વાસ;
વિજ્યા ઊંડી આપદે, રહે અત્યંત ઉદાસ. ૧૩
જોબન દમતું જોરમાં, નહીં સ્વામીમાં ઢંગ;
યુવા અવસ્થે થઇ-અરિ, અદાપતોજ અનંગ. ૧૪
તો પણ સમજુ શાણી તે, ક્યમ છોડે મન ધીર;
પતિત પતિને સુધરવા, રચતી બહુ તદબીર. ૧૫

ચોપાઇ.

માસ ઉભય એમ જાતાં વહી,
'પડતાં પર પાટું' ગતિ થઇ;
અકસ્માત ને અણચિન્તવ્યું,
ભોળાનું મૃત્યુ ત્યાં થયું. ૧
દુર્મતિને નહિ તેનું દુઃખ,
સાલ જતાંમાં પામી સુખ;
પતિ જતે શું હતું શું ગયું?
એક પેટ તો ઓછું થયું. ૨
પણ દેખાડતો ધરતી શોક,
રોઇ માત્ર રીઝવવા લોક;
પડી પેટમાં પહેલી ફાળ,
ઉત્તરક્રિયાતણી તત્કાળ. ૩
જવા બેઠી તે સમૂળી જાય,
સૂઝે ન શું કરવો ઉપાય;
સાધન નવ કંઇ પૈસાતણું,
અકળાતી તે ઉરમાં ઘણું. ૪

---

૧. સર્વે કુલક્ષણે.

કપટીને કહાવી ત્યાં કહેણ,
પણ નહિ માંડયું મ્હોડું તેણ;
જરા આવીને ચાલ્યો જાય,
નહિ દુર્મતિની ધરતો બાંહ્ય[1]. ૫
વિજયા પાસે જણસો જેહ,
નવ મ્હોડે મંગાએ તેહ;
વાતે વાત વદી દુર્મતિ,
વિજયા સમજી તેની ગતિ. ૬

દોહરા.

વિજયા વદી વિવેકથી, સાસુજી શા માટ;
અકળાવું અહાવું અરે! જ્યાં નહિ ચાલે ધાટ[2]. ૧
થાવાનું કરશે થયા, ભાગ્યતણે અનુસાર,
જે કાળે જે જે પડે, સહેવું તે નિરધાર. ૨
સુખદુખ હાનિવૃદ્ધિ તે, સંચિતનો સંયોગ;
કર્મતણાં ફળ કો કહે, જેને જેવો જોગ. ૩
મિથ્યા મોટમ માનમાં, ખાઇએ ખાલી[3] માર;
પસ્તાવો પાછળ રહે, પૂરણ પારાવાર[4]. ૪
સોડ પ્રમાણે સાથરો, શક્તિ તેવી ચાલ;
ઉછાળી પગ ભાંગતાં, લઇએ લોક[5]જ ગાળ. ૫
શા માટે ચિન્તા ધરો, લો આ જણસો આજ;
પૈયરની તે પણ લીઓ, જો સરતું હોય કાજ. ૬
વિજયાના વિવેકની પડી સાસુ પર છાપ;
ગગળી થઇ લજવાઇને, નીચું ન્યાળ્યું[6] આપ.[7] ૭

---

૧. બાંહે ધરતો=હાથ પકડતો અર્થાત્ મદદ કરતો. ૨. ધાટ ચાલે નહિ= ઉપાય ન ચાલે. ૩. નકામો. ૪. દુ:ખનો કાંઠો નહિ. ૫. લોકની ગાળજ. ૬. નિહાળ્યું-જોયું. ૭. શરીરને નીચું નાખ્યું અર્થાત્ તે નીચીનમણી થઇ ગઈ.

વિજ્યા કંઠે વળગીને, છાતી સરસાં લીધ;
સાન્તવન દઇ સાસુ પ્રતિ, આશ્વાસન બહુ કીધ. ૮
ગઇ ગુજરી ગણવી નહીં, ગાંડાં ગણશે લોક;
આવી પડી એ વેઠવી, અકળાવું એ ફોક. ૯
શાણપણું સમજ્યાં નહીં, વંઠાવ્યો સંસાર;
આખર લોક હસાવવા, શું એમાં હોય સાર. ૧૦
મનની રાખો મન વિષે, સમજો અંતરમાંહ્ય;
દૂર કરો દુર્ગુણ સહુ, શ્રીહરિ કરશે સ્હાય.[૧] ૧૧

ચોપાઈ.

ગદગદ કંઠે દુર્મતિ વદે,
રૂદન નહીં રાખ્યું રહે હદે;
અધમમતિ હું અવળી બુદ્ધ,
નવ રાખી કંઇ ઘરની શુદ્ધ. ૧
વણસમજે વણસાડયું સહુ,
શું મ્હોડે તુજ આગળ કહું;
કર્યાં હાથનાં વાગે હીએ,[૨]
જાણીજોઇ જે ઝેરજ પીએ. ૨

દોહરા.

વિજ્યા કહે સમજું સહુ, ઘટેજ પશ્ચાત્તાપ;
નવ બોલ્યામાં ગુણ ઘણા, શિદ ઊઘાડો આપ.[૩] ૧
પછી પોતે આગળ પડી, વેચી વસ્તુ સાર;
કપિતાને કાબુ ધરી, જાળવિયો વહેવાર. ૨
સસરાની ઉત્તરક્રિયા, કીધી રૂડી રીત;
શ્રાધ કરી સંતોષિયા, પિતૃપૂરણ પ્રીત.[૪] ૩

---

૧. સહાય-મદદ. ૨. હૈયે. ૩. જાત-પોતાનું લાંછન. ૪. પ્રીતથી.

પછી પરવારી સર્વથી, ધરતી ઇષ્ટે ધ્યાન;
કળે કળે લેવા કર્યું, કાબુમાં કપિતાન. ૪
પણ દુર્વ્યસને દૂબળો, શું દુનિયાની બુદ્ધ,
વિજ્યા વિનય-વિનોદમાં, શાની તેને શુદ્ધ.[1] ૫
હાવ ભાવ હેતે ધરી, કરતી પૂરણ પ્રીત,
સમજે શું કપિતાન તે, રમા-રંગની રીત. ૬
વિવિધ યુક્તિઓ યોજતી, નવ હારે હિયહામ;
અનંગાગ્નિ ધિકયો રહે, અંતર આઠેજામ.[2] ૭

---

## (સ્વગત) વિજ્યાની અંતર્વેદના.

ગરબી

(રાહ—મહિયારી મળી ચાલીરે મહી વેચવા—)

અંતરજામી અરજ સુણો અબળાતણી,
શે પાપે આ બાળ્યો મુજ અવતાર જો;
એહાવું ભવિષ્ય તેં ભાવિ[3] મ્હારૂં કયાં ભણ્યું,[4]
અંતર ધીકે અનંગનો અંગાર જો—અંતરજામી૦ ૧
મિથ્યા મોટમ માની કૂળ-અભિમાનમાં,
અજ્ઞ પિતાએ લગ્ન કરી ધરી આગ જો;
ધર્મ હદે ઘેરી લોહ-સંકલના[5] જડી,
નવ તોડી તે નિકળવાનો લાગ જો—અંતરજામી૦ ૨
માતા મ્હારી મુજને લાડ લડાવતી,
વ્હાતી મનમાં થાવા મુજને સુખ જો;
હોંસે કીધાં વસ્ત્રાભરણ બહુ ઓપતાં,
તે પ્હેરી હું બ્હાર શું કાઢું મૂખ જો—અંતરજામી૦ ૩

---

૧. સમજણ. ૨. આઠે પહોર. ૩. હે ભાવિ!—હે વિધાતા.
૪. ભણ્યું-નિર્માણ કર્યું. ૫. લોઢાની સાંકળ.

સંસારે જનમી શું સુખ વૈભવ લહું,
મૂળ વાંકું ત્યાં કોની કહાડું ચૂક જો;
સાસરીએ નહિ દેખું છાંટો સુખનો,
પૈયરના પૈસા પર પૂળો[1] મૂક જો—અંતરજામી૦ ૪

જે નારીને સુખ નહિ નિજ સ્વામીતણું,
જીવતર તેનું જાણો સઘળું ફોક જો;
ચાલ ચતુરાઇ આભૂષણ ઓપે નહીં,
ઉલટા એથી હાસ્ય કરે બહુ લોક જો—અંતરજામી૦ ૫

વેરણ થઇ વિધાતાં વાંક વડો કર્યો,
શા વેરે આ લખિયા છટ્ઠી-લેખ જો;
ક્યાં જાઉં, શું કરવું, કોને વિનવું,
કોણ કર્મરેખા પર મારે મેખ જો—અંતરજામી૦ ૬

જો નિર્માણ નસીબ ભૂંડી આવું કર્યું,
તો શા માટે આપ્યાં ચતુરઇ ચાલ જો;
ગાંડીગબલી રાખી હોતજ મૂળથી,
અણસમજુ રહી થાત ન આવા હાલ જો—અંતરજામી૦ ૭

મદનતણો મદ મ્હોડે ક્યમ જાએ કહ્યો,
અંતર ધિકયો અગ્નિ કેમ અહોલાય જો;
પજળી પજળી પૂરણ મહાપ્રલ્લય કરે,
આંચે રીબાતાં અંતે જીવજ જાય જો—અંતરજામી૦ ૮

સ્વામીનું સ્વામીત્વ સજડ ટળશે નહીં,
અબળાની આ ક્યાંથી ટળે અદાપ[2] જો;
તરુણ અવસ્થે યોગ્ય સ્વામી વણ જીવવું,
કોણ જન્મનાં પ્રગટ્યાં પૂરણ પાપ જો—અંતરજામી૦ ૯

---

૧. બાળી નાંખ-બળ્યો પિયરનો પૈસો? શું કામનો? ૨. અદાપ=આપદા-દુઃખ.

અરે પ્રભુ શા પાપે રંક રીબાવવી,
ઝટ ખૂંચી લે જીવ પડે આ જાત[1] જો;
આખર માગું હરિ કરગરી હું એટલું,
સાત ભવે નવ જનમું ઉંચી જ્ઞાત[2] જો—અંતરજામી૦ ૧૦

(સાવધ) ઓ! પ્રભુ કાં હું ભૂલું? શું જ વિમાસવું,
યત્ન વિષે હજુ પ્રેરવી પૂરણ હામ જો;
સુધારૂં એ સ્વામી ટેકજ જાળવી,
ભાગ્યવાન કર વિજય[3] વિભુ, ભગવાન જો—અંતરજામી૦ ૧૧

ચોપાઈ.

અશરણશરણ સાહ્ય કર તુંજ,[4]
રંક બને રંધાયજ શુંય?
સમયે કાયર શૂરા થાય,
અબળા તે સબળા બની જાય.

દોહરા.

ડખેલ થયલી દુર્મતિ, કાઢી નાખી ક્લેશ;
નીચેથી ઊંચું નહીં મૂખ કરે લવલેશ. ૧
વિજ્યાએ વેગે વળી, લીધી હાથ લગામ;
ઘરમાં ઘરઘરણી થઇ, પ્રભુએ પ્રેરી હામ. ૨
પત્ર પાઠવ્યો પિતુગૃહે, સૂચવી સઘળી વાત;
જોઇએ તે મંગાવીને, રાખે સહુ[5] રળિયાત. ૩
પ્રયત્નેજ પૂરણ રહી, તરતી એ તદબીર;
પેરે લીધો પાશમાં, સ્વામીને ધરી ધીર. ૪
પછી વિચારી તેડીઓ યૂવક એક સુકુમાર;
કૂળદીપક કૂળવર્ગમાં સદ્ગુણ નામે સાર. ૫

---

૧. શરીર. ૨. જ્ઞાતિમાં. ૩. વિજ્યાને. ૪. તું-શું. ૫. સહુને.

વિનવ્યો વાણી વિનોદથી, વિવિધ કરી વિવેક;
વિનતી મુજ શ્રવણે ધરો, રહે તમ કૂળનો ટેક. ૬

ભ્રાતૃભાવ હેયે ધરી, દૂર કરી કૂળદ્વેષ;
ભ્રષ્ટબુદ્ધ ભરથાર[1] મુજ, આપો હિત-ઉપદેશ. ૭

નબળાને નબળી સમજ, સુજ્ઞ ન તેવા હોય,
દુર્જનના કીધા સમું, સજ્જન કદિ ન જોય- ૮

સહચર થઇ સ્નેહે કરો, શનૈ[2] શનૈ સહચાર,
પ્રતાપથી પાછા હઠે, દુર્ગુણ દુષ્ટાચાર. ૯

આંધ્ય ગૃહો ભેલી થઇ, બિરૂદ જાળવો નામ;[3]
લાજ ગણી લક્ષે લહો, શું નહિ આવે દામ. ૧૦

રંક રહેમ કરો જરા, જાણીને[4] જગદીશ;
સાર્થ નામ સંસારમાં, લો અબળા આશિષ. ૧૧

દુખિયારી વિજ્યાતણાં, સુણી દીન વચંન:
સદ્‌ગુણ હ્રદયગલિત થયો, દયા ઊપજી મંન. ૧૨

ચોપાઇ.

શાણો તે સમજ્યો મનમાંય,
નામતણું શું બિરદજ જાય;
શુદ્ધ દિલે સાધું[5] સહવાસ,
પૂરણ કરૂં દુર્મતિની આશ. ૧

સદ્‌ગુણે સહચારજ કર્યો,
ધીરે ધીરે હાથે[6] ધર્યો;
કપિતાન પર પડતાં છાપ,
વળતી વૃત્તિ આપોઆપ. ૨

---

૧. મુજ ભ્રષ્ટબુદ્ધ ભરથારને. ૨. ધીમે ધીમે ભાઇચારો. ૩. નામનું બિરદ.
૪. ઈશ્વરને ઓળખીને. ૫. મૈત્રી કરૂં. ૬. હાથમાં લીધો-દાબ બેસાડયો.

જેમ દુર્ગુણ દૂર થાતો જાય,
સંકોચે શરમિન્દો થાય :
સહજ સ્ફુરવા લાગ્યો સાર,[1]
સારાંનરતાંનોજ વિચાર— ૩

'માતપિતા સ્વચ્છંદે રહે
નિરંકુશ થઇ બાળક વહે
નાદાનીમાં નવ કાંઇ લહ્યો,
દુષ્ટભાવિનો ભોગજ થયો.' ૪

જેમ વાધ્યો સદ્‌ગુણ-સહવાસ,
પૂરણ તેનો એંઠો પાસ.
ઘરમાં વિજ્યા ધરતી વ્હાલ,
રાખે સર્વ રીતે સંભાળ. ૫

નીચી-નમણી થઇને રહે,
મિષ્ટવચન નિત મુખથી કહે;
બ્હાર જતો એમ બંધજ[2] રહ્યો,
ઘરની રૂખે[3] સાવધ થયો. ૬

હોંસ કરી શીખ્યો સહુ કામ,
જેથી નિજ કૂળનું રે' નામ;
વિજ્યા ઉપર વ્હાલજ કરે
ઉપકારજ એનો ઉર[4] ધરે. ૭

દોહરા.

સદ્‌ગુણે બાંધ્યજ ધરી, રાખ્યું વિજ્યામાન;
કુછંદ કાઢીને કર્યો, કૂળદીપક કપિતાન. ૧

---

૧. સાર=સારી રીતે (ક્રિયા વિ૦). ૨. બહાર રખડવાનું મૂકી દીધું.
૩. ઘર તરફ વળણ. ૪. ઉરે-ઉરમાં.

કામકાજ કરતો થયો, રહી ઇશ્વર-આધાર;
દ્રવ્યપ્રાપ્તિએ દીપવ્યો, દિવ્ય કૂળવ્યવહાર. ૨

દુર્મતિ લાગી દેખવા, પુત્રવધુ પુણ્યવંત;
વ્હાલ કરી વહુને વદી, અંતરથી 'ધન ધન્ય.' ૩

વિજયાએ જે આદર્યું,[1] હિમ્મતથી ધરી ખંત;
શ્રીહરીએ સાહ્યજ કરી, આવ્યો રૂડો અંત. ૪

સબુરી ફળ સારૂં થયું, ઠામ પડ્યો કપિતાન;
વિજયરંગ વિજયાતણો, ધન્ય ભાવિ! ભગવાન. ૫

---

૧. કરવાનું માથે લીધું.

# તૃતીય વિલાસ—ટીકા.

## ભાગ પહેલો—વ્યાવહારિક કાવ્યકૃતિ.

પાનું ૮૯મું—**વિમલ થવા દે વાણી મુજ વર તે** =મુજ વાણી વિમલ થવા દે.

**વર**=વરદાન તે તું દે.

**આધિન થઇને વાણી મુજ વર તે**=મને આધિન થઇને મુજ વાણી વર તે—કામ કરે.

**પામર પ્રતિ**=જે પામર જીવ તેના પ્રત્યે.

**નેતિ નેતિ**—(सं. न+इति=એ નહિ)—એ પ્રમાણે કહીને.

**અન્યથા**—(सं.) તદ્દન જુદું જ.

પાનું ૯૦મું—**અગમ**—(सं. अगम्य—अ=નહિ+गम्य=ઓળખાય એવું) નહિ સમજી શકાય એવું.

**દેવાંશી**—(देव=દેવનાં+अंशी=અંશવાળો) ઇશ્વરી અંશવાળો.

પાનું ૯૧મું—**ગૌરવ**—(गुरू=મહત્ત્વવાળું) મોટાપણું.

**રોગગ્રસ્ત**—(रोग=વ્યાધિ+ग्रस्त=પકડાયલું. ग्रस ધાતુ) શારીરિક પીડાથી સપડાયલું.

પાનું ૯૨મું—**ભાખે**—(भाष=બોલવું) મુખથી કહે.

**યમ**—એમ=એ રીતે.

પાનું ૯૩મું—**વિષધર**—(विष=ઝેર+धर=ધારણ કરનાર—धृ ધા.) ઝેરી પ્રાણી—સર્પ.

**અવિન્ધ્ય**—(अ=નહિ+विन्ध्य=વિંધેલો) નાથ્યા વગરનો.

**સોડ પ્રમાણે સાથરો**=સોડ ઘાલવાની પીછોડી જેવડી હોય તેના પ્રમાણમાં પથારી કરવી,—અર્થાત્—પાસે સાધન હોય તે પ્રમાણે ખર્ચ કરવો.

પાનું ૯૪મું—**સંપન્ન**—(सम=સારી રીતે—અથવા સાથે + पन्न=આવી પડેલો—पत् ધા.) મળેલું.

**મુખ ના માંડે**=મ્હોડું માંડે નહિ—માગવું સાંભળે નહિ.

પાનું ૯૫મું—**પૂરણ લક્ષણો**—(સં. पूर्ण=પૂરેપૂરા + लक्षणो લક્ષણવાળો) સંપૂર્ણ લક્ષણે યુક્ત.

પાનું ૯૬મું—**ધનને ધાયો**=પૈસા મેળવવા તરફ દોડ કર્યાં કીધી.

પાનું ૯૭મું—**ઉલંઘીને**—(સં. उत् + लंघ=ઓળંગવું) ઉપરાણું થઈને.

પાનું ૯૯મું—**પ્રેમપય**—(प्रेम=વહાલ + पय=દૂધ) પ્રેમરૂપી દૂધ.

**વૃધવૃક્ષે ફળ ચાખે**=ઘરડાએ મેળવેલાનું ફળ ભોગવે.

**પુણ્યશ્લોક**=જેની કીર્તિ દુનિયામાં વખણાએલી છે તેવો.

પાનું ૧૦૦મું—**દામ દૃષ્ટિથી ભાગે**=પૈસા નજર આગળથી દૂર થાય—જતા રહે.

પાનું ૧૦૧મું—**મોક્ષપદદાયી**—(मोक्ष=મુક્તિ + पद સ્થાન + दायी=આપનાર) મુક્તિનું સ્થાન આપનાર.

**દિગ્વિજયી**—(दिक=દિશાઓ + विजय=જય મેળવનારા) દશે દિશાઓમાં જીત મેળવનારા.

પાનું ૧૦૨જું—**વિઘ્ન**—(वि=વિશેષપણે + घ्न–हन्=હણવું) અડચણ.

પાનું ૧૦૩જું—**કરણ કરી**=કરણ કરીને—કરણ એવું નામ આપીને.

પાનું ૧૦૪થું—**ભીખભેખ**=ભીખારૂનો વેશ લઈને ફરવું તે.

પાનું ૧૦૫મું—**ગૃહસ્થ**—(गृह=ઘર + स्था=રહેવું) ઘર માંડીને રહેવું અથવા જેને ઘર મૂકીને ઉદરપોષણને માટે બહાર જવું નહિ પડે એવો.

પાનું ૧૦૬ઠું—**ઉડે હોસ**=હોસ ઉડી જાય—જીવ જતો રહે એમ થાય.

પાનું ૧૦૭મું—**વાળ્યો આડો આંક**=આડો આંક વાળ્યો—અમુક બાબતમાં કંઇ બાકી રાખ્યું નહિ.

પાનું ૧૦૮મું—**ઉંચ હોય**=જેઓ ઉંચી વર્ણનાં હોય તે.

પાનું ૧૦૯મું—**નિરખી**—(સં.=निरीक्ष्—निः + ईक्ष्=જોવું) ધારી જોવું.

**સૂચવે મર્મ કેવો**=દુઃખી માણસો ભીખ માગતાં આપણને કેવો છુપો ભેદ સમજાવે છે,—અર્થાત્ દયાદાન ઇત્યાદિ નહિ કરવાથી અમારી આ જેવી અવસ્થા થઇ છે તેવી તમે જો કંઇ નહિ કરશો તો તમારી પણ થશે.

પાનું ૧૧૦મું—**કથ્થે રહ્યા**=કથ્થામાંજ માત્ર મશગુલ રહ્યા.

પાનું ૧૧૧મું—**કડછીસમ દિસે ઘણા વર્તનમાં વિદ્વાન**--ઘણા વિદ્વાનોનું વર્તવું કડછીના જેવું છે—અર્થાત્ કડછી અમુક અમુક રસોમાં ફરે છે, છતાં તેના સ્વાદની લહેજત લેતી નથી તેમ. ઘણા વિદ્વાનો વાંચ્યા છતાં તેમાંના રહસ્યને સમજતા નથી.

પાનું ૧૧૨મું—**પંજર થાય**=પિંજર—હાડકાનું ખોખું અર્થાત્ સુકાઇને સલ વળી જવું તે.

**સ્વરૂપસુધારસ**--(स्वरूप=પોતાનું બ્રહ્મસ્વરૂપ+सुधा-रस=અમ્રતના સ્વાદનું પાન) આત્મસ્વરૂપરૂપી અમૃતના રસનું પાન.

પાનું ૧૧૩મું—**ત્રિવિધિતાપ**=આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણ પ્રકારના પરિતાપ.

પાનું ૧૧૪મું—**દ્વિજસંસ્કાર**--(द्वि=બીજી વારનો+ज–जा=જન્મવું. संस्कार=વિધિપૂર્વક કર્મ) બ્રાહ્મણાદિ પહેલી ત્રણ વર્ણને બીજી વાર ઉપનયનાદિ સંસ્કાર કરવામાં આવે છે તે.

પાનું ૧૧૫મું--**ષડ્ઋતુ એ ત્રણ કાળ**=એ છ ત્રણ કાળની—એક એકની બે એમ છ ઋતુઓ છે.

**ખાદ્યપદાર્થ**=ખાવાની વસ્તુઓ.

પાનું ૧૧૬મું—**અવરોધ**—(अव+रुध ધા૦=આડે આવવું).

પાનું ૧૧૭મું—**જ્ઞાતભૂમિ**—(ज्ञात=જણાએલી + भूमि =પૃથ્વી) જાણવામાં આવેલી—જાણીતી પૃથ્વી.

પાનું ૧૧૮મું—**અદ્‌ભુત (રસ)**=આશ્ચર્યતા કે અજાયબી ઉપજાવે તેવો રસ.

**બિભત્સ રસ**=મનને કચવાટ ઉત્પન્ન કરે તેવો રસ.

# તૃતીય વિલાસ—ભાગ ૨ જો.

## પારમાર્થિક કાવ્યકૃતિ.

પાનું ૧૨૧મું—**પ્રાપ્ત**—( प्र + आप्त = મેળવવું નો ભૂ૦ કૃ૦ ) મેળવેલું.

**પંડ**—(પિણ્ડ = શરીર) પોતાની જાતને.

**સહેજ**—( सह—સાથે + ज = જન્મેલા ) જન્મથીજ મળેલા.

પાનું ૧૨૨મું—**વિચર્યો**—( वि = વિશેષે + चर् = જવું, ચાલવું ) ગયો.

**સંચિત**—( सं = સાથે + ची-चय = એકઠું કરવું) એકઠું કરેલું.

પાનું ૧૨૩મું—**સાર્થ** ( स = સહિત + अर्थ = કરવાનું કાર્ય ) કરવાના કર્તવ્ય સહિત.

પાનું ૧૨૪મું—**આણતો**—[ आ + नी—नय = દોરવવું ] લાવતો.

**વિસ્મરે**—( वि = વિરૂદ્ધાર્થ દર્શક ઉપસર્ગ + स्मृ = યાદ કરવું ) ભુલી જાય.

**ઠરે**—( स्थिर = દૃઢ) નિશ્ચલ થઇને રહે.

પાનું ૧૨૫મું—**ષડરિપુ**—( षट् = ૭ + रिपु = શત્રુ) ૭ શત્રુઓ—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર.

**સમૂળું**—( स = સહિત + मूल = મૂળિયું) મુળિયા સાથે.

**સંઘરે**—( सं = સાથે + ग्रह् = એકઠું કરવું ) ભેગું કરે.

પાનું ૧૨૬મું—**અળગ** = અળગી—( अ = નહિ + लग् = લાગવું, અડકવું ) દૂર, આઘું.

**તલ્લીનતા**—( तत् = તે—તેમાં लीन = સંયુક્ત થએલું) તેરૂપ થઇ જવું.

**ભેદબુદ્ધિ**—( भेद = જુદાપણું—भिद्‌दा + बुध् = જાણવું ) જુદું જાણવું તે.

પાનું ૧૨૭મું—**સારૂ**—( सं. सर्व ) સઘળું.

**શરણું**—( शरण ) રક્ષણ તળે જવું.

**મરણું**—( मरण ) મરવું તે.

પાનું ૧૨૮મું—**અવિનાશ**—(अ=નહિ + वि=વિશેષે + नाश) વિશેષે કરીને જેનો નાશ નથી એવો—ઇશ્વર.

**અવગુણ**—( अव=ઉતરતું + गुण=લક્ષણ) નઠારૂં લક્ષણ.

**પતિતપાવન**—( पतित = પડેલો—પાપીને + पावन + શુદ્ધ કરનાર) પાપીને ઉદ્ધારનાર.

પાનું ૧૨૯ મું—**ભવ ભયહારી**—( भव=સંસારરૂપી + भय=બિહિકને + हारी=હરનાર ) આ દુનિયાના ભયને દૂર કરનાર—ઇશ્વર.

**આઠે પહોર**—( अष्ठ + प्रहर ) આખો દિવસ અને રાત્રી.

**ચરણનિવાસ**—( चरण = પદમાં + निवास=સ્થાયી થઇને રહેવું ) પદમાં વાસ કરવો.

પાનું ૧૩૦ મું—**સંહાર્યાં**—( सं = સારી રીતે—સંપૂર્ણ રીતે + हृ=લઇ જવું ) —નો નાશ કર્યો.

**અધમ**—( સં. ) નીચ હલકી=પાપિણી.

પાનું ૧૩૧ મું—**વૈભવ**—( સં. विभव=वि – વિશેષે + भू-भव्=હોવું થવું ) નાના પ્રકારના સુખનો ભોગ.

**ભણે** = બોલવું એ અર્થમાં કવિતામાં વપરાય છે.

**પ્રેમદા**—( प्रेम=સ્નેહ, વહાલ + दा = આપવું ) સ્ત્રી, પત્ની.

**પેખી**—( સં. प्रेक्ष=प्र + ईक्ष्=ધારીને જોવું ) લક્ષપૂર્વક જોઇને.

પાનું ૧૩૨ મું—**પશ્ચાત્તાપ**— (पश्चात्त=પાછળથી + ताप=તપવું ) પસ્તાવો.

**તૃષ્ણાતરંગ**—( तृष्णा=ઇચ્છારૂપી + तरंग=મોજા ) નાના પ્રકારની ઇચ્છારૂપી અહોડા.

**અદકું**—( સં. अधिक=વધારે ) વધતું ને વધતું.

પાનું ૧૩૩ મું—**અજ્ઞ**—( अ = નહિ + ज्ञ=જાણનાર-ज्ञा= જાણવું ) અજ્ઞાની.

**પડેલા**--( સં. पतीत–पत्=પડવું ) પાપી જીવો.

પાનું ૧૩૪ મું—**સહોદર**--( सह=સાથે + उदर=પેટ–એક માતાથી ઉત્પન્ન થનારા) ભાઇભાંડુ.

**વલખાં**--( સં. वि=વિશેષે + लक्ष्=ધ્યાન આપવું ) વારે વારે તરાપ મારવી.

**બારૂં**--( સં. द्वार ) બારણું.

**સાંપડે**--( सम = સારી રીતે + प्राप्त – प्र + आप्त = મળવું ) સારી રીતે મળે.

પાનું ૧૩૫મું—**સરે**—(સં. सृ=સરવું) સફળ થાય, પાર પડે.

**પળે**—(સં. पलायन=જવું ) જાય.

**સત્યાસત્યવસ્તુ-વિવેક**—( सत्य + असत्य + वस्तु = વસ્તુનો + विवेक=ગોઠવણી ) ખરીખોટી વસ્તુ ઓળખવાની શક્તિ.

પાનું ૧૩૬મું—**જારી**—(સં. यारी ) વ્યભિચાર.

**ઠાઠ ઠાલી**=ઠાલી ઠાઠમાં—નકામો ડોળ કરીને.

**ધરે**—(સં. धुसर=ઝોંસરી) દુનિયારૂપી ગાડાનો બોજો.

**તાતો**—(સં. तप्त=તપેલો) બળ્યો બળ્યો થતો.

પાનું ૧૩૭મું—**ગઈ મારી**=મારી ગઇ—ઢંકાઈ ગઇ.

**રડી રહેશે**=આંસુડાં નિચોવીને બેસી રહેશે.

**વારી**—(સં. वार=વખત) છુટવાની તક.

પાનું ૧૪૦મું—**સ્રીધન**=સ્ત્રી અને ધન—પ્રેમદા અને પૈસો.

**૪થી કડી**—માયારૂપી વાદળાં આખો રસ્તો ઢાંકી દે છે, તેમાં વિવેકબુદ્ધિરૂપી વિજળી રસ્તો બતાવે છે; પણ એનું બળ માયાના બળ કરતાં પાછળ પડે છે=ઓછું પડે છે—કંઇ કરી શકતું નથી.

**અભ્ર**—(સં. अप=પાણી + भृ=ભરવું) વાદળાં.

પાનુ ૧૪૧મું—**પાનાતુર**—(સં. पान=પાણી પીવાને + आतुर=અતિશય ઇચ્છાવાળા) પાણી પીવાને તલપી રહેલા.

**સાદવટ**=સાદાઇ, સાદાપણું.

**કુવાણ**=વાંધાસાંધા.

**પહાણ**=(सं. पाषाण) પથરો.

પાનું ૧૪૨મું—**ઉપરમ**=ઊંડા ઊતરીને જ્ઞાનદૃષ્ટિએ જોવું તે.

**કોહં-કસ્તવં** (कः + अहम्. कस्त्वं=कः + त्वम्) હું કોણ, તું કોણ.

પાનું ૧૪૩મું—**અનૂપ**—(सं. अनुपम=अन्—નહિ + उपमा—મુકાબલો) જેનો કોઇ સાથે મુકાબલો નહિ થાય એવો.

**વિપરીત**—(वि=વિશેષે + परि=ચારે તરફ + ईत=ગએલું) ઉલટું.

પાનું ૧૪૪મું—**તદાકાર**—(सं. तत्=તે + आकार=રૂપ) તે રૂપ—ઇશ્વરરૂપ થવું તે.

**અંતરશુદ્ધિ**—(सं. अंतः=વચ્ચે + शुद्धि=ચોખ્ખું થવું તે) અંતઃકરણ નિષ્પાપ થવું તે.

પાનું ૧૪૫મું—**દુર્દૈવ**—(सं. दुः=નઠારૂં + दैव=ભાગ્ય—दिव=પ્રકાશવું). નબળું ભાવિ.

**દુસ્તર**—(दुः=અઘરૂં—દુઃખે કરીને + तर—तॄ=તરવું) મહામુશ્કેલીથી પાર જવાય એવો.

પાનું ૧૪૬મું—**ભવાબ્ધિનૌકા**—(सं. भव=સંસારરૂપી + अब्धि=સમુદ્ર—अप=પાણી + धि=જથ્થો + नौका=હોડી) આ દુનિયારૂપી દરિયામાંથી કાઢનારી હોડી.

**સંબોધતા**—(सं. सम्=રૂડે પ્રકારે + बुध्=જાણવું) ઉપદેશ કરતા.

પાનું ૧૪૭મું—**યોગાનંદ નિમગ્ન**—(सं योग=યોગરૂપી+आनंद=મોજમાં + निमग्न-नि + मज्ज्=ઊંડા જવું) યોગરૂપી આનંદમાં તલ્લીન થએલા.

**પાદામ્બુજે**—(सं. पाद=પગ + अंबुज=કમળ—अंबु=પાણીમાં + जा=જન્મવું) ચરણરૂપી કમળમાં.

પાનું ૧૪૮મું—**પરહરી**—(सं. परि=ચારે તરફ + हृ=હરવું) બધી મેરથી લઇ લઇને—ત્યાગ કરીને.

**પટાન્તરે**—(સં. पत=પડદો + अंतरे=છેટે) પડદાની બહાર.

**અવરથા**—(સં=એનો અહીં અર્થ નથી + वृथा= ફોકટ) નકામો.

પાનું ૧૪૯મું—**આસન**—(સં. आस्=બેસવું) બેઠક કરીને.

**અહોનિશ**—(સં. अहः=દિવસ + निशा=રાત્રી) દહાડો અને રાત.

**આપત**—(સં. आपत्ति-आ=મર્યાદાદર્શક ઉપસર્ગ + पत्=પડવું) દુઃખ.

# તૃતીય વિલાસ—ભાગ ૩ જો.

## સ્ત્રીઉપયોગી કાવ્યકૃતિ.

પાનું ૧૫૪મું—**લૈ વધામણાં રે**=વધામણાં લઇને-(સં. वर्धमान= વધવાનું-ચઢતી થવાની આશિષ).

**ગેબી ઘંટો ગાજતા**=ઉંડાણમાં ઘંટ વાગતા હોય તેવી રીતે છૂપી ગર્જનાની પેઠે અવાજો થતા.

**ધન્યવાદ-ઘોષ**=ધન્ય ધન્ય એવા વચનના શબ્દો—અવાજો.

પાનું ૧૫૫મું—**વફાદારી વર્ષાવવા**=રાજ્યભક્તિનાં ચિહ્નો દર્શાવવાને.

પાનું ૧૫૭મું—**સહુ વાત પૂછે વારી વારી**=ઉલટાવી ઉલટાવીને ઘણી ઘણી વાતો કઢાવી લે.

પાનું ૧૫૮મું—**પાપ પીયરિયાંનું ધોતાં**=પીયરિયાંનું પાપ ધોતાં-પીએરનાં સગાંઓનું ભુંડું બોલતાં.

**કંઇ વાત કરે ચાંદું ચોળી**=કંઇ વાતને લંબાવી લંબાવીને ઘણુંજ મોટું રૂપ આપે.

પાનું ૧૫૯મું—**હોડ...ધરીએ**=હરિફાઇ કરીએ.

પાનું ૧૬૨મું—**સાંતરૂ**=રસોઇને માટે જોઇતી વસ્તુઓ એકઠી કરી એક જગ્યાએ મુકવી તે.

પાનું ૧૬૩મું—**પહેરે પાની પર્યંત**—પગની પાટલી સુધી તે પર પડતું રહે એવી રીતે લુગડું પહેરે.

પાનું ૧૬૪મું—**ન મુકે પાય**=પગ મુકે નહિ—જઇને ઉભા રહે નહિ.

**પાન્ચાલી**=પાંચાલ દેશના રાજાની કુંવરી—દ્રૌપદી.

પાનું ૧૬૫મું—**જરા ઉં કરી શબ્દ કાને પડે કે**=ઉં ઉં એવો અવાજ કાને પડે અર્થાત્ રડતું સંભળાય કે તુરત.

પાનું ૧૬૬મું—**પાન ના હોય થાને**—(થાન—સં. स्तन) સ્તનમાં દૂધ હોય નહિ.

**કરો ચાલતું-ચાલતું કરો**=બનતા પ્રયત્ન કરો.

**ભલે દૈવ લો વા**=અથવા તો ભલે ભાવિ એ આળ પોતાને માથે લો—લેઓ.

પાનું ૧૬૮મું—**ઓળે અટવાતાં ઉગારી લીધા**=વારંવાર જન્મવાનાં દુઃખ દૂર કીધાં—મોક્ષપદ આપ્યું.

પાનું ૧૬૯મું—**વસમું**—(સં. विशम) વશ કરવી અઘરી.

**અજ્ઞાન-અંધારી**=અજ્ઞાનરૂપી આંખે બાંધેલી અંધારી—ઢોરની આંખે બંધાય છે તે.

**સ્વાત્મસદન**=પોતાના સ્વરૂપનું ભાનરૂપી ઘર=મોક્ષનું સ્થાન.

પાનું ૧૭૧મું—**આવરિયું નિજ આપ**=પોતાનું રૂપ બદલ્યું.

પાનું ૧૭૩મું—**વસુદેવે ત્યાં વાણી કહી**=તે વખતે વસુદેવ તુરત બોલ્યા.

પાનું ૧૭૫મું—**નંદ-વધુ-ઊદર સંચરો**=નંદની સ્ત્રી જશોદાના ગર્ભમાં જઇને રહો.

**તેજ મૂર્ત્તિ કદી આ વેષ**=આવે રૂપે તેજસ્વી મૂર્તિ દેવકીની કદી જોઇ નથી.

પાનું ૧૭૬મું—**આકસ્માત**=અકસ્માત—(સં. अकस्मात—अ=નહિ +

**કસ્માત**=શા માટે) શા કારણથી એવો સવાલ કરી નહિ શકાય તેવું—અર્થાત્ એકાએક, અચિંતવ્યું.

પાનું ૧૮૧મું—**જાણે કાળતણી હોય હાણ**=જાણે કે જીવ લેનારનો નાશ થયો.

પાનું ૧૮૨મું—**રંકને રત્નજ સાંપડ્યું**=ગરીબને ઘેર અમૂલ્ય પુત્રરૂપી રત્ન પ્રાપ્ત થયું—(સાંપડ્યું—સં. संप्राप्त).

પાનું ૧૮૩મું—**મૃત આ દેહમાં આવ્યો પ્રાણ**=મરી ગએલા જેવો થએલો તે પાછો જીવતો થયો.

પાનું ૧૮૫મું—**વધામણી**—(સં. वर्धमान) શુભ સમાચાર.

**આણ**—(સં. आज्ञा)=હુકમ.

પાનું ૧૮૬મું—**શણગારે**—(સં. शृंगार)=આભુષણ.

પાનું ૧૮૭મું—**ધર્ણ**—(સં. धरणी धृ. ધાતુ) પૃથ્વી.

**સ્વર્ગ પ્રયાણ**=સ્વર્ગમાં જવું. प्रयाण, या=જવું ધાતુ ઉપરથી.

# તૃતીય વિલાસ—ભાગ ૪થો.

## પ્રચલિત રાહની પ્રાસંગિક સંગિતકૃતિઓ.

પાનું ૧૮૯મું—**ગજાનન**—(સં. गज=હાથી + आनन=મોઢું) હાથીના જેવું મુખ છે જેનું એવા—ગણપતિ.

પાનું ૧૯૧મું—**ઉભરાય**=(સં. उत्=ઉંચે + भृ=ભરવું) ઉંચે ઉછળવું.

પાનું ૧૯૫મું—**અમુલખ**=(સં. अमूल्य)=કિંમત વગરનો—જેની કિંમત ન થાય એવો.

પાનું ૧૯૮મું—**શરણાગત**=( સં. शरण =રક્ષણ તળે + आगत = આવેલો ) શરણે આવેલો તે.

# ચતુર્થ વિલાસ—ટીકા.

## ભોળાનાથનું ભાવિ અને વિજયા-વિજયરંગ.

પાનું ૨૦૧ લું—**નિર્વાહ**—(સં. निः=વિશેષપણે + वह=વહેવું) ઉદરપોષણ.

**અવિહિત**—(સં. अ=નહિ + विहित=વેદે કહેલી તે) વેદમાં કહ્યા કરતાં ઉલટું.

પાનું ૨૦૨ જું—**પ્રચાર**—(સં. प्र=આગળ + चर=જવું-ચાલવું) ફેલાવું.

**વાંધો વડો**=ભણવાગણવાને નામે આરતી કહેવાય છે તેવું.

પાનું ૨૦૪ થું—**પ્રગટી પાપી રાત**=પુન્ય પૂરૂં થતાં પાછળથી પાપ ભોગવવાનો વખત આવ્યો.

**કુળગર્વ-કાળગૃહમાં**=કુળાભિમાનરૂપી મોતના ઘરમાં.

**આપ્રાણાન્ત**—(आ-મર્યાદાદર્શક ઉપસર્ગ + प्राणान्त=જીંદગીના છેડો) મરતાં સુધી.

પાનું ૨૦૫ મું—**બ્હાવરો**—(સં. विह्वल)=બેબાકળો-ગભરાએલા જેવો.

પાનું ૨૦૬ મું—**ઝડપાય**=નાના બાળક હોય ત્યારથી વિવાહ થાય તે.

પાનું ૨૦૯ મું—**મ્હોંલાજો**—(સં. मुखलज्जा) મોં ઢાંકીને લાજ કાઢવી તે.

**નીતિ-ભૂષણ**—(निति=સદ્‌વર્તનરૂપી + भूषण=ઘરેણું) સારી વર્તણુકરૂપી આભુષણ.

પાનું ૨૧૦ મું—**પૈએર=પહિયેર**—(સં. पितृगृह) બાપને ઘેર.

**વિદ્યાવ્સને શોભે વાન**=વિદ્યારૂપી વ્યસનથી જેનું શરીર શોભે છે—નિત્ય ભણવામાંજ જે મચેલા રહે છે.

પાનું ૨૧૧ મું—**ધન મ્હારા પર પાણી ફેરે**=મારી શ્રીમંતાઇ બળથી ઢંકાઇ જાય.

પાનું ૨૧૨ મું—**અસ્તોદય નિશ્ચલ નિયમ**=સૂર્ય ઉગે અને આથમે એમ ચાલુ નિયમ પ્રમાણે થયાજ કરે.

પાનું ૨૧૩ મું—**પદ્દ**—(સં. पद=પદવી) ઉંચું સ્થાન—અધિકાર.

પાનું ૨૧૪ મું—**અન્નના દુકાળા**—( દુકાળા = સં. दुष्काल) પૂરૂં ખાવાનું ન મળે.

પાનું ૨૧૫ મું—**જુગદાધાર**—( સં. जगदाधार ) દુનિયાને આધારરૂપ પરમેશ્વર.

પાનું ૨૧૬ મું—**શત્રુ-જોગ**—( સં. शत्रुयोग ) દુશ્મનની ગરજ સારે.

પાનું ૨૧૭ મું—**જાણે વેદ** = જાણે કે વેદનું વચન હોયની તેમ.

પાનું ૨૧૮ મું—**શોકશીલા**—( સં. शोक–शुच धा० = દિલગિરીરૂપી + શીલા = પથ્થર ) શોકરૂપી પથ્થરથી.

પાનું ૨૨૦ મું—**ન્હાનપણે**—( સં. = लघुक – લહાન = નાનું ) બાલ્યાવસ્થામાં.

પાનું ૨૨૧ મું—**નાક નવ નીચું પડે** = અભિમાન મૂકીને નીચાનમણી થાય નહિ.

**મૂર્ખના શિરોમણી** = મૂર્ખના માથાના મણી–મૂર્ખોમાં શ્રેષ્ઠ.

પાનું ૨૨૬ મું—**ભાવતણો ભંડાર** = ઘેર આવે તેના ઉપર ભાવ રાખવામાં કાંઈ રીતની ન્યુનતા રાખે નહિ એવા.

પાનું ૨૨૭ મું—**કૃતાર્થ**—( સં० कृत = કરાયલું–પાર પડેલું + अर्थ = કામ ) ધારેલું કામ જેનું પાર પડેલું છે તેવા.

**નવ ખાધા પરવાર** = જેને ખાવાની સરખી પણ નવરાશ મળતી નથી એવા.

**સળકે જ્યારે દંત** = જ્યારે દાંત ચળવળે અર્થાત્ સારૂં સારૂં ખાવાની વૃત્તિ થાય.

પાનું ૨૨૮ મું—**કપટી કાળીનાગ** = કાળીનાગના જેવો ઝેરી કપટીશંકર.

**મુજ શિર છે એ ભાળ** = મારે માથે એ સપુરત છે.

પાનું ૨૨૯ મું—**શાસ્ત્ર ઉપર દે પાય** = શાસ્ત્રમાં કહેલી વાતના ઉપર પગ મૂકે અર્થાત્ તેને ગણે નહિ.

**ગરકે ઘણા અપવાદ** = ગરજમાં ઘણું ઘણું ખોટું કહેવાવું એ ઢંકાઇ ગએલું છે.

પાનું ૨૩૦ મું—**પાણીના ઘંટા વાજે**=પાણીના ઘંટા ગગડે-બીલકુલ પાણી મળે નહિ.

**હોઠ જોઇ આઘા ભાગે**=તે જોઇને હોઠ દૂર ખસી જાય અર્થાત્ પાણી પીવાનું મન કરે નહિ.

**લોઢીએ લાંછન દીસે**=તવા ઉપર કાટ ચઢીને પોપડા વળેલા દેખાય.

પાનું ૨૩૩ મું—**વાંચે ભલું**=ભલું વાંચે-કોઇનું સારૂં ઇચ્છે નહિ.

પાનું ૨૩૪ મું—**બદદાનત**—બદ=નઠારી + દાનત=બુદ્ધિ.

પાનું ૨૩૫ મું—**જેરબંધ ત્યાં જારી કર્યો**=ચાબકાનો માર મારવો શરૂ કર્યો..

પાનું ૨૩૬ મું—**હેલ ઉપર આ સુપડું**=પાપરૂપી ઘાસનું મોટું ગાડું ભરેલું તેમાં આટલું સુપડા જેટલા વજનનું એક નાનું સરખું પાપ વધારે.

પાનું ૨૩૭ મું—**બંધ રાજદરબાર**=હવડાં કોરટોમાં બંધ રત્ન પડેલા છે.

પાનું ૨૩૮ મું—**ઘરધંધો સહુ લીધો હાથ**=ઘરનું સઘળું કામ પોતે જાતેજ કરવાનુ ઉઠાવી લીધું.

પાનું ૨૩૯ મું—**હું હાયે દોડી મરતી**=મનમાં અકળામણથી દોડાદોડ કરતી.

**ડીબો ચઢયો છાતી**=છાતીએ ડીબો ચઢયો-છાતીમાં ડચુરો બાઝયો, છાતી બંધ થઇ ગઇ-બોલાયું નહિ.

પાનું ૨૪૦ મું—**અરરર કપિતાને વિજયા એ**=અરેરે આ કપિતાનની સાથે એ વિજયાનું જોડાવું તે માકડાની કોટે રત્ન જેવું છે.

પાનું ૨૪૧ મું—**અધરરસ પ્રેમપાન લેવા**=અધરામૃતરૂપી પ્રેમનું પાન કરવાને.

પાનું ૨૪૨ મું—**નૌયોવના**—(સં. નવયૌવના) તાજી જોબનમાં આવેલી.

**ઉપજે શોજ વિનાશ**=કેવી રીતનો નબળો પરિણામ નિપજે.

પાનું ૨૪૭ મું—**પૈસાની નવ પેર**=જોઇએ તેટલા પૈસા આપવાની કાંઇ સગવડ નહિ.

પાનું ૨૪૯ મું—**વૃદ્ધિએ યોજ્યા ઉપાય**=દુનિયામાં વધારવાને માટે જોઇતા પ્રયત્નો કીધા.

પાનું ૨૫૦ મું—**ભાળવી**=શોધી કઢાવીને.

પાનું ૨૫૧ મું—**કંઇક મસે દઇ ડહામ**=કંઇ કંઇ બાને ટાણો મારીને.

**અદાપતોજ અનંગ**—(સં. अनंग—अन्=નહિ + અંગ=શરીર-શરીર વગરનો, કામ) કામ પીડા કરતો હતો.

**પડતા પર પાટુ ગતિ થઇ**=પડવાની પીડા અને તેના પર પાછી લાત તેવી હાલત થઇ.

પાનું ૨૫૨ મું—**પણ નહીં માંડયું મ્હોડું તેણ**=પણ તેણે મ્હોડું માંડયું નહિ—તેની વાતને ગણકારી નહિ.

પાનું ૨૫૩ મું—**કપિતાને કાબુ ધરી**=કપિતાનને સ્વાધીન લેવાનું કરીને.

પાનું ૨૫૪ મું—**ધરતી ઘરે ધ્યાન**=પોતાના ઘરનું સારું થવા પર લક્ષ આપતી.

**રમારંગની રીત**=સ્ત્રીના વિલાસની કેવી રીત છે તે.

પાનું ૨૫૭ મું—**બાંહ્ય ગ્રહો બેલી થઇ**=મદદગાર થઇને હાથ પકડો-સહાય કરો.

**બિરદ જાળવો નામ**=નામની યોગ્યતા જાળવો.

**શું નહીં આવે ઠામ**=શું તે ઠેકાણે નહિ આવે?